# ભુજબળથી ભાગ્યપરીક્ષા

(૧૯૧૫)—બંગાલ ઇલાકામાં પોતાના બાહુબળથી એક ગરીબ બંગાલી યુવક
વાબના સમયમાં કેવી રીતે ઊંચ ઓદ્ધે ચઢયો અને તેણે કેવી સ્વામી ભક્તિ
બતાડી, પોતાના ભાગ્યની પરીક્ષા કરી તથા તેના પ્રેમની એક સુંદર મનોરંજક
વાર્તા આમાં છે. કીમત રૂ. ૨—૦—૦

---

## સચિત્ર પાટણની પ્રભુતા સચિત્ર

### નવી બીજી આવૃત્તિ

(૧૯૧૬)—આ વાર્તા પ્રસિદ્ધ નવલકથાકાર કનૈયાલાલ માણેકલાલ મુનશી
(એડવોકેટ)ની કલમથી લખાયલી છે. તેમાં ગુર્જર નરેશ સિદ્ધરાજ ગાદીપતિ
થયો તે વખતે આરંભ કાળમાં રાજ્યની લગામ મહારાણી મીનળદેવીના હાથમાં
હતી અને અમાત્ય મુંજાલ કેવી રીતે રાજકારભાર ચલાવતા, કર્ણાવતી સાથે કેમ
વિગ્રહ થયો અને મટચો, ત્રિભુવનપાળ, ઉદા મેહેતા, કાક ભટ્ટની શૂરવીરતા,
મુત્સદ્દીપણું એ વગેરે અદ્ભુત પ્રસંગોથી રંગેલી આ વાર્તા છે. આના અનુસંધાન
રૂપે મુનશીએ ગુજરાતનો નાથ, અને રાજાધિરાજની વાર્તાઓ લખી છે, એટલે
આ વાર્તા મૂળ વાંચવી જોઇએ. કીમત રૂ. ૨—૦—૦ પાકું પુઠું રૂ. ૨—૮—૦

---

## અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ

(૧૯૧૮)—આમાં લોભી કાકુ, તેની પુત્રી અને રાજકન્યાની વચ્ચે હીરાની
ડાબડી માટે થયેલી વઢવાડ, મહિયારીની ચતુરાઈ, વલ્લભી વંશના છેલ્લા રાજા
ઉપર કાકુની શીખવણીથી આરબોએ કરેલો હુમલો અને તેનો વિનાશ, વગેરે
પ્રસંગો અદ્ભુત અને હૃદયંગમ રીતે વર્ણવેલા છે. વાર્તાનો પ્રવાહ એક સરખો
પહેલેથી છેવટ સુધી વહ્યો જાય છે. તેમાં શ્રીશંકરાચાર્ય પશ્ચિમ મુલકનો
વિજય કરવા આવી ગયા તેનું વર્ણન છે. કથા અદ્ભુત અને રસિક છે.
કી. રૂ. ૩—૦—૦ ઘટાડેલી કી. રૂ. ૨—૦—૦

---

“ગુજરાતી” પત્રની ૫૦ મી ભેટ

# પાટણની પ્રતિષ્ઠા

(ઐતિહાસિક નવલકથા)

સચિત્ર

ગુર્જર પ્રાણ ગુર્જર મન,
ગુજરાતે વસે જે ભાઈબેન,
એક હો! એક હો! નેક હો! હે ભગવાન!




લેખક:

**માધવલાલ ત્રિભુવન રાવળ**

પન્ના, [illegible], ઇંદુકલા, જુવાનોના જંગ ઇત્યાદિના કર્તા


ચિત્રકાર: કલાનિધિ


પ્રકાશક:

“ગુજરાતી” પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

વિ. સં. ૧૯૮૯ ઈ. સ. ૧૯૩૩

મૂલ્ય રૂ. ૩-૦-૦

# પ્રસ્તાવના

> હિન્દમાતાની લાડિલી બાળ!
> ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ. — ન્હાનાલાલ

**ગુ**ર્જર વાચક સમક્ષ આ નવલકથા સાદર કરતાં પ્રસ્તાવના રૂપે બે બોલ કહેવાની આવશ્યકતા જણાય છે.

આ નવલકથામાં સોલંકી વંશના અંતિમ સમયના ઇતિહાસનો એક ભાગ રજુ કરવામાં આવ્યો છે. સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં સોલંકી વંશનો સૂર્ય મધ્યાહ્નમાં મહાલતો હતો, તે અજયપાળ ગુર્જરેશ થયા પછી ધીરે ધીરે અસ્તાચળ ભણી પ્રયાણ કરવા લાગ્યો.

સ્વ. નવલરામે કહ્યું છે કે;—

> ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહી;
> થિર થાવર ન દીઠું કાંઈ, ફરતી છે છાંઈ.

ચઢતીપડતી ચાલી આવે છે. કોઈ પણ વ્યક્તિ કે સમષ્ટિનો ઉદય સદાસર્વદા એકસરખો નથી રહ્યો. તો પછી સોલંકી વંશને પણ એ નિયમ લાગુ પડે, એ નવી નવાઈ નથી. ઇતિહાસકારો સોલંકી વંશના પતનના દોષભાગી તરીકે અજયપાળ અને ભીમદેવને વર્ણવે છે. આ નવલકથામાં મેં તે માન્યતાનો પ્રતિવાદ કરવાનો યથાશક્ય પ્રયાસ કર્યો છે.

ત્રિભુવનપાળને ત્રણ પુત્રો હતા; મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળ. સિદ્ધરાજ અપુત્ર હોવાથી તેના મૃત્યુ પછી ત્રિભુવનપાળનો પુત્ર ગાદી ઉપર આવે. ત્રણે પુત્રોમાં મહીપાળ મોટો હોવાથી તેનો ગાદી ઉપર હક્ક થાય, પરંતુ એક હાસ્યજનક કારણથી* પ્રથમ બેને ગાદી નહિ

---

* એક એવી દંતકથા કહેવામાં આવે છે, કે સિદ્ધરાજના મૃત્યુ પછી સામંતોએ મહીપાળને તેના વેશ ઉપરથી અને કીર્તિપાળને "તમે જેમ કહેશો તેમ રાજ ચલાવીશ" એમ કહ્યાથી તે બન્નેને રાજ ચલાવવાને નાલાયક ઠરાવ્યા. કુમારપાળને 'શી રીતે રાજ ચલાવશો?' એટલું પૂછતાં તેની આંખો ચમકી ઉઠી. એકદમ તે ધ્રૂજ-

આપતાં સૌથી નાના ભાઈ કુમારપાળને ગાદી આપી. આમ થવાનું કારણ કુમારપાળ તરફની જૈનોની સહાનુભૂતિ હતી અને પરિણામે કુમારપાળના સમયમાં જૈનોનું પ્રાબલ્ય રહ્યું. આ અન્યાય મહીપાળે તો મુંગેમોઢે સહન કર્યો, પણ તેના પરાક્રમી* પુત્ર અજયપાળથી તે સહન થઇ શક્યો નહીં. તેણે ગાદીએ આવતાં વાર પોતાના પિતાને અન્યાય કરવામાં કારણરૂપ તમામ જૈનોને કંઇ ને કંઇ નિમિત્તે શિક્ષા કરી. અલબત્ત તે શિક્ષાઓ ઘાતકી હતી, પરંતુ તેનું કારણ પોતાના પિતાને મળેલ અન્યાયનો બદલો લેવાનું હતું. તે જમાનો અહિંસાનો નહોતો. शठं प्रत्यपि सत्यमर्तुं સૂત્ર તે દહાડે નહોતું પ્રવર્તતું. 'હણે તેને હણીએ તેમાં દોષ ન ગણીએ' એ ક્ષાત્રનીતિ પ્રવર્તતી હતી. અજયપાળે તે નીતિ અખ્તિયાર કરી. પરિણામે તેને જૈન ઇતિહાસકારોએ આપેલાં દુષ્ટબુદ્ધિ, પિતૃધર્મઘાતક, નાસ્તિક આદિ વિશેષણોના વિશેષ્ય બનવું પડ્યું.

---

ભર ઉભો થઇ ગયો અને તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી બોલ્યો કે; "આ રીતે રાજ ચલાવીશ." આથી બધા સામંતો ખુશ થયા. પ્રથમ તો આ દંતકથા જ લાગે છે. કારણ કે કુમારપાળ ગાદીએ બેઠા ત્યારે તેની ઉમ્મર પચાસ વરસની હતી. (જુઓ રાસમાળા પૃ. ૨૫૦) ભાઈ ભાઈ વચ્ચે બબ્બે વરસનું અંતર ગણીએ તો પણ મહીપાળ અને કીર્તિપાળની ઉમ્મર અનુક્રમે બાવન અને ચોપનની થાય. આવા આધેડ વયના પુરુષોની ક્રિયા દ્વારા કશી પરીક્ષા ન લેતાં નાનાં છોકરાંને પૂછે તેવો નકામો અને નાંખી દીધા જેવો સવાલ પૂછવો તે બુદ્ધિ કબુલ ન કરે તેવી વસ્તુ છે. તેમ એમ માનો કે એવો સવાલ પૂછવામાં આવ્યો તો 'મંત્રિમંડળની સહાયથી રાજ્ય ચલાવીશ?' એ જ તેનો સાચો જવાબ છે. 'તરવારને જોરે રાજ્ય કરીશ,' એ જવાબ કાંઈ સાચો નથી. દંડનીતિ તો ચોથા નંબરની છે. આટલી સાદી વસ્તુ ગુજરાતના મુત્સદ્દીઓ અને સામંતો ન સમજી શકે એમ માનતાં બુદ્ધિ અચકાય છે. ખરૂં ખોટું ઈશ્વરને માલમ.

* અજયપાળનો જૈનો તરફનો અભાવ એ કંઇ ખાનગી વસ્તુ નહોતી. જૈન મંત્રીઓ તે જાણતા જ હોવા જોઇએ, છતાં પોતાના વિરોધીને રાજગાદીપર આવવા દીધો તેમાં તેમની ઉદારતા કરતાં અજયપાળનું પરાક્રમીપણું મુખ્ય કારણ લાગે છે. મંત્રીઓએ ધાર્યું હોત તો તેઓ રાજગાદીને માટે ગમે તેને ઉભો કરી શક્યા હોત, પરંતુ અજયપાળ પાસે તેમનું કંઈ ચાલ્યું નહિ હોય.

શાન્ત વિચારણા કરવામાં આવે તો તરત ગળે ઉતરે એવી વાત છે, કે અજયપાળે પોતાના પરંપરાગત ધર્મથી જૂદી જાતનો ધર્મ માન્ય રાખ્યો કે પ્રવર્તાવ્યો નથી, કે જેથી તે પિતૃધર્મઘાતક આદિ વિશેષણોને લાયક બને. હા, કદાચ કુમારપાળને તે વિશેષણો લાગુ પાડવામાં આવે તો ચાલે. કારણ કે તેણે પોતાના કુલધર્મનો ત્યાગ કરી, જૈનધર્મ અંગીકાર કર્યો હતો. પરંતુ જૈન ઇતિહાસકારોની નીતિ જ એવી જણાય છે, કે પોતાનાથી પ્રતિકૂળ તે પિતૃધર્મઘાતક! (કુમારપાળ એ કંઈ અજયપાળના પિતા નહોતો કે તેણે માન્ય રાખેલો ધર્મ અજયપાળ ન માન્ય રાખે તો તે પિતૃધર્મઘાતકની પદવીને પ્રાપ્ત થાય.)

અજયપાળે વિરોધીઓને પ્રાણદંડની શિક્ષાઓ કયા કારણથી કરી તે બાબતમાં પ્રમાણભૂત ઇતિહાસ મળતો નથી, એમ કહીએ તો ચાલે. પોતાના અંતઃકરણમાં પિતાને થએલ અન્યાયનો વૈરાગ્નિ ધીકતો હોવ છતાં મહા—અમાત્ય કપર્દી અને પંડિત રામચન્દ્ર જેવા પ્રતિષ્ઠિત જૈનોના ઘાત કરવા માટે તેને જરૂર કોઈ મજબૂત કારણો મળ્યાં હશે અને તે એવાં કારણો હશે કે તેને માટે પ્રાણદંડ જ પર્યાપ્ત ગણાય. પરંતુ એવાં કારણો જ્યાં સુધી ન શોધી કાઢવામાં આવે ત્યાં સુધી ઉપલબ્ધ ઇતિહાસનો જ આશરો લેવો રહ્યો. મેં આ નવલકથામાં કુમારપાળની સીસોદણી રાણી ચન્દ્રકલા-(નામ કલ્પિત છે) ઉપર ધર્મને બહાને મંત્રીઓ અને મહારાજાએ કરેલ જુલ્મને તેના આંતર કારણ રૂપે કલ્પ્યો છે અને બાહ્ય કારણો તરીકે રાજ્યને ઉથલાવી નાંખવાનાં કાવતરાં ગોઠવવાનું આળ માન્યું છે.

આ નવલકથામાં અજયપાળ ઉપરના ધર્મવિદ્વેષ આદિ આરોપોનો પ્રતિવાદ કરી, ખરૂં દોષભાગી કોણ હતું તે મેં બતાવ્યું છે. આમ કરવામાં કેટલીક કિંવદંતિઓ સિવાય અન્ય આધાર નથી. પરંતુ પ્રસંગચિત્રણ એવી રીતે કરવામાં આવ્યું છે કે, વાચકોને ગળે ઘુંટડો ઉતરી જાય.

ઇતિહાસમાં આવી જ ગુંચ ભીમદેવને માટે છે. તેના શત્રુ પૃથ્વીરાજનો આશ્રિત, મિત્ર અને મદદનીશ રાજકવિ ચન્દ જેને નારાયણનો અવતાર કહીને માનપૂર્વક વર્ણવે છે, તેને ભોળો, ચઢાઉ અભિમાની આદિ વિશેષણો લગાડવાં તે પરિસ્થિતિ નહીં સમજવાની વૃત્તિ સૂચવે છે. આખુ

# પ્રસ્તાવના

અર્થાત્ ચંદ્રાવતીની રાજકુંવરી ઇચ્છની–ઇચ્છનકુમારી જેને આ નવલકથામાં
ઇચ્છાદેવી કહેવામાં આવી છે, તેને માટેનો તેનો અનુરાગ માત્ર જુવાનીનો
તરંગ નહિ હોય, પણ કંઈક સહેતુક હશે. ચન્દ્રાવતીનું રાજ્ય ગુજરાતની
ઉત્તર સરહદપર હતું અને તે સોલંકીઓની વરિષ્ઠ સત્તા સ્વીકારતું
હતું. તે રાજ્યની કુંવરી પૃથ્વીરાજ જેવા પરાક્રમી રાજાને ત્યાં
જાય તો ચન્દ્રાવતીમાં સોલંકીઓની સત્તા ચાલતી હતી તેટલી ન
ચાલે અથવા મુદ્દલ ન ચાલે. જમાઇને જોરે પરમાર માથું પણ ઉંચકે,
એ રીતે ઉત્તર સરહદ નબળી પડે. ભીમદેવ જેવા રાજનીતિજ્ઞ પુરુષને આ
વસ્તુ ન પસંદ પડી હોય અને તેથી જ તેણે ઇચ્છનીની માગણી કરી હોય
તો તે બનવા જોગ છે. આ દ્રષ્ટિબિન્દુ ધ્યાનમાં લેતાં ભીમદેવની ઇચ્છા-
દેવીની માગણીનો હેતુ વાસનાતૃપ્તિનો નહીં પણ રાજકીય હોય, ગુજરાતનું
ગૌરવ જાળવવાનો હોય એમ લાગે છે. ભીમદેવનો ઇચ્છાદેવી તરફનો અનુરાગ
આ બીજી રીતે સહેતુક બનાવવાને પણ આ નવલકથામાં યત્ન થયો છે.

ભીમદેવનું મહત્ત્વાકાંક્ષી, સ્વદેશપ્રેમથી ભરપૂર અને અનેક પરાક્રમ-
ઘટનાઓથી સમૃદ્ધ જીવન જનતા સમક્ષ રજુ કરવાનો મારો અભિલાષ તો હજી
બાકી જ છે. ઇશ્વરેચ્છા હશે તો તે કોઈ સમયે ફળીભૂત થશે. આ નવલકથામાં
તો તેના રાજકાલનો એક પ્રસંગ વર્ણવી મારે સંતોષ માનવો પડ્યો છે.

શ્રીફાર્બસ સાહેબે ભીમદેવને અજયપાળનો નાનો ભાઈ માન્યો છે,
પરંતુ આ માન્યતાનું તેમણે કંઈ કારણ આપ્યું નથી. જ્યારે ઇતિહાસ-
ગ્રન્થો તેને અજયપાળનો પુત્ર અને (બાળ) મૂળરાજનો અનુજ કહીને
વર્ણવે છે. બાળ મૂળરાજના રાજ્યકાળમાં શાહબુદ્દીન ઘોરી સાથેના
યુદ્ધમાં ભીમદેવે જિત મેળવી હતી, એ મુદ્દો લક્ષમાં લઈ મેં આ નવલ-
કથામાં તેને અજયપાળનો નાનો ભાઈ ગણ્યો છે. અજયપાળનો ભીમદેવ
નાનેરો ભાઈ જ હતો, એ વસ્તુ ઠોકી બેસાડવાની મારી મુદ્દલ ઇચ્છા નથી.

હવે પાત્રાલેખન બાબત. અજયપાળ, નાયકાદેવી, ભીમદેવ,
લીલાદેવી, જેતસી પરમાર, ઇચ્છાદેવી, અમરસિંહ,* વસ્તુપાલ, તેજ-

*અમરસિંહના સંબંધમાં ચંદ લખે છે કે, અમરસિંહ સેવડા કરીને જૈન
સાધુ હતો. તે ભીમદેવની સેવામાં હતો. તે પોતાના મંત્ર વડે કરીને સ્ત્રી, પુરુષ,

પાલ,* મહા અમાત્ય કપર્દી, પંડિત રામચન્દ્ર, આંબડ મહેતા આદિ તમામ મુખ્ય પાત્રો ઐતિહાસિક છે. રાણી પદ્માવતી પણ ઐતિહાસિક પાત્ર છે. તે પાત્રની ખિલવટ માટેની પ્રસંગરચના કલ્પિત છે. અજયપાળનો ઘાતક વિજ્જલ ઐતિહાસિક પાત્ર છે. તેનો નાનો ભાઈ પિથ્થલ તથા તેની પ્રેયસી વિલાસવતી કલ્પિત છે અને તે વિજ્જલના કાર્યનું કારણ બતાવવા માટે કલ્પ્યાં છે. કારણ કે, प्रयोजनमनुद्दिश्य न मंदोऽपि प्रवर्त्तते ।

આ પ્રમાણે ઇતિહાસના પાયા પર આ કલ્પનાની ઇમારત ખડી કરવામાં આવી છે. કોઈ પણ પ્રસિદ્ધ ઐતિહાસિક પાત્રને વિકૃત ન કરવાની ખાસ કાળજી રાખી છે. ઇતિહાસને વફાદાર રહી, વસ્તુને વેગવાન બનાવવા પ્રસંગરચના રચી છે. આમાં મને કેટલે દરજ્જે સફલતા મળી છે તે તો "ગુજરાતી" પત્રના વિચારવંત વાંચકો અને વિવેચકો જ કહી શકે. इति शम्।

હંટર મેલ ટ્રેનિંગ કૉલેજ
રાજકોટ
જન્માષ્ટમી: ૧૯૮૭

માધવલાલ ત્રિભુવન રાવળ

---

દેવ વગેરેને વશ કરતો. તેણે પારકરના યાદવ અને સોઢા એ સર્વમા બ્રાહ્મણોનાં ઘર બાળીને તેમને દેશનિકાલ કર્યા હતા. તે માળવામાં, પ્રાચી ધરતીમાં અને આબુ ઉપર ફરતો હતો. આગળ જતાં ચંદ લખે છે કે, ભીમદેવે તેને ઇચ્છનીનું માગું કરવા મોકલ્યો હતો. મને આ વસ્તુમાં બે વાતનો વિરોધ લાગ્યો. એક તો અમરસિંહ નામ અને તેની પાછળ લગાડેલી શાખ પરથી તે સાધુ હોવા કરતાં ગૃહસ્થ હોવાનો વધુ સંભવ છે. વળી કન્યાનું માગું કરવા સારૂ સંસારત્યાગી સાધુને મોકલવામાં આવે તે અજુગતું છે, તે બીજો વિરોધ છે. તેથી આ નવલકથામાં મેં તેને સંસારી માન્યો છે. મુસલમાની રિયાસતના લેખક મી૦ સર દેસાઈ આ અમરસિંહને પ્રખ્યાત અમરકોષનો લેખક કહે છે. અમરકોષની ગવર્નમેન્ટવાળી આવૃત્તિમાં તે બૌદ્ધ હતો એમ લખ્યું છે. આ અમરસિંહ જૈન છે. આથી અમરકોષનો કર્તા અમરસિંહ અને ભીમદેવનો મિત્ર અમરસિંહ એક કે જુદા, તે વિવાદાસ્પદ વસ્તુ રહે છે મેં તેને કોષકાર તરીકે સાવ ન સ્વીકારતાં કોપમાં પ્રીતિવાળો પંડિત કલ્પ્યો છે.

* વસ્તુપાળ તેજપાળનાં માતપિતાનું વૃત્તાન્ત 'કીર્તિકૌમુદી'ના ગુજરાતી ભાષાન્તરની પ્રસ્તાવનામાંથી લીધું છે.

# નવલ-યોજના માટે ઉપયોગમાં લીધેલા ગ્રંથોની યાદી

૧. રાસમાળા બે ભાગ ( ભાષાંતર )
૨. કીર્તિકૌમુદી ( પુરોહિત સોમેશ્વરદેવરચિત મહાકાવ્ય )
૩. પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી ( મણિલાલ છબારામ ભટ્ટ )
૪. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ( કર્તા ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ )
૫. ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ ( ભા. પૂ. ચાહ )
૬. સૌરાષ્ટ્રનો ઇતિહાસ ( ભગવાનલાલ સંપતરામ )
૭. મુસલમાની રીયાસત ( સર દેસાઈ કૃત ગુ. વ. સો. નું ભાષાંતર )
૮. પાટણસિદ્ધપુરનો પ્રવાસ ( રામલાલ ચુનીલાલ મોદી )
૯. જય ગુજરાત અથવા અભિનવ સિદ્ધરાજ ( ધ. હી. ત્રિપાઠી )
૧૦. શ્રી. કેશવલાલ કામદારકૃત હિંદનો ઇતિહાસ તથા ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ પ્રસિદ્ધ કરેલ ઇતિહાસ. હિંદના ઇતિહાસને લગતાં અન્ય પુસ્તકો તથા "ગુજરાત સર્વસંગ્રહ"
૧૧. "ગુજરાતી"ની ગુજરાતના ઇતિહાસને લગતી ભેટો; તેમાં પણ ખાસ કરીને દરેક પુસ્તકમાં સાક્ષરરત્ન નારાયણ વિસનજી ઠક્કુરે લખેલી ઐતિહાસિક અન્વેષણયુક્ત પ્રસ્તાવનાઓ.
૧૨. સિવાય ગુજરાતના ઇતિહાસ ઉપર નવલ લખનાર રા. મુનશી વગેરેનાં લેખાણો, વાર્તાઓ વગેરે પણ જોઈ જવામાં આવ્યાં છે.

# પાટણની પ્રતિષ્ઠા

અને

## કુમારપાળ-ભીમદેવ

## અનુક્રમણિકા

### પ્રથમ ખંડ



### દ્વિતીય ખંડ

## તૃતીય ખંડ



---

## ચતુર્થ ખંડ





# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| નામ | ઇ. સન. | કિંમત. |
| --- | --- | --- |
| અ. પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે.... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. ગૃહધર્મ... ... .... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર ... | (૧૮૮૬) | મળતી નથી |
| દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ ... ... | | ૦-૧૦-૦ |
| ૨ હિન્દ અને બ્રિટાનિયા (રાજભક્તિવિડંબન—એક ભાગ) | (૧૮૮૭) | ૨- ૦-૦ |
| ૩ ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૪ મહારાણીનું જીવનચરિત્ર ... ... ... | (૧૮૮૮) | ૧- ૮ ૦ |
| ૫ સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ... | (૧૮૮૯) | ૦- ૪-૦ |
| ૬ ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨- ૦-૦ |
| ૮ અઢારમી સદીનું હિન્દુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય ... ... | (૧૮૯૬) | ૨- ૦-૦ |
| ૯ ઔરંગઝેબ અને રાજપૂતો ... ... ... | (૧૮૯૭) | ૨- ૦-૦ |
| ૧૦ શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડના રાજવંશનો એક અદ્ભુત ઇતિહાસ... | (૧૮૯૮) | ૧- ૮-૦ |
| ૧૧ હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨- ૦-૦ |
| ૧૨ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ ... | (૧૯૦૦) | મળતી નથી |
| ૧૩ બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ ... | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ ... | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર... | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦ હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા! | (૧૯૦૭) | ૩- ૦-૦ |
| ૨૨ પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલજી વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત |
|---|---|---|---|
| | | (૧૯૦૯) | ૨-૦-૦ |
| ૨૩ | ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ ... | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી ૪૦ ચિત્રો ... ... ... | (૧૯૧૧) | મળતી નથી |
| ૨૭ | ચુંબનમીમાંસા ... ... ... ... | (૧૯૧૨) | ૨-૦-૦ |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | (૧૯૧૩) | ૨-૦-૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... ... | (૧૯૧૫) | ૨-૦-૦ |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૬) | ૨-૮-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... ... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચન્દ્ર અને સુહાસી ... | (૧૯૧૮) | ૩-૦-૦ |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | | |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ અથવા | (૧૯૧૯) | ૩-૦-૦ |
| | બાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ ... ... | (૧૯૨૦) | ૩-૦-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસ્લામ ... ... | (૧૯૨૧) | ૩-૦-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... | (૧૯૨૨) | ૩-૦-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ... | (૧૯૨૩) | ૩-૦-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ... ... | (૧૯૨૪) | ૪-૮-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ... | (૧૯૨૫) | ૩-૦-૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય... | (૧૯૨૬) | ૩-૦-૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ... | (૧૯૨૭) | ૩-૦-૦ |
| ૪૩ | મુરીદે ચશવાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૮) | ૩-૦-૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન... | (૧૯૨૯) | ૩-૦-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને જનેસર ... | (૧૯૩૦) | ૩-૦-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ... | (૧૯૩૧) | ૨-૦-૦ |
| ૪૭ | અમરેશ્વરી કટારી ... ... ... | (૧૯૩૧) | ૨-૦-૦ |
| ૪૮ | તોગાજી તલવાર અને રાયસિંહજીની હવેલી ... | (૧૯૩૨) | ૩-૦-૦ |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર ... | (૧૯૩૩) | ૩-૦-૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | | |

# કીર્તિકૌમુદી

## વિષય–પ્રવેશ

ગુર્જર પૃથ્વી, ગુર્જર જલ,
ગુર્જર વાયુ, ગુર્જર ફલ,
પુણ્ય હો! પુણ્ય[1] હો!
પુણ્ય હો! હે ભગવાન!

ગુર્જર ઘર, ગુર્જર હાટ, ગુર્જર વન, ગુર્જર ઠાઠ;
પૂર્ણ હો! પૂર્ણ હો! પૂર્ણ હો! હે ભગવાન!

ગુર્જર પણ[2], ગુર્જર આશા,
ગુર્જર કાજ, ગુર્જર ભાષા,
સત્ય હો! સત્ય હો!
સત્ય હો! હે ભગવાન!

ગુર્જર પ્રાણ, ગુર્જર મન, ગુજરાતે વસે જે ભાઇબેન,
એક હો! એક હો! નેક હો! હે ભગવાન![3]

ગુજરાતના ઇતિહાસમાં સોલંકીઓનો સમય તે ખરેખર સુવર્ણયુગ કહી શકાય. આ કાળ વિ. સં. ૯૯૮(કેટલાકને મતે ૧૦૧૭)થી શરૂ થઈ છેક વિક્રમ સંવત ૧૨૯૮ પર્યંત, એટલે લાગટ ત્રણસો વર્ષ જેટલો સમય ચાલ્યો.[4] ગુજરાત પર રાજ કરનાર બીજા કોઇ પણ રાજવંશ કરતાં ચાલુક્યોએ વધારે સમય રાજ કર્યું છે.[5]

---

૧ પવિત્ર. ૨ પ્રતિજ્ઞા, ટેક, નિયમ. ૩ વિશ્વવિખ્યાત કવિવર ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરના એક ગીત પરથી ફેરફાર સાથે. ૪ જુઓ કીર્તિકૌમુદી પૃ. ૯–૧૦ વ. ક. આચાર્યની પ્રસ્તાવના. ૫ ભાઇચંદ પૂજાનો ઇતિહાસ જુઓ. પૃ. ૨૦૭–૨૦૮. ચાવડા ઇ. સ. ૭૪૬–૯૪૨=૧૯૬ વર્ષ; સોલંકી ઇ. સ. ૯૪૨ થી ૧૨૪૨=૩૦૦ વર્ષ; વાઘેલા ઇ. સ. ૧૨૪૨ થી ૧૩૦૪=૬૨ વર્ષ; સુલતાનો ઇ. સ. ૧૪૦૩ થી ૧૫૭૩=૧૭૦ વગેરે વગેરે.

વર્યાં હતાં, જેનાં કીર્તિગાન ગાઇને કવિઓ પોતાને સાંપડેલી સરસ્વતીને સફળ થઈ ગણતા, જેના રાજ્યની આણ ઉત્તરે આબુની પેલી પાર

હવે આપણે આ નવલકથામાં જેનું ચરિત્રચિત્રણ કરવામાં આવ્યું છે, એવા ચાર રાજાઓમાંથી (ગુર્જરેશ્વર) કુમારપાળ, અજયપાલ, (બાલ) મૂળરાજ તથા (ભોળા) ભીમદેવ(બીજા)ના સંબંધનું અવતરણ લઈ આ ટિપ્પણી પૂર્ણ કરશું. કુમારપાલ વિષે કીર્તિકૌમુદીમાં તેની કીર્તિગાથા નીચે પ્રમાણે છેઃ-

**કુમારપાળઃ**

મહીમંડલનો ભાનુ સિદ્ધ લોકાંતરે ગયો;
પછી કુમારપાળશ્રી પ્રજારંજનકૃત થયો.
સ્વર્ગે જતાં પ્રથમના, પૃથ્વીશ પૃથુ આદિએ;
પોતાના ગુણરત્નોની, સોંપી થાપણ જાણીએ.
નહિ માત્ર મહીપાલો, બાણોએ સમરાંગણ;
લોકવ્યાપી ગુણે જેણે, જિતીયા પૂર્વજો પણ.
રણમાં પગલાં જેણે, દીધાં શૂરોની સન્મુખ;
તથાપિ તેની સ્ત્રીઓથી, અવળું જ કર્યું મુખ.

**અજયપાળઃ** અજેપાળ થયો રાજા કલ્પવૃક્ષ સમો પછે;
જેણે અકિંચનો[1] વાણી કાંચને[2] મહી કીધી છે. ૫૨
મત્ત માતંગની સાથે, હેમની માંડવી[3] અહી;
જાંગલેશ્વર[4] પાસેથી, જેણે પાદ ગળે દઇ. ૫૩
ધિક્કારે રવિને તેજ, ભાર્ગવ[5] તુલ્ય આકરા;
જેણ ધોઈ ક્ષત્રિ રક્તે અર્પી શ્રોત્રિયને ધરા. ૫૪
નિત્ય દેનાર દાનોનો, નૃપોને નિત્ય દંડતો;
વરતો નિત્ય નાર્યોને, સમ ત્રિગુણ[6] સાં હતો. ૫૫

**મૂળરાજઃ** ધરેલે રાજ્યને પથ્યે, ગયે તે ઇંદ્રની વત;
લાવ્યો જયંતનો વેશ, મૂળ રાજાખ્ય તત્સુત. ૫૬

---

૧ ગરીબ. ૨ સોનું. ૩ અંબાડી. ૪ રાજા. ૫ પરશુરામ. ૬ ધર્મ, અર્થ અને કામ.

ઝાલોડ સુધી અને દક્ષિણે કોલ્હાપુર સુધી વર્તી રહી હતી, સોરઠ અને માળવામાં જેની હાક વાગતી હતી, તે બર્બરક વિજેતા "રાજાધિરાજ" સિદ્ધરાજ જયસિંહ સંવત ૧૧૯૯(ઈ. સ ૧૧૪૩) ના કાર્તિક સુદિ ત્રીજને દિવસે દેવ થયો.

તેને માટે પ્રબંધચિંતામણિનો કર્તા લખે છે કે,

महालयो महायात्रा महास्थानं महासरः ।
यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥*

---

* સિદ્ધરાજ વિષેની કેટલીક પ્રશસ્તિઓ નીચે આપી છે. તે એવા હેતુથી કે અભ્યાસી વાચકની જિજ્ઞાસાવૃત્તિ સંતોષાય.

**શાર્દૂલવિક્રીડિત**

भूमिं कामगवि स्वगोमयरसैरासिञ्च रत्नाकरा
मुक्ता स्वास्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुंभी भव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥

અહો કામદુધા! તારા ગોમય રસ વડે પૃથ્વીનું સિંચન કર; હે સમુદ્રો! તમે મોતીના સાથીઆ પૂરો. હે ચંદ્ર! તું તારા પૂર્ણ તેજથી પ્રકાશ. હે દિગ્ગજો! તમારી સૂંઢ વડે કલ્પતરૂનાં પાંદડાંનાં તોરણ ધારણ કરો. કારણ કે જગતને જિતીને "રાજાધિરાજ" સિદ્ધરાજ આવે છે.

---

ચપળાઈથી બાલત્વે, શીખતાં જ રણાંગણે;
તુરુષ્ક રાજાની સેના, વિખેરી નાખી જેમણે. ૫૭
જેણે કાપેલ મ્લેચ્છોનાં, મસ્તિકાસ્થિ-ભર્યું સ્થળ;
જોઈ પિતા હિમાદ્રિને, ન સ્મરે અર્બુદાચળ. ૫૮
તે કલ્પવૃક્ષનો કોટો ઉખેડ્યો વિધિયે કુત;
**ભીમદેવ:** ત્યારે તેનો લઘુ ભ્રાતા, ઉપજ્યો ભીમ ભૂપત. ૫૯
કદાપિ તુલ્ય આ ભીમ, બકારિ† ભીમસેનની;
બને ન જે રાજહંસ‡ દમનાર બડો બની. ૬૦

---

† બક નામના રાક્ષસને મારનાર. ‡ શ્રેષ્ઠ રાજાઓ, રાજહંસ.

મોટી ઇમારતો, મોટી જાત્રાની જગાઓ, મોટાં સ્થાનકો અને મોટા જલાશયો જેટલાં સિદ્ધરાજે કરાવ્યાં છે તેટલાં અને તેવાં બીજા કોઈથી ન થઈ શકે. આવો તે મકાનો બાંધવાનો શોખીન અને પરોપકારી હતો.

સિદ્ધરાજના મરણ પછી તેની અનિચ્છા છતાં ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી(પાટણની પ્રભુતાની અસલ)નો ત્રીજો પુત્ર કુમારપાળ, બનેવી

---

गाथा—सो जयउ कूटच्छरडो तिहुयण, मज्झम्मि जेसल नरिन्दो ।
छित्तूण रायवंसं, इक्कं छत्तं कयं जेण ॥

{ स जयतु कुटोच्छेदकः त्रिभुवनमध्ये जयसिंहनरेन्द्रः ।
छित्वा राजवंशं छत्रं कृतं येन एकच्छत्रं राज्यम् ॥ }

ત્રણે લોકના શૂરવીર રાજાઓમાં શ્રેષ્ઠ જેણે સર્વ રાજવંશીઓનો નાશ કરીને એક છત્ર નીચે આખું જગત આણી દીધું છે, એવા જયસિંહ નરેન્દ્રનો જય થાઓ.

मात्रयाप्यधिकं किंचिन्न सहन्ते जिगीषवः ।
इतीव त्वं धरानाथ ! धारानाथमपाकृथाः ॥

વિજેતાઓ બીજાને પોતાનાથી એક માત્રા જેટલા પણ અધિક સહન કરી શકતા નથી, એમ સ્થાપિત કરવાને હે પૃથ્વીપતિ સિદ્ધરાજ ( ધરાનાથ ) તમે માળવાના રાજા(ધારાનાથ, કારણ કે માળવાની રાજધાની ધારાનગરી છે.)નો નાશ કર્યો.

मानं मुञ्च सरस्वती; त्रिपथगे सौभाग्यभंगीं त्यज
रे कालिंदि तवाफला कुटिलता; रेवे रयस्त्यज्यताम् ।
श्रीसिद्धेशकृपाणपाटितरिपुस्कंधोच्छलच्छोणित—
स्रोतो—जातनदी नवीनवनिता रक्ताम्बुधिर्वर्तते ॥

હે સરસ્વતી! તું માન મૂક. ઓ ગંગા! તું તારા સૌભાગ્યનો ગર્વ મૂકી દે. હે યમુના! તારું કુટિલપણું નિષ્ફળ છે. હે નર્મદા! તું તારો વેગ તજી દે. કારણ કે શ્રીસિદ્ધરાજે પોતાની તરવારવતી કરેલા શત્રુચ્છેદના લોહીથી ઉત્પન્ન થએલી નવીન વનિતારૂપ નદી પર સમુદ્ર પ્રીતિ કરવા લાગ્યો છે.

કીર્તિકૌમુદીના કર્તા સોમેશ્વરદેવે વર્ણવેલી કીર્તિકથા તો આગલી પાદટિપ્પણીમાં આપણે વાંચી જ છે.

કાન્હદેવ અને સ્નેહીઓની શુભ ભાવનાઓથી અને સહાયકોની મદદથી ગુજરાતની ગાદીએ આવ્યો. આ નવલકથા અહીંથી શરુ થાય છે. 'રાજાધિરાજ'માંહેના પાત્રોનું વધુ જીવન જાણવાને તમને આ નવલકથા બહુ ઉપયોગી થઈ પડશે.

આ વાતને બે વર્ષ થઈ ગયાં હતાં.

* સિદ્ધરાજ સંવત ૧૧૫૦( એટલે ઇ. સ. ૧૦૯૪)માં ત્રણ વરસની ઉમરે પિતાની હયાતીમાં ગાદીનશીન થયો હતો. તેનું પુરું નામ સિદ્ધરાજ જયસિંહ હતું, જેને ગુજરાતીઓ "સધરાજેસંગ"ના વહાલસોયા નામથી આજે પણ સંભારે છે. તેણે પોતાના નામ પરથી સિંહ સંવત્સર શરૂ કર્યો હતો. તે કેટલાક શિલાલેખોમાં જોવામાં આવે છે.



## ખંડ ૧ લો

### પ્રકરણ ૧ લું

### કુમારપાળ અને કાહ્નદેવ :: સાળાબનેવી

“મને બોલાવ્યો હતો ?” કાહ્નદેવે પ્રવેશ કરતાં જ રૂઆબથી પૂછ્યું.

“હાજી.” ગુર્જરેશ્વરે શાન્તિપૂર્વક જવાબ આપ્યો.

“કેમ ?” પ્રશ્નના અવાજ પરથી સ્પષ્ટ સમજાતું હતું કે ગુર્જરેશ્વરની નમ્રતાની અસર કાહ્નદેવ પર બિલકુલ થઈ નથી.

“થોડી મસલત કરવા.” અપાર મહાસાગર જેટલી જ ગંભીરતાથી ગુર્જરેશ્વરે જવાબ આપ્યો.

“મારી સાથે મસલત કરવા ?! મારી સલાહની શી જરૂર પડી છે ? પેલો ખંભાતનો ઉદયન મંત્રી ક્યાં મરી ગયો છે ? અને પૂજ્યશ્રી હેમાચાર્ય ક્યાં ગામ ગયા છે કે મારે સલાહ આપવાનો વારો આવ્યો ?” કાહ્નદેવના બોલવામાં પ્રત્યેક પળે અવિવેકની માત્રા વધતી જતી હતી.

“આપની સલાહ નથી જોઈતી. કાહ્નદેવજી ! આપને મારે સલાહ આપવી છે.” ગુર્જરેશ્વરના અવાજમાં રાજત્વ ઝળક્યું.



"મને !? મારેય કોઈની સલાહની જરૂર નથી."

"રોગી સમજે કે મારે દવાની જરૂર છે, તે પહેલાં વૈદ્ય સમજી જાય છે."

"એટલે ? હું રોગી અને આપ વૈદ્ય, એમ કે ?"

"હાજી. આપને "ક્રોધ" "અવિવેક" અને "ઉતાવળીઆપણા"નું દરદ લાગુ પડયું છે. આપને ખબર છે કે,

કામતનય, કુલઘાતક, ક્રોધ પાપકા મૂલ;
જેહિ વશ નર અનુચિત કરહિ, ચરહિ વિશ્વપ્રતિકૂલ."*

"મને આવી શિખામણો આપવાની જરૂર નથી અને મારે તે સાંભળવી પણ નથી."

"ગુર્જરેશ્વરે આપેલ શિખામણ સાંભળવાની, અંતરમાં ઉતારવાની અને તે-મુજબ વર્તન કરવાની પ્રત્યેક ગુર્જર સામંતની ફરજ છે." ગુર્જરેશ્વર કુમારપાળના બોલવામાં પદે પદે ગૌરવ પ્રદર્શિત થતું હતું.

---

* ક્રોધ કામનો દીકરો છે, કુળનો નાશ કરનાર છે, અને પાપનું મૂળ છે, જેને વશ થઇને માણસ ન કરવાનું કરે છે, અને દુનિયાથી અવળો ચાલે છે.

ગુર્જરસામંત કાહ્નદેવ કુમારપાળને ગુજરાતની ગાદી હસ્તગત કરવામાં મુખ્ય સહાયક હતો, આથી કુમારપાળ તેના તરફ પ્રકટપણે કૃતજ્ઞતા બતાવતો હતો. કુમારપાળની જૈનો, જૈનાચાર્યો અને જૈનધર્મ તરફની હરહમ્મેશ વધતી જતી સહાનુભૂતિથી ગુર્જરસામંતોનાં મન ઉંચક થયાં હતાં. ગુર્જરોનો પરંપરાગત રાજધર્મ શૈવ હતો. તે કાળમાં જૈનધર્મ તરફ પ્રકટપણે કે ગુપ્ત રીતે વિદ્વેષ કેળવવો, એ શૈવ તરીકેનું મુખ્ય લક્ષણ ગણાતું હતું. ગુર્જરેશ્વરની વિધર્મ તરફની લાગણી જોઈ ઘણા ગુર્જરસામંતોનો એ જૈનવિદ્વેષ ગુપ્ત હતો ત્યાંથી પ્રકટ થયો અને પરિણામે જૈનવિદ્વેષે ગુર્જરેશ્વર તરફની અવગણનાનું રૂપ લીધું. કાહ્નદેવે આવા જૈનવિદ્વેષીઓની સરદારી લીધી. પોતે કુમારપાળને રાજ અપાવવામાં સહાયક હતો, એ વાતના અભિમાનમાં આ વસ્તુ ઉમેરાતાં કાહ્નદેવ છકી ગયો. અને કુમારપાળની હાજરીમાં અને ગેરહાજરીમાં ફાવે તેમ બકવા લાગ્યો. પ્રથમ તો કુમાર-પાળે આ બધું ચલાવી લીધું, પણ જ્યારે તેણે પોતાના મૌનની દરબારીઓ ઉપર ખરાબ અસર થતી જોઈ ત્યારે કાહ્નદેવને સમજાવવા નિરધાર કર્યો. ઉપલી વાતચિત આ સમજુતીનું પ્રથમ પગથીયું હતી.

"મારે એ ફરજ બજાવવી નથી." કાહ્નદેવ તિરસ્કારથી બોલ્યો.

"તો તમે રાજદ્રોહી લેખાશો."

"તમે મને શું ગણશો એની મને દરકાર નથી."

"રાજદ્રોહીને હું શી શિક્ષા કરું છું તે જાણો છો ? પ્રાણદંડ."

"કીડીમંકોડીનેય ન મારી શકનારથી મને શો પ્રાણદંડ દેવાવાનો હતો ? કુમારપાળ ! સુમતી બાંધો અને સમાગ કરો." કાહ્નદેવે ટોણો માર્યો.

"કાહ્નદેવ ! કાહ્નદેવ ! હદ ઓળંગી જાઓ છો હો. ગુર્જરેશ્વર સાથે કેમ વાતચિત કરવી એનું તમને ભાન નથી લાગતું."

"ચાલુક્ય કુમારપાળ સાથે કેમ વાત કરવી તે હું બરાબર સમજું છું."

કાહ્નદેવનાં છેલ્લાં વચનથી કુમારપાળનું ગૌરવર્ણું મોં લાલઘૂમ થઈ ગયું. આંખમાં લાલી તરવરી, જરા સફેદ થએલી મૂછો પર તેણે હાથ મૂક્યો અને આજુબાજુ જોયું. પરંતુ ગુર્જરેશ્વર અજબ હતા. તેમણે ક્રોધ ઉપર કાબુ મેળવી લીધો. શાન્તિ પકડી અને શાન્ત હેતાળ સ્વરે બોલ્યા:

"કાહ્નદેવ ! તમે મારા બનેવી, મારા પૂજનિક, તેમાંયે તમારો મારા પર ઉપકાર. તમે ગુર્જરસામંતોના અગ્રણી. ગુર્જરસિંહાસનનો આધાર. ભલા, તમારે તે મારા કાર્યમાં મદદ કરવી જોઇએ, કે અડચણો ઉભી કરવી જોઇએ ? તમારે હાથે તો મારે ગુજરાતનું ગૌરવ સારાયે ભારતવર્ષમાં ફેલાવવું છે. પૂજ્ય ગુરુવર્ય હેમાચાર્યજી વિદ્યાવિજય અને ધર્મવિજય કરશે, તમે રણવિજય સાધજો. અંદર અંદરની ખટપટોથી ગુજરાતની ગાદીને નબળી બનાવવી તે તમને શોભે ખરૂં ? તમારે શાન્તિ અને સહુકાઇથી વર્તવું જોઇએ. તમારી તોછડાઇની બીજાપર શી અસર થાય તેનો વિચાર કરવો જોઇએ. તમારે તો બીજાને વિવેક શિખવવો જોઇએ, ત્યાં પછી તમે જ વિવેક મર્યાદા મૂકો તે કેમ ચાલે."

"વિધર્મીઓ તરફ વિવેક બતાવતાં મને આવડતું પણ નથી અને મારે શિખવું પણ નથી." મરણાસન્નને જેમ દવા કારી ન કરે તેમ કાહ્નદેવને કુમારપાળની શિખામણ કારગત લાગી નહિ.

"જૈનધર્મ તે વિધર્મ ! શું જૈનીઓ હિન્દુ નથી ? અને મેં કે'દહાડે જૈનધર્મ અંગીકાર કર્યો કે મને વિધર્મી ગણો છો ?"

"જૈનધર્મને જે રાજ્યાશ્રય મળે છે તે કોઇથીએ અજાણ્યું નથી."

"એ તો મળતો હતો અને મળે છે."

"જયસિંહ મહારાજે શ્રીહેમાચાર્યને કદિયે ગુરુ નહોતા કહ્યા કે નહોતા માન્યા."

34337

"—અને હું તેમ કહું છું અને માનું છું તે મારો વાંક, ખરૂં ?" ગુર્જરેશ્વર વચ્ચે બોલ્યા અને હસ્યા. "કોઇને રત્નની ખરી જાત સમજાય અને તે તેની વિશેષ કીંમત કરે એમાં શું ખોટું ? વડીલે આચાર્યશ્રીમાં વિદ્યા જ માત્ર જોઇ, એટલે તેમણે પંડિત ગણી સન્માન્યા. મેં તેમાં વિદ્યા ઉપરાંત દિવ્યતા ભાળી, ત્યાગ, તિતિક્ષા અને સંયમ ભાળ્યાં એટલે ગુરુ ગણું છું. જેને જેવું દેખાય તે તેવું કહે."

"હું પણ મને જેવું દેખાય છે એવું કહું છું."

કાહ્નદેવનાં પ્રત્યેક વચન અભિમાનભર્યાં અને ગુર્જરેશ્વર તરફ ખુલ્લો તિરસ્કાર બતાવનારાં હતાં, પરંતુ ગુર્જરેશ્વર કુમારપાળ શાન્તિ સેવી રહ્યા હતા.

"કાન્હદેવ! હું જૈન ધર્માચાર્યનો શિષ્ય છું, અથવા ધારો કે તમારી માન્યતા પ્રમાણે જૈન છું, છતાં તમારે શું કર્તવ્ય છે?"

"એક ચુસ્ત શૈવ તરીકે વધુમાં વધુ વિરોધ કરવાનું."

"ભૂલો છો, કાન્હદેવ! ભૂલો છો. સમગ્ર રાષ્ટ્રકલ્યાણ આગળ પોતાની ધર્મભાવનાનું નિમિત્ત કાઢી આંતરવિગ્રહ ઉત્પન્ન કરવો ન ઘટે. ધર્મ તો મનની માન્યતા છે. જેને જેમાં પ્રીતિ અને પ્રતીતિ તે તેને મળે અને પૂજે. ધાર્મિક માન્યતા તે વ્યક્તિના પોતાના સ્વાતંત્ર્યની વાત છે. આપણી આગળ અત્યારે ગુજરાતના કલ્યાણનો મહાપ્રશ્ન ઉકેલ માટે ખડો છે. એ પ્રશ્ન દર પળે વધુ ને વધુ ગુંચવાતો જાય છે. તમારે તમારા વર્તનથી કેટલીએક ગુંચ વધારવી જોઈએ કે એકાદ ગુંચ ઉકેલવી જોઈએ? અને તમે તો મને રાજગાદી અપાવી. તમારાથી મારો વિરોધ કેમ જ થાય? તમે મારો વિરોધ કરો છો તે તમારો પોતાનો વિરોધ કરો છો. કેમ બોલતા નથી?" ગુર્જરેશ્વરે પોતાની વાણીમાં વધુમાં વધુ મીઠાશ, સ્નેહ અને આત્મીયતા બતાવવા પ્રયત્ન કર્યો.

"માણસને પોતાની કરેલ ભૂલ સુધારતાં પણ આવડવું જોઈએ. જે દિવસે મેં રાજગાદી બાબતમાં તમારો પક્ષ કર્યો તે દિવસે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો કે ગુર્જર બાહુબળ પર વાણીઆઓનું રાજ્ય ચાલશે અને એવી ખબર હોત તો મેં મહીપાળ કે કીર્તિપાળ જ પસંદ કર્યા હોત."

"ત્યારે તમારે નથી જ સમજવું?"

"ના."

"નથી જ સમજવું?" ગુર્જરેશ્વરે બીજી વાર પૂછ્યું.

"ના, ના, ના," કાન્હદેવ ઉશ્કેરાઈને બોલ્યો.

"આનું પરિણામ ઘણું ખરાબ આવશે." ગુર્જરેશ્વરે ચેતવણી આપી.

"તમારે માટે." કાન્હદેવે છાતી ઠારી નાંખે એવો જવાબ આપ્યો.

"નહિ, તમારે માટે."

"હું જોઉં છું. મારો વાળને વાંકો કરવાનું કોનામાં સામર્થ્ય છે તે." કાન્હદેવ સિંહની છટાથી ગુર્જરેશ્વર તરફ ફર્યો.

"હું છું" ગુર્જરેશ્વરનો હુંકાર આખા દિવાનખાનામાં ગાજી રહ્યો.

"ત્યારે જોઉં છું તમને કોણ બચાવનાર છે તે."

જેમ સિંહ હાથી પર તલપે તેમ કાહ્નદેવ નિઃશસ્ત્ર કુમારપાળ પર કૂદ્યો. તેની ધારદાર તરવાર ગુર્જરેશ્વરના ગળાને વાઢી નાંખે તે પહેલાં વચ્ચેજ એક તરવાર ઝબકી. બન્ને તરવારો અથડાવાથી તણખા ઝર્યા. ગુર્જરેશ્વરને મળેલી એકાએકની મદદથી કાહ્નદેવ સંકોચાયો, પાછો હઠ્યો અને વળી કૂદ્યો. એ જ પળે સશસ્ત્ર પચ્ચીસ યોદ્ધાઓ "ગુર્જરેશ્વર કુમારપાળદેવની જય" પોકારતા અંદર ઓરડામાં ધસી આવ્યા અને કાહ્નદેવને પકડી લીધો.



"માતૃભૂમિ ગુજરાતનો જય." ગુર્જરેશ્વર ગર્જ્યા. જાણે યોદ્ધાઓના જયનાદમાં સુધારો કરતા હોય. યોદ્ધાઓએ પણ એ જયનાદ ઝીલી લીધો. "માતૃભૂમિ ગુજરાતનો જય." આખા દિવાનખાનાનું વાતાવરણ ગાજી ઉઠ્યું.

"કાહ્નદેવ! જોયું મને કોણ બચાવનાર છે તે?" યોદ્ધાઓથી ઘેરાએલા અને પરહેજ થએલા પોતાના બનેવીને ઉદ્દેશીને કુમારપાળ બોલ્યા.

મજબુત પહેરામાંથી અને તેથી યે મજબુત બંધનથી હવે કાહ્નદેવ છુટી શકે તેમ નહોતું. કુમારપાળ સામે તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી તે મૌન જ રહ્યો.

"કાહ્નદેવ! હવે અમે જોઈએ છીએ તમને કોણ બચાવનાર છે તે." જેણે ગુર્જરેશ્વરના સંરક્ષણને માટે પ્રથમ દેખાવ દીધો હતો તે વીર યોદ્ધો આગળ આવી બોલ્યો.

"એમને બચાવનાર હું." ગૌરવભરી છટાથી ગુર્જરેશ્વર બોલ્યા. રાજદ્રોહીની માફી રાજા આપી શકે છે.

બધા આશ્ચર્યચકિત થઈને કુમારપાળ સામે જોઈ રહ્યા હતા. જાણે અંતરના ઊંડાણમાંથી બોલતા હોય તેમ ગુર્જરેશ્વર આગળ વધ્યા. "હા. રાજદ્રોહીને માફી આપવાનો હક્ક રાજાને છે. રાષ્ટ્રદ્રોહીને માફી આપવાનો હક્ક રાજાને નથી."

પછી તે કાહ્નદેવ તરફ ફરીને બોલ્યા: "કાહ્નદેવ! પ્રભુએ માનવને સારાસારની વિચારશક્તિ આપી અન્ય પ્રાણીઓથી ઉત્તમ બનાવ્યો છે. એ સારાસાર વિચારશક્તિનો ઉપયોગ કરે તે મનુષ્ય. ન કરે તે કોણ એ તમે સમજો છો? જાઓ. હું તમને ક્ષમા આપું છું અને મુક્ત કરું છું. ઈશ્વર સાનુકૂળ હોય તો સમજજો અને સુધરજો. યોદ્ધાઓ! એમને મુક્ત કરો."

ગુર્જરેશ્વરની આજ્ઞા થતાં તે જ ક્ષણે કાહ્નદેવને મુક્ત કરવામાં આવ્યો.

"પ્રભુ કરે અને મારી બેનને વિધવા બનાવવાનો પ્રસંગ મારે હાથે ન બનો તો સારું." ગુર્જરેશ્વરના મુખ પર ખેદ અને કરુણા હતાં. તેમની દૃષ્ટિ ઉંચી હતી.

આ મુક્તિના બદલામાં ગુર્જરેશ્વરને અભિવાદન કરવાનો વિવેક પણ ન કરતાં કાહ્નદેવ ચાલ્યો ગયો. ગુર્જરેશ્વર સિવાય બધા તેના તરફ તિરસ્કાર-ભરી દૃષ્ટિથી જોઈ રહ્યા.

હજી આ મંડળ વિખરાયું નહોતું તેવામાં એક સામંતે અંદર પ્રવેશ કર્યો અને ગુર્જરેશ્વરને ધીરેથી કંઈ કહ્યું. તે સાંભળતાં પ્રથમ તો ગુર્જરેશ્વર ગંભીર બની ગયા. પરંતુ બીજી જ ક્ષણે પાછા સાવધ થઈ લગાર હસ્યા. ગુર્જરેશ્વરના મુખના આટલા શબ્દો બધા સાંભળી શક્યા: "હરકત નહિ, તમે સૌ સાવધાન રહેજો." શી બાબતમાં સાવધાન રહેવું તેનો સૌએ પોતપોતાની પરિસ્થિતિને અનુકૂળ અર્થ કર્યો.



# પ્રકરણ ૨ જું
## રાષ્ટ્રદ્રોહીને પ્રાણદંડ

રાત અંધારી હતી, સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. તમરાંના ત્રમત્રમ અવાજ સિવાય અન્ય અવાજ નહોતો થતો. આકાશમાં ઈશ્વરની જાણે અનેક આંખો હોય તેવા તારા ચળકી રહ્યા હતા. તેવે ટાણે પાટણના એક ઉજ્જડ અને અવાવરૂ–ખંડિયેર જેવા જણાતા મકાનમાં જૂદે જૂદે સ્થળેથી આવીને શ્યામ આકૃતિઓ એકત્ર થતી હતી, તેમ જ સૂચક સંજ્ઞાધ્વનિથી પોતે આ મંડળના જ છે એવી ખાત્રી કરાવી મકાનમાં દાખલ થતી હતી.

થોડી વારે એક જણે અંદર દાખલ થઈ કહ્યું: "સંપૂર્ણ."

"સારૂં," શ્યામ આકૃતિઓ માંહેનો એક બોલ્યો: "વીરસિંહ! દિવાની વાટ જરા પામતી કરો અને જસાજી! તમે મશાલ પેટાવી સૌનાં મોં જોઈ લો, અસાવધાનીથી કોઈ પરાયું તો નથી પેસી ગયું ને?"

બોલનાર વ્યક્તિ આ એકત્ર થએલાઓમાં મુખ્ય હોય એમ એની બોલવાની ઢબ તથા વર્તનપરથી જણાતું હતું.

"આજ્ઞા."

વીરસિંહે દિવાની વાટ સંકોરી, જસાજીએ મશાલને અજવાળે ચહેરા તપાસવા માંડ્યા.

"સહુ આપણા છે, પરાયું કોઈ નથી." જસાજીએ નિર્ણય જાહેર કર્યો."

"ખાત્રી?"

"ખાત્રી."

"ખાત્રી મૈયા સરસ્વતી અને સોમનાથ મહાદેવના સોગન."

"આપ જાતે તપાસ કરો એટલે ખાત્રી થશે." જસાજી બોલ્યો.

"તું સોગન ખા એટલે ખાત્રી."

"ખરા ક્ષત્રિયો કદિ અસત્ય બોલતા નથી. અને સત્ય પુરવાર કરવાને સોગનની આવશ્યકતા નથી." જસાજીનાં વચનોમાં શૌર્યોદ્રેક હતો. સોગન ખવડાવવાની રીત તેને ન ગમી હોય એમ તેના બોલવાપરથી લાગ્યું.

"શાબાશ, જસાજી! શાબાશ. ધન્ય છે તમારી સત્યનિષ્ઠાને, ખરી વાત છે. સાચાને સમ ખાવાની જરૂર નથી." મુખીને લાગ્યું કે જસાજીને સોગન ખવરાવી ખાલી કડવાશ ઉભી કરવી એ ઠીક નથી, એટલે વાત પલટીને એ બોલ્યો; "ચાલો, હવે આપણે ચર્ચા શરુ કરીએ. કેમ તમારો બધાનો શો મત છે?"

"અમે પણ એમ જ કહીએ છીએ."

"હા, બરાબર છે."

"મોડું શા સારૂ કરવું?"

"ચલાવો ચલાવો."

જૂદા જૂદા અવાજો આવવા લાગ્યા.

"જાણે વાત એમ છે કે અત્યારે ગુજરાતમાં ગુર્જરોનું રાજ્ય મટી જૈનોનું રાજ્ય સ્થપાયું છે. કુમારપાળે જૈનધર્મને રાજધર્મ તરીકે જાહેર નથી કર્યો, પરંતુ તેની તેમને પૂરેપૂરી મદદ છે, એ તો ચોક્કસ. હેમચન્દ્રસુરી તેને ક્યારે ધર્માન્તર કરાવશે તે કંઇ ચોક્કસ નથી. ખરી રીતે કહીએ, તો માત્ર જાહેર રીતે ધર્માન્તર કરવું જ બાકી રહ્યું છે. બાકી તો કુમારપાળ અંતઃકરણથી જૈન જ છે. તો હું પૂછું છું કે ગુર્જર સરદારો! તમે પોતાના પર જૈનોનું રાજ્ય સ્વીકારી લેવા ખુશી છો?"

"લગારે નહિ." એક અવાજ આવ્યો.

"બરાબર છે. હું પણ એજ જવાબની આશા રાખતો હતો." મુખીએ આગળ બોલવા માંડ્યું.

"ગુર્જરોને માથે જૈનશાસન સ્થાપવાનું પાપ તમારે શિર છે. તમે ક્યાં કુમારપાળને નહોતા ઓળખતા? છતાં અન્યાય કરી બબ્બે વારસદારોના હક્ક ડુબાવી તમે કુમારપાળને ગાદીએ બેસાડ્યો, તો હવે તેનું ફળ ભોગવો." એક ગુર્જરે દૃઢતાપૂર્વક પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

“અત્યારે હવે એ ગઈ ગુજરી ભૂલી જાઓ અને હું કહું છું તે ધ્યાન આપો. એક વખત કુમારપાળને રાજતિલક કરનાર હું કાહ્નદેવ કહું છું, કે મેં મારા જીવનમાં એ ઘોર પાપ કર્યું છે. મને એ વખતે કુમારપાળના અંતઃકરણનો ખરો ખ્યાલ નહોતો. છતાં હું તમને ખાત્રી આપીશ કે એ પાપ સ્વાર્થ કે લક્ષ્મીલોભથી નહોતું થયું, પરંતુ ગુર્જરો અને ગુજરાતનું હિત વિચારીને જ થયું હતું. હું કબૂલ કરું છું કે એ મેં પાપ જ કર્યું હતું અને હવે મારા પાપનું હું મારે હાથે જ પ્રાયશ્ચિત્ત કરવા માગું છું.”



“પણ તે શી રીતે?” ખુણામાંથી એક અવાજ આવ્યો.

“આ રીતે.” બહાદુર કાહ્નદેવે મ્યાનમાંથી ચમકતી તરવાર ખેંચી કાઢી અને શાક સમારે તેમ પોતાના **જમણા હાથનો પંજો વાઢી નાંખ્યો.** પંજો તૂટીને નીચે પડ્યો. કાંડામાંથી લોહીની ધારા વહેવા માંડી. છતાં તે નિર્વિકાર હતો. તેના મોંપર વેદનાની એક પણ રેખા નહોતી.

“ભાઇઓ! જોયું પ્રાયશ્ચિત્ત?” સભાને ઉદ્દેશીને તે બોલ્યો. આખી સભા થંભી ગઈ. “પણ હજી તે પૂરૂં નથી,” કાહ્નદેવે આગળ ચલાવ્યું. “**જે હાથથી કુમારપાળને રાજતિલક** કર્યું તે હાથ મારે ન જોઇએ. અને તે કુમારપાળ પણ મારે ન જોઇએ.”

બધા ધ્યાનપૂર્વક કાહ્નદેવનું કહેવું સાંભળી રહ્યા હતા.

“પણ હવે કુમારપાળનું કરવું શું?” એક જણે જરા અધીરા થઈ પૂછ્યું.

"પદભ્રષ્ટ," કાહ્નદેવે જવાબ આપ્યો.
"તે શી રીતે બને?"
"તેનો શિરચ્છેદ કરીને."
"એ કામ કોણ કરશે?"
"હુઉં," કાહ્નદેવે હુંકાર કરતાં છાતીપર હાથ ઠોકયો. "હું જ એ
કામ કરીશ." તેણે બીજી વાર કહ્યું.
"ત્યારે અમને અહીં બોલાવવાનું કંઈ કારણ?" કોઈકે પૂછ્યું.
"તમારી સંમતિ લેવા."
"ગોત્રમર્દનના મહાપાપ માટે અમે સંમતિ આપી પાપભાગી થઈએ,
એમ તમારું કહેવું છે?"
"ના, તમે ગુજરાતની ગાદીએ પરાપૂર્વથી ચાલ્યો આવતો શૈવ
ધર્મ પુનઃ પ્રસ્થાપિત કરી ગુર્જરો અને ગુજરાતને ચઢતી કળાએ પહોં-
ચાડવાના પુણ્યભાગી થાઓ, એમ મારું કહેવું છે."
"કુમારપાળ જીવતા રહે અને રાજપલટો થાય એમ બને તેમ
નથી?" કોઈએ પૂછ્યું.
"બને પણ ખરું."
"તો પછી આવું ઉગ્ર પગલું લેવાનું માંડી વાળીએ તો?"
"મેં એ બાબત પણ વિચારી જોયું છે, પરંતુ મને લાગે છે,
કે એમ કરવાથી ગુજરાતને માથે હંમેશની અશાંતિ ઝઝુમ્યા કરશે."
"શત્રુને છંછેડી છૂટો મૂકવો, એ મૂર્ખાઈનું કામ છે." એક જણે
અરહારવાતાં કહી.
"તો તો પછી કાહ્નદેવ કહે છે તે જ બરાબર છે."
"ધારો કે આ પ્રમાણે કુમારપાળનું ખૂન કરવામાં આવે તો તેમના
પછી ગાદીવારસ કોણ થાય?"
"સવાલ મહત્ત્વનો છે."
"હું પણ કબુલ કરું છું. પરંતુ કુમારપાળના ઘાતનો નિર્ણય થયા
પછી જ તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ત્યારે તમે સૌ કુમારપાળનો ઘાત
કરવાની બાબતમાં તો સંમત છો જ એમ જ ને?"

કોઈ કંઈ બોલ્યું નહિ.

" मौनं संमतिलक्षणम्* " એક જણ બોલ્યો.

"તમને સૌને એકમત થયા બદલ અભિનંદન આપું છું." કાહ્નદેવ બોલ્યો: "ત્યારે કુમારપાળના જીવનમાં હવે ફક્ત કાલનો જ દિવસ બાકી છે. તેણે કરેલા વિશ્વાસઘાત, જાતિદ્રોહ અને ધર્માન્તરની બીજી શિક્ષા શી હોઈ શકે?"

બહાર કંઈક ગડબડ સંભળાઈ. પરંતુ કાહ્નદેવનો જુસ્સો હવે રોકયો રહે તેમ ન હોતું. તે નાટકી છટાથી બોલ્યો: "ત્યારે આવતી કાલે કુમારપાળનું ખૂન કરી એ દ્વારા ગુર્જરો અને ગુજરાતનો ઉદ્ધાર કરી હું શૈવધર્મનું સંરક્ષણ કરીશ."

બરાબર એ જ વખતે સનસનાટ કરતું તીર કાહ્નદેવની છાતી આર-પાર નીકળી ગયું, તે મૂર્છાવશ થઇ ભોંય પટકાયો.

"દગો", "દગો," "વિશ્વાસઘાત," છૂટી છવાઇ બૂમો સંભળાઇ.

"ધર્મ ધર્મ વચ્ચે તકરારો ઉભી કરાવી રાષ્ટ્રદ્રોહ કરનારને પ્રાણદંડ." ધીરગંભીર વચન ઉચ્ચારતા ગુર્જરેશ્વર કુમારપાળે પ્રવેશ કર્યો. બખ્તરથી રક્ષાયલી તેમની કદાવર કાયા પ્રતિભા પાડતી હતી.

"ચાલો, કોણ મારી હત્યા કરે છે? હું તમારી વચ્ચે જ આવીને ઉભો છું." ગુર્જરેશ્વરે બધા તરફ તિરસ્કારભરી નજર ફેંકી; "જે સમયે ગુજરાતમાં એકતાની ફસર છે, તે વખતે ભેદભાવ પ્રકટાવી, રાષ્ટ્રવિદ્રોહની જ્વાળા સળગાવતાં શરમ ન આવી?" ગુર્જરેશ્વર બોલ્યા. તેમની આંખોમાં અગ્નિની જ્વાળાઓ ભભૂકતી હતી.

કાહ્નદેવની લોહી નીતરતી કાયા ભોંય પર તરફડતી હતી. ગુર્જરેશ્વરે તેના તરફ દૃષ્ટિ ફેંકી અને પોતાની પાછળ ઉભેલા સાગરીતને ઉદ્દેશીને કહ્યું: "પકડો બધાને, અને લઈ જાઓ કારાગૃહમાં. કાલે એમને એમના અપરાધને યોગ્ય શિક્ષાનો નિર્ણય કરવા ન્યાયાસન આગળ રજુ કરજો."

સાગરીતે પાછળ જોઇ કંઈક વિચિત્ર અવાજ કર્યો. થોડી જ ક્ષણમાં શ્યામવસ્ત્રથી પરિવેષ્ટિત થયલા સશસ્ત્ર સૈનિકો દોડી આવ્યા. તાજુબીની

* મુંગા રહેવું એ સંમતિનું સૂચક છે.

વાત એ બની કે આટલા બધા ગુર્જર સરદારોમાંથી નાસી છૂટવાનો કે તોફાન મચાવવાનો પ્રયત્ન સરખો કોઈએ ન કર્યો.

ગુર્જરેશ્વરે ધીરગંભીર પગલે તે મકાનનો ત્યાગ કર્યો. બહાર નીકળતાં જ એક સૈનિકે સામે આવી પ્રણામ કર્યાં અને ધીમેથી કંઈક કહ્યું.

જવાબમાં ગુર્જરેશ્વર હસ્યા અને બોલ્યા: "ફિકર નહિ. હું તૈયારીમાં છું. તમે સાવધાનતાથી તમારી ફરજ બજાવતા રહેજો. પ્રત્યેક પ્રહરની હિલચાલના સમાચાર મને મળતા રહેવા જોઈએ."

"જેવી ગુર્જરેશ્વરની આજ્ઞા." સૈનિક ઝુકીને પ્રણામ કરી ચાલ્યો ગયો.

મહારાજ મનમાં ગણગણતા હતા:—

"અપાર કો સાગર પેઠે એકનો, ન પામીયો પાર હું પૂર્ણ વિઘ્નનો;
ત્યાં આવી બીજું સમીપે થયું ખડું, વિપન્નને કાજ વિપત્તિજૂથડું."*

પાછળથી અવાજ આવ્યો:

"તરી શકી સાગરને તરાય, યુક્તિ અને યત્નથી વિઘ્ન જાય;
જે શૌર્યથી સંકટ સાથ ઝૂઝે, તેને પ્રજા વીર પ્રમાણી પૂજે."

મહારાજે ચમકીને પાછળ જોયું.

"આપ છો?" પાછળ પાછળ આવતી શ્યામ આકૃતિને સંબોધીને ગુર્જરેશ્વરે કહ્યું: "ગુરો, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, પજ્જુવાસામિ."†

"ધર્મલાભ, વત્સ!" પાછળની શ્યામ આકૃતિએ નજીક આવીને કહ્યું.

"વિપત્તિની પરંપરા જોઈ પૌષધશાળામાં સાંભળેલો શ્લોક સ્મરણમાં આવ્યો—" ગુર્જરેશ્વરે ખુલાસો કર્યો.

"—અને મેં તરત તેનો ખુલાસો કર્યો."

"આપનો ઉપકાર. આટલાં બધાં વહેલા વિચરણ કરવાનું કંઈ પ્રયોજન?"

---

* एकस्य दुःखस्य न यावदन्तं गच्छाम्यहं पारमिवार्णवस्य ।
तावद्द्वितीयं समुपस्थितं मे छिद्रेष्वनर्था बहुली भवन्ति ॥

† હે ગુરુ! આપને વંદન કરું છું, નમસ્કાર કરું છું, આપનો સત્કાર કરું છું, સન્માન કરું છું, આપ પૂજવા જોગ છો જેથી આપની પૂજા કરું છું.

"તારી રક્ષા, વત્સ ! રાજદ્રોહીને પ્રાણદંડ દેવા બદલ અને તેના મળતીયાને બંદીવાન બનાવ્યા બદલ અનેકાનેક અભિનંદન."

"ગુરો રક્ષા ગરીયસી (ગુરુની રક્ષા મોટી.)"

"સાવધાન રહેજે." યતિવર્ય હેમચંદ્રાચાર્ય ચાલ્યા ગયા.

"તરી થકી સાગરને તરાય, યુક્તિ અને યત્નથી વિઘ્ન જાય;
જે શૌર્યથી સંકટ સાથ ઝૂઝે, તેને પ્રજા વીર પ્રમાણી પૂજે."

ગુર્જરેશ્વર ગુરુવર્યે કહેલા શ્લોકનું ગુંજન કરતા કરતા રાજમહાલયમાં પેઠા. પરોઢીયું થવા આવ્યું હતું.

# પ્રકરણ ૩ જું

## યુદ્ધમંત્રણા

"મહેતા ! સમાચાર સાંભળ્યા કે ? શાકંભરી (સાંભર–અજમેર)નો અર્ણોરાજ આપણા પર ચઢી આવે છે." ઉદયનમંત્રી આવી પહોંચતાં ગુર્જરેશ્વરે વાતાચત શરુ કરી.

"હા. મહારાજ ! તેની મોટી સેના થોડા વખતમાં મોખરો નજીક આવી પહોંચશે." ઉદયનમંત્રીએ પોતાની સર્વજ્ઞતા, હોંશિયારી અને રાજચિંતા બતાવતાં કહ્યું. "આપણે હવે તે માટે કંઇક કરવું જોઇએ." તેમણે ઉમેર્યું. 'વાણીઓ મગનું નામ ન પાડે' એ નીતિને અનુસરી તેમણે કોઇ પણ ઉપાય ન સૂચવતાં 'કંઇક કરવું જોઇએ' એમ મોઘમ કહ્યું. ઉદયનમંત્રીની આ વિશિષ્ટતા હતી.

"પણ, કંઇક કરવું જોઇએ, એટલે શું ? શું કરવું જોઇએ, તે સ્પષ્ટતાથી કહોને ?" કુમારપાળે સ્પષ્ટતા કરાવવા પૂછ્યું.

"અર્ણોરાજ તો શું, પણ એવા અનેક રાજાઓને ધરવવાને (સંતોષવાને) ગુજરાતની રાજલક્ષ્મી બસ છે." ઉદયનમંત્રી બોલ્યા અને તેમણે આસ-

પાસ એટલાઓના મ્હોં સામે જોયું, કે પોતાના બોલવાની તેમના પર શી અસર થઇ છે.

"વાહડ*, મહારાજને તે દહાડે તું કોઇક રાજનીતિમાંથી મંત્રીનાં લક્ષણો કહેતો હતો તે કહે તો!" મંત્રીએ પોતાના સંસ્કારસંપન્ન પુત્રને પૂછ્યું. "નહીં, પેલું વગર લડાઇએ રાજ્ય વધારે, વગેરે વગેરે!"

કુમારપાળે હસીને વાગ્ભટ્ટ સામે જોયું અને પૂછ્યું: "શું છે વાહડ?"

"એ તો હું એક શ્લોક ગુંજતો હતો, તેનો તેમણે અર્થ પૂછ્યો અને મેં કહી બતાવ્યો." વાગ્ભટ્ટે નમ્રતાથી કહ્યું.

"ત્યારે અમને પણ એ શ્લોક અને અર્થ કહી બતાવને."

"આજ્ઞા." વાહડ બોલવા લાગ્યો:—

अकराद्वर्धते लक्ष्मीं, अवधाद् रक्षते प्रजाम्।
अयुद्धाद्वर्धते राष्ट्रं स मन्त्री बुद्धिमान् स्मृतः॥

નીતિકાર કહે છે કે જે મંત્રી, પ્રજાપર નવા કરવેરા વધાર્યા વગર રાજકોષમાં વધારો કરે, વધ આદિ આકરી શિક્ષાઓ કર્યા વગર પણ જે મંત્રી દુષ્ટોથી પ્રજાનું રક્ષણ કરે, અને જે મંત્રી વગર લડાઇએ રાજ વધારે તે બુદ્ધિમાન મંત્રી કહેવાય."

"પણ અહીં રાજ વધારવાની વાત નથી: માન જાળવવાની વાત છે." અલિંગ† બોલ્યો.

---

*ઉદયન
- આંબડ (આમ્રભટ્ટ)
- વાહડ + સમરથ (વાગ્ભટ્ટ)
- આહડ (અરભટ્ટ)

† અલિંગ અથવા સજ્જન કુંભાર જેણે કુમારપાળનું જીવન બચાવ્યું હતું તે. આ ઉપકાર યાદ કરી ગાદીએ બેઠા પછી કુમારપાળે તેને ચિત્રકૂટની (ચિત્તોડની) પટ્ટીકાનો સ્વામી બનાવ્યો હતો. આ પટ્ટીકામાં ૭૦૦ ગામ હતાં. આગળ જતાં સજ્જનના વંશજોને કુંભાર કહેવડાવતાં લાજ આવવાથી તેઓ પોતાને સગરા રજપૂત કહેવડાવવા લાગ્યા હતા. (જુઓ ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇએ રચેલો ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૧૮૫)

"સારે હવે તમે કહો." ઉદયન મંત્રીએ આલિંગને ઉદ્દેશીને કહ્યું. રાજમંત્રણામાં જે તે માથું મારે તે તેમને પસંદ નહોતું, તેથી તેમને જરા માઠું લાગ્યું હોય એમ લાગ્યું.

"આપના જેવા રાજનીતિજ્ઞ મંત્રી, વાહડ મહેતા જેવા પંડિત, અને (કાકપુત્ર) વોસરી જેવા શસ્ત્ર અને શાસ્ત્રસંપન્ન બ્રાહ્મણ હાજર હોય ત્યાં હું તો વિશેષ શું કહી શકું? પરંતુ 'જમ ઘર ભાળી જાય' એવું તો ન જ થવું જોઈએ."

"બધીએ વાત ખરી, પરંતુ અત્યારે આપણે જે સ્થિતિમાં છીએ તેનો વિચાર કરીને પગલું ભરવું જોઈએ. કાહ્નદેવના મૃત્યુથી ગુર્જર સરદારોનાં મન ઉંચક થયાં છે."—ઉદો મહેતો સમજણ પાડવા લાગ્યા.

"એ તો હતાં જ," ગુર્જરેશ્વર વચ્ચે બોલ્યા.

"હતાં, પણ હવે તેથી વધુ ઉંચક થયાં છે, એમ મારું કહેવું છે. વળી મને કહેતાં શરમ થાય છે પણ કહેવું પડે છે કે મારો પુત્ર આહડ તેને જઈ મળ્યો છે. અને એની ઉશ્કેરણીથી જ અર્ણોરાજ આવે છે. એટલે તે પણ આપણી મુશ્કેલી છે. આહડ આપણી નબળાઈઓ અને ગુંચવણોથી માહિતગાર છે, અને તેનો તે લાભ લેવા ચૂકશે નહિ. ચંદ્રાવતીનો વિક્રમસિંહ પણ એ ભેળો મારા સમજવા પ્રમાણે છે. આમ બધી બાજુથી આપણે ઘેરાણા પડ્યા છીએ અને મને તો દીવા જેવું દેખાય છે કે અર્ણોરાજને પૈસા આપીને પાછો વાળીએ એમાં જે માલ છે તે લડાઈ કરીને હારવામાં તો નથી જ. બનેવી[1] છે જાણીને પહેરામણી કરી હતી, એમ પણ કહેવાય." ઉદયન મંત્રીની હકીકત રજુ કરવાની રીત જ એવી હતી કે સાંભળનાર તેમના મતના થઈ જાય. પરંતુ વસ્તુસ્થિતિ જૂદી હતી.

અર્ણોરાજે પોતાની પત્ની (કુમારપાળની સગી બ્હેન) દેવળદેવીને કડવાં વચનો કહી કાઢી મૂકી હતી અને એ કંકાસનું કારણ કુમારપાળ જ

---

[1] ईक पुत्री प्रेमल-नाम सो जयदेव सेनापति वरी,
कास्मीर देशाधीपके कर पुत्री देवलकुं धरी.

રત્નમાળના કર્તા કૃષ્ણાજીની આ ઉક્તિ કુમારપાળચરિતપરથી ખોટી ઠરે છે. પ્રેમલદેવીને કાહ્નદેવ સાથે અને દેવલદેવીને અર્ણોરાજ સાથે પરણાવી હતી.
જુઓ રાસમાળામાં ર. ઉ. ની ફુટનોટ.

તો. એટલે કુમારપાળ બનેવીને પહેરામણી કરવાનું માન્ય રાખે એ સ્થિતિ
હોતી, તેની આંખ આગળ આંસુ સારતી બેનનું મોં તરવરતું હતું.*

"મહેતા! તમારું કહેવું ખોટું નથી. આપણે ભારે સંકડામણમાં
છીએ. 'જય' અનિશ્ચિત છે. પરાજય નિશ્ચિત છે. સમય એવો છે કે કોણ
આપણું છે અને કોણ પરાયું તે પારખવું મુશ્કેલ છે. વળી મુશ્કેલ સ્થિતિમાં
શત્રુને નાણાં આપી સંધિ કરવી, એ કંઈ છેક જ ખોટું નથી. આગળ પણ
આજ સાદીએ એવું બનેલ છે. પરંતુ આ પ્રસંગ બીજો છે. તમે જાણો
છો કે આપણે ખામોશ રાખવામાં અને જતું કરવામાં કંઈ બાકી રાખ્યું
નથી. નહીં તો જે દિવસે રડતી કકળતી દેવળદેવી પાટણમાં પેઠી તે

---

*ભીમદેવ (૧)

મૂળરાજ | ક્ષેમરાજ | કર્ણદેવ

ક્ષેમરાજ → દેવપ્રસાદ; કર્ણદેવ → સિદ્ધરાજ

દેવપ્રસાદ → ત્રિભુવનપાળ÷પ્રસન્ન; સિદ્ધરાજ → ૦

ત્રિભુવનપાળ → મહિપાળ | કીર્તિપાળ | કુમારપાળ | પ્રેમળદેવી÷કાહ્નદેવ | દેવળદેવી÷અર્ણોરાજ

મહિપાળ → અજયપાળ ÷ નાયકાદેવી | ભીમદેવ (૨) ÷ લીલાદેવી

અજયપાળ → મૂળરાજ (૨)

કુમારપાળચરિતમાં નીચે પ્રમાણે વાત છે:–કુમારપાળની બેન દેવળદેવી
શાકંભરી(સાંભર)ના અર્ણોરાજ વેરે પરણાવી હતી. ધણીધણીઆણી સોગઠાંબાજી
રમતાં હતાં તે સમયે અર્ણોરાજે હસ્યમાં દેવળદેવીને કહ્યું કે "આ તારા કધાડા
માથાના મુંડકાને માર." આ વચન કુમારપાળને લાગુ પડતું હોવાથી દેવળદેવીને
ખોટું લાગ્યું. અને દેવળદેવીએ તેણે સામાં મેણાં માર્યાં. આથી અર્ણોરાજે લાત મારી
તને કાઢી મૂકી. તેથી તે કુમારપાળને ત્યાં આવી રહી અને અર્ણોરાજ સાથે લડાઈ
કરવા કુમારપાળને ઉશ્કેર્યો. (ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.)

દિવસે જ તેના પર ચડી જવું જોઇતું હતું. વળી હું બિન હક્કદાર હોવા છતાં ગાદીએ આવ્યો છું, એવી એવી હકીકતો કહી સરહદ ઉપરના આપણા શત્રુઓને પણ તે ઉશ્કેરે છે. આપણા પોતામાં આંતર-કલહ જગવવામાં એણે કંઇ બાકી રાખ્યું નથી. એ તો કાહ્નદેવને માથે ઘાત હતી તેથી તે એના પક્ષમાં ન ભળતાં સ્વતંત્ર રીતે જ આપણો સામનો કરવા તત્પર થયો હતો. વળી જીવનમાં કોઇ વખત આંધળીયાં પણ કરવાં જોઇએ. બધી જ વખત ગણત્રી કરીને પગલાં ભરવાં કેમ કામ આવે? ગુરુદેવના આશીર્વાદ અને મદદનીશોની સહાયતાથી આપણે અનિશ્ચિતને નિશ્ચિત બનાવીશું, પરાજયની સંભાવનાને વિજયાનંદમાં પલટી નાંખશું. માટે યુદ્ધ એ તો નિશ્ચય. આને પૈસા આપીને પાછો કાઢીએ તો નાણાંની લાલચે કોણ કોણ ન ચઢી આવે? એના કરતાં આજે જ હરાવીને પ્રભાવ પાડવો એ સો દરજ્જે સારૂં છે." કુમારપાળના મોં પર શૌર્ય ઝળહળવા લાગ્યું. તેની લાલ આંખોમાંથી તેજના તણખા ઝરવા લાગ્યા. મંત્રમુગ્ધ બની બધા ગુર્જરેશ્વરનું કહેવું સાંભળી રહ્યા.

"જો આપણામાં સત્ય અને ન્યાય હશે, પ્રજાકલ્યાણની સાચી ભાવના હશે, ધર્મનું પીઠબળ હશે, વડીલોના આશીર્વાદ હશે, સંતસાધુઓની કલ્યાણકામના હશે તો વિજય આપણો જ છે. એક શું હજાર અર્ણોરાજ પણ કશુંએ કરવાને અસમર્થ છે. બાવડામાં બળ હશે, હૈયામાં ઉત્સાહ હશે, કુળધર્મની ખેવના (દરકાર) હશે, તો વિજય આપણો જ છે. આપણે આપણો ધર્મ બજાવીએ. ફલ પ્રભુ આપશે."

"શાબાશ! શાબાશ! ચાલુક્યચુડામણિ ગુર્જરેશ્વર કુમારપાળ! શાબાશ! મુજ બ્રાહ્મણના આશીર્વાદ છે. युद्धयस्व विजयी भव.

> छत्री जाति, चालुक्यकुल, सिंह अनुग जगजान ।
> त्रिभुवनदीपक देवश्री त्रिभुवनको संतान ॥
> लातहु मारे चडती शिर, नीच को धूरी समान ।
> श्री चालुक्यचुडामणि, कैसे सह अपमान ॥[१]"

---

૧ ક્ષત્રિય જાતિ, સોલંકીકુળ, મહારાજા સિદ્ધરાજ જયસિંહ જેવા વીર-શિરોમણિ પછી ગાદીએ આવનાર, ત્રણે ભુવનને ઉજાળનાર ત્રિભુવનપાલના કુમાર આપ કુમારપાળ છો.

વોસરીની વીરોત્સાહપૂર્ણ, સંસ્કારભરી, ધીરગંભીર વાણીએ વાતા-
વરણને તરંગિત કરી દીધું. તેના મુખ પર કાકની વીરતા અને મંજરીની
તેજસ્વિતા પૂર્ણ પ્રતિભાએ ઝળકી ઉઠી.[1]

"હું મારી અટંકી લાટસેના સાથે રણખેલ ખેલવા યુદ્ધને મોખરે
રહીશ. અમે રણભૂમિમાં પડશું, પણ પાછા હઠશું નહી. મરશું, દટાશું,
ખાતર થઇને ખપી જશું, પરંતુ ગુજરાતના ગૌરવને ઝાંખું પડવા દેશું નહી.
ગુજરાતની ખાતર આ કાયા કુરબાન છે. ગુજરાતના ગૌરવ ખાતર રણે
ચઢતાં સ્ત્રી, પુત્ર કે ઘર, સંપત્તિની મમતા અમને લલચાવી શકે તેમ નથી.
ગુજરાતની પ્રતિષ્ઠા એ અમારૂં ધન, ગુજરાતનો વિજય એ અમારી કમાણી,
ગુજરાતની આરાધના એ અમારો કુલધર્મ અને એને ખાતર પ્રાણ-
વિસર્જન એ અમારી પૂજા. રાંકડા ગણાઇને જીવવા કરતાં શત્રુ સામે લઢી
મરવું બહેતર છે. મહારાજ! અમને આજ્ઞા ફરમાવો."—ક્ષાત્રોદ્રેકથી
વોસરીનું આખું શરીર કંપી રહ્યું હતું. તે ઉઠ્યો અને ગુર્જરેશ્વરની સામે
આવી નમ્યો. તેના મ્હોં પર ભાર્ગવશ્રેષ્ઠ પરશુરામની યુયુત્સા ઝળહળી રહી હતી.
"મહારાજ! આજ્ઞા ફરમાવો," તેણે પોતાના વચનની પુનરુક્તિ કરી.

"શાબાશ, બહાદુર પિતાના બહાદુર બેટા શાબાશ. તારો અને
તારી લાટ સેનાનો મને પૂરો વિશ્વાસ છે. તારા આશીર્વાદનું મને આશ્વાસન
છે. ઉઠ, જા. ફત્તેહ કર. અત્યારે જ લાટસેના લઈ ચઢી જા. અર્ણોરાજ
અને તારી સેનાનો મોખરા આગળ ભેટા થાય તે પહેલાં તો હું, વાગ્ભટ,
ભીમસિંહ, અને અલિંગ પદળી સેનાને લઈ તને આવી મળીશું! ઉદયન
મંત્રી! તમે અહીં રહી પાટણની રક્ષા કરજો."

---

ધૂળથી હલકું કાંઈ હોય? કાંઈ નહીં; છતાં તે પણ લાત મારતાં માથે ચઢી
જાય છે. તો પછી ચાલુક્યચૂડામણિ કુમારપાળ પોતાનું અપમાન કેમ સહન કરે?

1 જુઓ રાજાધિરાજ, ક. મા. મુનશી.

કાક + મંજરી
|
વોસરી — મહાશ્વેતા

કુમારપાળનું છેલ્લું વાક્ય ઉદયનમંત્રીને ગમ્યું હોય એમ લાગ્યું. પરંતુ તેમણે મનોવૃત્તિને મ્હોં પર તરવરવા ન દીધી. "જા વાહડ! તું પટ્ટણી સેનાને તૈયાર કર. કાલે પ્રાતઃકાલે બે ઘડી મુહૂર્ત સાધી આપણે ચઢી જઇશું."

વોસરી અને વાહડ ઉઠી પ્રણામ કરી જવા જતા હતા તેવામાં દ્વારરક્ષકે આવી કહ્યું: "મહારાજ! ગુરુદેવ પધારે છે."

ગુર્જરેશ્વર ગુરુદેવનો સત્કાર કરવા સામા આવ્યા, ત્યાં તો ગુરુદેવ આવી પહોંચ્યા. ગુર્જરેશ્વરના પ્રણામ સ્વીકારી તેમને ધર્મલાભ કરી આચાર્યવરે આસન લીધું.

"ગુરુદેવ! અર્ણોરાજ સાથેના યુદ્ધની મંત્રણા ચાલતી હતી." ગુર્જરેશ્વરે આચાર્યને ઉદ્દેશીને કહ્યું.

"ત્યારે હું મંત્રસભામાં આવી ગયો, ખરું?" લગાર હસીને ગુરુદેવ બોલ્યા. મંત્રસભામાં પોતાનું આગમન અનુચિત હતું એવો તેમના કહેવાનો ભાવ હતો.

"ગુરુદેવ! આપની હાજરી અપેક્ષિત(જરૂરની) હતી." વાગ્ભટ્ટે વિવેક કર્યો.

"શી બાબતમાં?"

"અમારા નિર્ણય પર આપના આશીર્વાદ મેળવવા." ગુર્જરેશ્વર બોલ્યા.

"અર્ણોરાજ સાથે યુદ્ધ કરવાનો નિર્ણય કર્યો. એમજને?" આચાર્યવરે પોતાની સર્વજ્ઞતા બતાવી બધા ચમકીને આચાર્ય સામે જોઈ રહ્યા.

"મારા આશીર્વાદ છે, ગુર્જરેશ્વર! ફત્તેહ કરો." આચાર્યના મુખારવિંદ પર દૈવી દીપ્તિ ઝળહળી રહી હતી. તેમની આંખોમાંથી વત્સલતાના ફુવારા ફુટતા હતા. તેમણે હાથ ઉંચા કરી આશીર્વાદ મુદ્રા કરી અને બોલ્યા:

"धम्मो मंगल मुक्किट्ठं अहिंसा संजमो तवो।
देवा वि तं नमस्सन्ति जस्स धम्मे सया मणो॥*

વત્સ! ધર્મમાં તારી અટલશ્રદ્ધા હો અને તારાથી રક્ષાએલો ધર્મ તારી રક્ષા કરો.

---

* धर्मो मंगलमुत्कृष्टं अहिंसा संयमस्तपः।
देवाऽपि तं नमस्यन्ति यस्य धर्मे सदा मनः॥

ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. ક્યો ધર્મ, તો કહે છે: અહિંસા, સંયમ અને તપ. જેનું મન સદા ધર્મમાં વર્તે છે તેને તો દેવો પણ નમસ્કાર કરે છે.

आगंगमैन्द्रीमाविंध्यं याम्यामासिंधु पश्चिमाम् ।
आतुरुष्कं च कौबेरीं चौलुक्य ! साधयिष्यसि ॥

હે ચૌલુક્ય! (ચાલુક્યકુલોત્પન્ન કુમારપાળ!) તું પૂર્વ(ઐંદ્રી)માં
ગંગાનદી પર્યંત, દક્ષિણમાં વિંધ્ય પર્વત પર્યંત, પશ્ચિમમાં સિંધુ નદી પર્યંત અને
ઉત્તરમાં તુરુષ્ક (તુર્કરાજ્ય) પર્યંતનો પ્રદેશ મેળવી લઈશ."

"ગુરુદેવ! મોટી કૃપા." કુમારપાળ વંદણા (વંદના) કરતાં બોલ્યા.
ગુરુદેવના આશીર્વાદમાં આચાર્યની સર્વજ્ઞતાપર તે મુગ્ધ થઈ ગયો હતો. ગુરુદેવના આશીર્વાદમાં
તે પૂર્ણ વિશ્વાસ રાખતો હતો.

"વૌસરી અત્યારે જ લાટસેના લઈ ઉપડી જાય છે. ઉદયન મંત્રી
પાટણની રક્ષા કરવા અત્રે રહેશે. હું અને વાગ્ભટ્ટ કાલે પ્રાતઃકાળમાં પટણી
સેના લઈ ચઢી જઈશું." ગુરુદેવને પોતાનો નિર્ણય જણાવતાં કુમારપાળે કહ્યું.

"વૌસરી! તારો પિતા શસ્ત્રવિશારદ હતો. અને તારી માતા શાસ્ત્ર-
વિશારદ હતી. તું શસ્ત્ર અને શાસ્ત્ર ઉભયમાં વિશારદ છે. પરમકરુણાર્ણવ
જિન પ્રભુ તારું જતન કરો. તને લાટલક્ષ્મી વરી છે તેમ વિજયલક્ષ્મી
વરો." આચાર્યે વૌસરીને આશીર્વાદ આપ્યો.

વૌસરી ગુરુદેવ અને ગુર્જરેશ્વરને પ્રણામ કરી સજ્જ થવા ગયો.

"ઉદયન મંત્રીને પાટણની રક્ષા સારુ રાખ્યા. તે તમારી ઉંડી યોજના-
શક્તિ સૂચવે છે. તેમના જેવા વૃદ્ધ અને કાર્યદક્ષ મંત્રીની રાજધાનીમાં
ખાસ જરૂર છે. કારણ કે, સરહદી રાજ્યોની નીતિ આપ જાણો છો."
આચાર્ય ઉદયનમંત્રીની પ્રશંસા કરવાનો એક પણ અવસર જતો ન કરતા
અને ઉદયન મંત્રી કેટલીક પ્રશંસાને લાયક પણ હતા. "આપ કાલે કૂચ
કરો તે કરતાં આજ પ્રદોષકાલે વિજયપ્રસ્થાન આરંભો, એ વધુ ઠીક છે.
રાત્રિની પ્રથમ ઘટિકા પ્રસંગે યોગ, લગ્ન, ગ્રહ આદિ સર્વ અનુકૂળ છે.
કારણ કે, તે પ્રસંગે સૌભાગ્ય યોગ છે; આપને પરમ સાંભાગ્યની પ્રાપ્તિ
થશે. કેમ કંઈ પ્રતિકૂળતા નથી ને?" આચાર્ય કોઈ કોઈ વાર કુમાર-
પાળને વાત્સલ્યભાવથી "તું" કારે પણ બોલાવતા. પરંતુ, મોટે ભાગે
તો તેઓ मानार्थे बहुवचनम् ને જ અનુસરતા.

"ગુરોરાજ્ઞા ગરીયસી. આપના કહેવા પ્રમાણે જ અનુસરીશું. જા
વાહડ! ગુરુદેવે કહ્યું તે પ્રમાણે તૈયારી કર."

સૌ દરબારીમંડલ વિખેરાયું. ગુર્જરેશ્વર ગુરુદેવને વોળાવવા ગયા.

---

# પ્રકરણ ૪ થું — કવિ અને કવિપત્ની



વેગેથી વિખરાઇ અલકલટ, કપાળે વળ્યાં સ્વેદબિંદુ;
તૂટ્યા બંધો ત્વરાથી પીન પયધરના, શર્મથી જોતી નીચું.
બાધેલી બાથ ગાઢી, અધર રસ પીવા ચુંબતા ઓઠ નીચો;
એવાં રાધા કન્હૈયો પ્રતિદિન સહુમાં સ્નેહપિયૂષ સીંચો.

સમરથ શણગારેલા ઓરડામાં એક બારીમાંથી આવતા પ્રકાશમાં બેસી ભરત ભરતી હતી અને ગાતી હતીઃ—

આ અનંતમાં બ્રહ્માંડ છીપ સમું સોહે;
તેનું રતન અમોલું, ચાંદલો મનડું મોહે.
તે ચંદ્ર તણાં સંતાન બુધ બળવંતા છે;
તેમ ઉદયન કુલના ભાણુ વાહડ મહેતા છે.

હસવું, ગાવું, નાચવું અને રાચવું એ સમરથ સુંદરીનો નિત્ય વ્યવસાય છે, લગ્ન પહેલાંની મસ્તી અને મોજીલાપણું લગ્ન થયા પછી પણ તેણે જાળવી રાખ્યાં છે.* છેલ્લી બે લીટીઓને ફેરવી ફેરવીને તે ગાઇ રહી છે.

જયમ ચંદ્ર તણા સંતાન બુધ બળવંતા છે;
તેમ ઉદયન કુલના ભાણુ વાહડ મહેતા છે.

લીટીઓનું જેમ જેમ આવર્તન થતું હતું તેમ તેમ તેનો રસ વધતો હતો. સમરથના ગળામાંથી વધુ ને વધુ મિઠાશ ઝરતી હતી. તેવામાં વાહડ મહેતાએ છાનામાના ઓરડામાં પ્રવેશ કર્યો. સમરથે તે જાણ્યું કે ન જાણ્યું, તેનું અનુમાન કરવું કઠિન હતું. તેનું ગીત તો ચાલતું જ હતું. વાહડ મહેતાએ

* જૂઓ રાજાધિરાજ વિભાગ બીજો, પ્રકરણ બારમું.

મજૂરીજનોની જુગજૂની રમત રમવા માંડી. તેમણે હળવે હાથે અમરથની
આંખો દબાવી અને મોઢમોઢ હસવું ખાળી રાખ્યું.
"મૂકો રે મૂકો, મારી આંખો ચગદી નાખશો. ઓળખ્યા એ તો."
અમરથ બડબડવા લાગી. "મૂકો છો કે નહીં? તમે તો ભારે નિર્દય
લાગો છો." અમરથે વાગ્ભટ્ટના હાથ પકડી છોડાવવા પ્રયત્ન કર્યો.
"ઓહોહો, તું તો ઓળખી ગઈ. ભારે પારખણું કરવાવાળી હો."
વાગ્ભટ્ટે હેતાળ સ્વરે કહ્યું. અને પ્રેમભરી આંખે પ્રિયતમાને નીહાળી રહ્યો.
"ભારે ને હળવી, એ તો તમે જેવી કરો તેવી થાઉં, પણ પારખી
ગઈ એ તો ચોક્કસ." અમરથ નયનો નચાવતી બોલી.
"પોતાને મોઢે પોતાનાં વખાણ ન કરાય, ગાંડી! વારુ, પઅઅઅણ તું
શું ગાતી હતી તે તો કહે."
"વાહ રે વાહ. વાત ફેરવતાં ભારે આવડે છે હો. પણ મને એવી
ભોળી ન સમજતા હો."
"લો, તને ભોળી કોણ કહે? અથવા તું તો એવી ભોળી કે, દઈ
જા ગાગર અને લઈજા ગોળ." વાગ્ભટ્ટે રસીયણ પત્નીને કળાવવા માંડી.
"હાં, એ તો ઠીક, પ અ અ અ ણ તું કંઈક બહુ સુંદર ગાતી હતી."
"ચાલો, સુંદર ગાતી હતી એક વાત. પછી બીજું?"
"મીઠું ગાતી હતી."
"મધુર ગાતી હતી કહો. તમારા જેવા પંડિતે એમ બોલવું જોઈએ.
પછી?" અમરથે સુધારો કર્યો.
"પછી તો તું ગાઈ સંભળાવ એટલે કહું."
"જુઓ પાછી એની એ વાત! ગાવાની વાત કોરે મૂકી બીજું જે
કહેવાનું હોય તે કહો."
"પણ બીજું કંઈ કહેવાનું જ નથી."
"ગા ગા ગા ગા પ્રિય પ્રણયનાં ગીતડાં નિત્ય ગા ગા."
કવિ વાગ્ભટ્ટે મંદાક્રાન્તાની એક લીટી ગાઈ.
"હા હા હા હા પ્રિય હસ સદા સર્વદા હાસ્ય હા હા." *

---

* હસતાં હા હા હા એવો અવાજ થાય છે.

"ખા ખા ખા ખા પ્રિય ઘૃતભર્યા લાડવા નિત્ય ખા ખા." કરવા ધારૂં તો તમારા જેવી કવિતા તો હું સુરજ ઉગે એક લાખ ને એક કરૂં. દુનિયામાં જ મારી કદર નથી, ને કોઇ મને કવિ કહેતું નથી." સમરથે વાગ્ભટ્ટની છંદોબદ્ધ વાણીનું આબાદ અનુકરણ કર્યું અને ખડખડાટ હસવા લાગી. મંદહાસ્ય તો તે કદિ હસતી જ નહિ.

"દુનિયા તને ભલેને કવિ ન કહે, પણ હું તો કહું છુંને ?"

"—ગીત ગવડાવવા સારૂ, કેમ ભલા ?"

"પણ મને એવાં નમાલાં ગીતો સાંભળવાનો વખતેય ક્યાં છે."

"ત્યારે એવાં નમાલાં ગીત ગાનારને તમે કવિ કેમ કહો છો ? જુઓ બંધાઇ ગયા."

"પત્નીથી બંધાવું તે પતિનું પરમ સૌભાગ્ય છે ને ?"

"પણ હાર તો કબૂલ કરો છો ને ?"

"જો તેં મને ખરેખર હરાવ્યો જ હોય તો પછી હાર કબૂલ કરવાથી કંઇ વિશેષતા નથી. ન કબૂલ કરવાથી કંઇ ક્ષતિ નથી."

"એવું એવું ગોળ ગોળ બોલવાને બદલે સ્પષ્ટ જ કહોને."

"તું ગીત ગા તો કહું."

"જુઓ, પાછી એની એ વાત." સમરથ લલિત અભિનય કરતી હસી. વાગ્ભટ્ટ તેના ગોરા ગાલે ભભકતી લાલીને ચૂંટયા વગર રહી શક્યો નહીં. "ત્યારે તમારે ગીત સાંભળવું જ છે, એમને ? લો, સંભળાવું:—

　　આ અનંતમાં બ્રહ્માંડ છીપ સમું સોહે;
　　તેનું રતન અમોલું ચાંદલો મનડું મોહે,
　　તે ચંદ્ર તણા સંતાન બુધ બળવંતા છે.
　　તેમ ઉદયન કુળના ભાણુ—— "

રસિક લલના પતિનું નામ મોંઢેથી પ્રત્યક્ષ ઉચ્ચારતાં શરમાઇ. તેણે નીચે જોયું અને હસી.

"બોલ બોલ. પૂરૂં કર." વાહડ મહેતાએ ઉત્સુકતાથી કહ્યું.

"સંભારૂં છું." સમરથે ખંધાઇથી કહ્યું.

"પણ જલદી સંભાર તો." વાહડની ઉત્સુકતા દર પળે વધતી જતી હતી.

"પણ સાવ ભૂલી ગઈ ત્યાં?" સમરથે મચકો (સ્ત્રીઓનો એક લલિત અભિનય) કરી કહ્યું.

"લુચ્ચી!" વાહડ મહેતાએ પ્રિયતમાના ગોરા સુંવાળા ગાલપર લપડાક મારી.



"હાં હાં. યાદ આવ્યું તમારી લપડાક પણ ભારે દીસે છે હો." સમરથ મીઠું હસી અને બોલી.

"એ લપડાકના વધુ ગુણની તો તને હજી હવે ખબર પડશે." વાહડ મહેતાએ હાસ્યમાં કહ્યું. "લે યાદ આવ્યું હોય તો બોલ હવે."

"જેમ ચંદ્ર તણા સંતાન બુધ બળવંતા છે;
તેમ ઉદયનકુળના ભાણુ પિયુ
ગુણવંતા છે."

"જો ફેરવી નાખ્યું."

"ના, બરાબર છે."

"પણ પહેલાં તો કંઇક બીજું બોલતી હતી."

"એ તો તમારા પુસ્તકમાં કેમ પાઠાંતર હોય છે, એમ આ મારા ગીતનું પાઠાંતર."

"પણ અસલ પાઠ તો કહે?"

સમરથ ભરત સંકેલીને મૂકવા ઉઠી. વાગ્ભટ તેની લલિત દેહલતા સામે જોઈ રહ્યો.

"જેમ ચંદ્ર તણા સંતાન બુધ બળવંતા છે,
તેમ ઉદયનકુળના ભાણુ વાહડ મહેતા છે."

સમરથ બોલી અને નાઠી. પરંતુ તે બારણા બહાર નીકળે તે પહેલાં તો વાગ્ભટ્ટ કવિએ તેને પોતાના ભુજયંત્રમાં ભચડી નાંખી.

"ચોર ! પકડાઇ ગઇ."

"ભલે પકડાઇ, પણ ચોર ન કહેતા."

"કેમ ભલા ! ચોરને ચોર કહું તેમાં શો દોષ ?"

"દોષ બધોયે. જ્યાંસુધી કોઇ પણ વ્યક્તિની ચોરી સાબીત નથી થઇ ત્યાંસુધીમાં તેને ચોર કહેવો, એ મહા અપરાધ છે."

"પણ ચોરી સાબીત થાય તો ?"

"તો એ એ...ચોર કહેવાય." સમરથે તેને લહેંકાવીને કહ્યું:

"ત્યારે ડાહ્યાં ! તમારી ચોરી સાબીત થઇ છે. તમે આખુંય ગીત મારા વાગ્ભટ્ટાલંકારની સમાપ્તિની ગાથાપરથી ઉતાર્યું છે."

"એ તો તમારી ગાથાપરથી મેં ગીત રચ્યું કે મારા ગીતપરથી તમે ગાથા રચી, એ સાબીત થવાનું છે. સાબીત થયું નથી. કદાચ તમે જ મારૂં ગીત છાનાછપના સાંભળી ગયા હો અને તે પરથી સમાપ્તિની ગાથા લખી હોય, એવું કેમ ન બને ?

"પણ સરખાવી જો ને.

> बम्मण्ड सुत्ति सपुडमुक्ति अमणिणो पहासमूहव्व;
> सिरि वाहडत्ति तणओ आसि बुहो तस्स सोमस्स.*

"પણ તમે તે ગાથા બોલી દેખાડો તેથી તે અસત્ય છે, એમ થોડું જ સિદ્ધ થાય છે."

"ચાલો એમાં યે હું હાર્યો."

"આજનો દિવસ તમારે મારાથી હારવાનો જ છે." સમરથ બોલી અને તેણે ઉમેર્યું: "લો, હું તમારે માટે જમવાની તૈયારી કરૂં."

---

* ब्रह्मांडशुक्ति संपुटमौक्तिकमणेः प्रभासमूह इव ।
श्री वाहड इति तनय आसीद् बुधस्तस्य सोमस्य ॥

બ્રહ્માંડરૂપી છીપના મોતીમણિના પ્રભાસમૂહ તુલ્ય સોમ એટલે ચંદ્રને જેમ બુધ નામે પુત્ર હતો તેમ સોમ એટલે હદયન મંત્રીને વાહડ નામે પુત્ર હતો.

વાગ્ભટ્ટાલંકારની સમાપ્તિગાથા.

" તારા વાગ્વિલાસમાં તો હું જમવાનું પણ વિસરી જાઉં છું."

" હશે. બોલો તો.

" તરસ મટે નવ કાવ્ય રસે, વળી વ્યાકરણે કદી ભૂખ જ ભાંગે!"* વિદ્યુલ્લેખા શી ચંચળ સમરથ ભોજનની તૈયારી કરવા ચાલી ગઈ.

વાહડ વિચારમાં પડ્યો. "આજે સાંજે સૌભાગ્યયોગ છે. મહારાજા એ સૌભાગ્યયોગમાં વિજયપ્રસ્થાન કરશે. ગુરુજીએ ભવિષ્ય ભાખ્યું છે કે આ લડાઈમાં તેમને પરમ સૌભાગ્યની પ્રાપ્તિ થશે. પરંતુ મારું પરમ સૌભાગ્ય સમરથ સુંદરી તેનાથી મારે વિખૂટા પડવું પડશે એનું કેમ!

" ખરું પૂછાવો તો મોટાઓને નાનાની કશી દરકાર જ હોતી નથી. ગુર્જરેશ્વરને વિજયપ્રાપ્તિની પડી છે, ગુરુદેવને જિનશાસનની પ્રગતિ અને પ્રચારની પડી છે, પિતાજીને (ઉદયન મંત્રી) પાટણની પડી છે, પણ મારી અને મારી વહાલી સમરથ સુંદરીની કોઈને ય પડી નથી. ઘડી ભરના વિયોગમાં અમારાં કાળજાં કળીએ કળીએ કપાય છે, તે કોણ જાણે છે! પણ શું રાજલક્ષ્મી ખાતર ગૃહલક્ષ્મીને વિસારી મૂકવી! ના રે, મારી વહાલુડી સમરથ એમ વિસારી શે વિસરે! એની પ્રતિમા તો મારા કાળજામાં કોરાઈ ગઈ છે, હૈયામાં જડાઈ ગઈ છે. એ જ મારા જીવનની મિઠાશ અને અંતરનો આરામ.

" આજે પઢેલી યોદ્ધાઓને લઈ ચઢી જવાનું. મજલ દર મજલે યુદ્ધભૂમિમાં પહોંચવાનું, મારવાનું, મરવાનું; જીવનમાં નહિ આરામ કે નહિ આનંદ. વિધિએ પણ શું નિર્માણ કર્યું છે!" છેલ્લું વાક્ય એનાથી જરા મોટે બોલાઈ ગયું.

" મારે કોળીયા દેવા અને તમારે જમવું, એમ વિધિએ નિર્માણ કર્યું છે." હસતી હસતી સમરથ ઓરડામાં આવી અને વાહડને અડીને ઉભી રહી.

" શા વિચારમાં પડી ગયા છો! આ સંસારની અસારતા તો નથી વિચારતા ને!" વાહડના બન્ને ગાલ પર પોતાના જમણા હાથ મૂકતાં સમરથ બોલી.

---

* विपासितैर्काव्यरसं न पीयते क्षुधातुरैर्व्याकरणं न भुज्यते ॥

"असारे खलु संसारे सारं सारंगलोचना।" * વાગ્ભટ્ટ બોલ્યો.

"સારંગ-લોચનાઓને સાર ભાસે પતિ સદા." સમરથ અનુષ્ટુપ છંદ પૂરો કરી બોલી: "કહો, કયું ને બેસતું?"

"તારે માટે ખાત્રી છે."

"ત્યારે શું વિચાર કરતા હતા તે કહો?"

"આજે સાંજે શાકંભરાધિપતિ અર્ણોરાજનો સામનો કરવા હું અને ગુર્જરેશ્વર ચઢી જવાના છીએ. તેથી એની યોજના વિચારતો હતો."

"તે તમને અને મહારાજાને લઢાઇ સિવાય કંઇ સુજતું જ નથી?"

"પણ મહારાજાની મરજી હોય ત્યાં આપણું શું કામ આવે?"

"મહારાજાની મરજી મુજબનું જ જીવન જીવવું, એ તો મને બહુ આકરૂં લાગે છે."

વાહડ પત્નીનું મર્મ વચન ગળી ગયો અને જમવા ગયો.

"જુઓ. ઉચું જુઓ. તમે આમ કરશો તે નહિ ચાલે હો?"

"તે શું કરૂં છું?"

"બધું કરો છો. મૂક્યું છે એટલું દૂધ પી જાઓ. અને આમ ભર્યું ભાણું પડતું મૂકવાની આવશ્યકતા નથી. પીરસ્યું છે એટલું જમી જાઓ. પછી છાવણીમાં જાઓ ત્યારે તમને ફાવે તેમ કરજો."

"તું કહે પણ મારાથી કેમ જમાય? મારૂં તે કંઇ પેટ છે કે પાટણ?"

"પણ પાટણમાં રહો છો તો ખરાને? વળી પાટણના મહા મંત્રીના પુત્ર છો અને પોતે પણ પાટણના આલિંગના મંત્રી છો. (આલિંગ મંત્રી નાયબ દિવાન.) પછી પેટ પાટણ કર્યા વિના કેમ ચાલે? કહેતીમાં પણ કહેવાય છેને કે, પેટ તો પહોળું રાખીએ."

વાગ્ભટ્ટે હાથ ધોયા અને જળપાન કર્યું. પછી પત્નીએ બનાવી આપેલી પાનબીડી લઇ કપડાં પહેરવા ગયો. તે તૈયાર થઇને બહાર નીકળવાનું કરે તે પહેલાં સમરથ આવી પહોંચી અને ડોકમાં પહેરેલી મોહનમાળાની માફક પતિના કંઠને બાઝી ઝુલવા લાગી.

---

* સાર વગરના આ સંસારમાં કંઈ સાર હોય તો તે મૃગના જેવાં નેત્રવાળી સ્ત્રી છે.

"સાંભળો. મને મળ્યા વિના નહિ જવાનું હો." સમરથ લાડથી બોલી.

"જરૂર."

"જરૂર નહિ, જરૂરાજરૂર, કહો."

"જરૂરાજરૂર, બસ?" વાગ્ભટ્ટે પત્નીના અધરોષ્ઠ પર સ્નેહાંકન કર્યું અને ગયો.

પ્રેમભરી પ્રમદા પતિને નિહાળી રહી.

"જેમ ચંદ્ર તણા સંતાન બુધ બળવંતા છે;
તેમ ઉદયનના કુલભાણુ વાહડ મહેતા છે.
જેમ જળથી મીન તમામ જીવનવંતા છે;
તેમ મારા જીવનપ્રાણ વાહડ મહેતા છે."

તેણીના મુખમાંથી સ્પષ્ટ અસ્પષ્ટ શબ્દો સંભળાતા હતા.





# પ્રકરણ ૫ મું
## પ્રસ્થાન, યુદ્ધ અને વિજય

લાટસેના ક્યારે ગઇ તેની તો લોકોને ખબર પણ પડી નહિ, પરંતુ પટ્ટણીસેનાના નિશાનડંકા ગગડ્યા ત્યારે જોવાને આખું પાટણ ઉલટયું. લોકોનાં જૂથેજૂથ વાટે, હાટે અને ઘાટે જેને જ્યાં ઠીક પડયું ત્યાં આવી ઉભાં. કુલાંગનાઓ અગાસીઓમાં કે અટારીઓમાં પટ્ટણીસેનાને નિરખવા કૌતુકભરી એકઠી થઇ હતી. તે વાદળામાં ઝબૂકતી વિજળી પેઠે ક્યારેક ચમકતી અને ક્યારેક લપાઇ જતી.

હયદળ, ગયદળ, રથી અને પ્યાદલ એમ ચતુરંગિણી સેના યથાક્રમ પસાર થવા લાગી. શસ્ત્રાસ્ત્રસજ્જિત પટ્ટણી યોદ્ધાઓ મલપતા જતા હતા. છેવટે શણગારેલા હાથી પર ગુર્જરેશ્વર અને વાગ્ભટ્ટ નીકળ્યા. સ્ત્રીઓએ ફુલડે વધાવ્યા, દુખણાં લઇને માથે ટચાકા ફોડ્યા. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા. ઇતર વર્ણે પ્રણામ કર્યા, રાજામાં પ્રભુતા નિરખવાની હિન્દુભાવના* સર્વત્ર પ્રતીત થતી હતી. મહારાજા વિજયયાત્રા કરવા જતા હોવાથી પાટણવાસીઓનાં મન આનંદ અને અભિમાનથી ઉછળી રહ્યાં હતાં.

મહામંત્રીના મકાન પાસેથી નીકળ્યા એટલે ત્યાં મહારાજાને ફુલડે-વધાવવામાં આવ્યા. વાગ્ભટ્ટે સમરથ સુંદરીનું મલકાતું મુખ જોયું ન જોયું અને અલોપ થઇ ગયું.

---

* सोमाग्न्यर्कानिलेन्द्राणां वित्ताप्पत्योर्यमस्य च ।
अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥

સોમ એટલે ચંદ્ર, અગ્નિ, અર્ક એટલે સૂર્ય, અનિલ એટલે પવન, ઈંદ્ર, વિત્તપતિ એટલે ધનના સ્વામી કુબેરભંડારી, અપ્પતિ ( અપઃ=પાણી+પતિ=સ્વામી ) એટલે જળદેવતા વરુણ અને યમ એ આઠ લોકપાળોના શરીરને રાજા ધારણ કરે છે. सर्वदेवमयो राजा मनुना संप्रकीर्तितः=મનુએ રાજાને સર્વદેવમય કહેલો છે.

ન છુટકે જ વિશ્રામ કરતી પટ્ટણી સેના લાટસેનાને પકડી પાડે તે
પહેલાં તો લાટસેના અને શાકંભરીના શૂરવીરો વચ્ચે ઘમસાણ મચ્યું
હતું. જ્યારે આહડ (અરભટ, ઉદયનનો પુત્ર જે શાકંભરીના અર્ણોરાજને
જઈ મળ્યો હતો.) અને અર્ણોરાજ 'હોતે હૈ થતે હૈ' કરતા રંગ-
રાગમાં મંચ્યા હતા અને એમની કેટલીક સેના ખરા ક્ષત્રિયધર્મને ત્યાગી
આસપાસનાં ગામડાંઓમાં ત્રાસ વરતાવવા ગઈ હતી, ત્યાં અચાનક જ
વોસરી ત્રાટક્યો. સેના સજ્જ થાય તે પહેલાં તો શાક સમારે તેમ લાટ-
સેનાએ કેટલાય શાકંભરી યોદ્ધાને કાપી નાંખ્યા. હજી યુદ્ધ નહોતું વિરામ
પામ્યું. બંને બાજુના યોદ્ધાઓએ પોરો (આરામ) ખાવાની ઈચ્છા પણ
નહોતી કરી ત્યાં સમુદ્રમાં ભરતી આવે તેમ ગુર્જર સૈન્યમાં પટ્ટણીસેના
રૂપ ભરતી આવી. "મારો મારો," "કાપો," "પકડો," "પછાડો,"
"હે......બાયલા!" "હે...નપાવટ!" "શાબ્બાશ!" "ખરા ક્ષત્રિય"
"રંગ વદુ" એમ વિવિધ શબ્દોચ્ચારથી રણાંગણ ગાજી રહ્યું. એક હાથ
થાકતાં બીજે અને બીજો થાકતાં પહેલે હાથે તરવાર પકડી શૂરવીરો
શત્રુઓપર ધસવા લાગ્યા.*

પ્રતિક્ષણ ગુર્જરસેના આગળ વધતી હતી. શાકંભરીનું સૈન્ય પાછળ
હઠતું હતું. બરાબર તેજ ક્ષણે "અંબા ભવાનીની જય" પોકારતું ચંદ્રા-
વતીનું સૈન્ય જે ગુર્જરસેનાનો એક ભાગ હતો, તે શત્રુસૈન્યને જઈ મળ્યું.

---

* કવિના શબ્દોમાં કહીએ તો:—

> મારૂં મારૂં, ધરૂં ધરૂં, ધરૂં મારૂં, સીસ તોરી ગહી ભુજા ઉપારૂં,
> અસિ રવ પૂરી રહી નવખંડા, ધાવહિ જહંતહં રૂંડ પ્રચંડા; ૧
> દેખહિ કૌતુક નભ સુરવૃંદા, કબહુક વિસ્મય કબહુ અનંદા.
> રૂધિર ગાડ ભરી ભરી જમેઉ, ઉપર ધૂરી ઉડાહિ; ૨
> જનુ અંગાર રાશિન્હ પર, મૃતક ધૂમ રહે છાઈ.
> ઘાયલ વીર વિરાજહિ કૈસે, કુસુમિત કિંશુક કે તરૂ જૈસે,
> લાગત શસ્ત્ર વીર ચિક્કરહિં, ઘુમિ ઘુમિ જહં તહં મહિ પરહિં; ૩
> સ્ત્રવહિ સૈલ જનુ નિર્ઝરવારી, સોનિત સરિ કાદર ભયકારી.

કટોકટીને સમયે ચંદ્રાવતીના વિક્રમસિંહે દીધેલા આ દગાથી પટ્ટણી સૈન્ય ગભરાઇ ગયું. પરંતુ આ બાજુ વૌસરી અને પેલી બાજુ વાહડ તેને શૂરાતન ચઢાવતા હતા.

---

કાદર ભયંકર રૂધિર સરિતા ચલી પરમ સુહાવની,
દોઉકૂલ દલ; રથ રેત; ચક્ર આવર્ત; વહતી અપાવની;
જલજંતુ ગજ પદચર તુરગ ખર વિવિધ વાહન કો ગને,
સરશક્તિ તોમર સર્પ, ચાપ તરંગ, ચર્મ કમઠ ઘને. ૪

વીર પરહિ જનુ તીર તરૂ, મજ્જાવહ જનુ ફેન,
કાદર દેખત ડરહિ તેહિ, સુભટન કે મન ચેન. ૫

મજ્જહિ ભૂત પિશાચ વેતાલા, પ્રમથ મહા ઝોટિંગ કરાલા,
કાક કંક લઈ ભુજા ઉડાહિ, એક તે છીની એક લઇ ખાહિ. ૬
એક કરહિ ઐસી સોંધાઇ, સઠહુ તુમ્હાર દરિદ્ર ન જાઈ,
કહેરત ભટ કાયર તટ ગિરે, જહં તહં મનહુ અર્ધજલ પરે. ૭
ખેંચહિ ગીત આંત તટ ભયે, જનુ બનસી ખેલહિ ચિત દયે,
બહુ ભટ બહહિ ચઢે ખગ જાહી, જનુ નાવરી ખેલહિ સરી માંહી. ૮
જોગિની ભરી ભરી ખપ્પર સંચહિ, ભૂત પિશાચવધૂ નભ નંચહિ,
ભટ કપાલ કરતાલ બજાવહિ, ચામુંડા નાનાવિધિ ગાવહિ. ૯
જંબુક નિકર કટ કટ કટ્ટહિ, ખાહિ, હુઆહિ, અઘાહિ, દપટ્ટહિ,
કોટિન્હ રૂંડ મુંડ બિનુ ડલ્લહિ, સીસ પરે મહિ જયજય બોલહિ. ૧૦

બોલહિ જો જયજય મુંડ, રૂંડ પ્રચંડ સિરબિનુ ધાવહિ,
ખપ્પરન્હ ખગ્ગ ઉલજ્જિ જુજ્જહિ, સુભટ સુરપુર પાવહિ. ૧૧

સિરમાલિકા ગહિ કાલિકા કર, વૃંદ વૃંદન્હ બહુ મિલી,
કરી રૂધિર સરી મજ્જન્હ મનહુ સંગ્રામ વટ પૂજન ચલી.* ૧૨

---

* યુદ્ધના આ રસિક વર્ણનનો ભાવાર્થ આ નીચે લખ્યો છે. કારણ કે, તે વિના તેની ભાષા અપરિચિત હોવાથી વાચકને તે સમજવાની મુશ્કેલી પડે.

"મારો, મારો, પકડો, મારો માથું ફોડી નાખો. હાય આંચકી દયો." આવો અવાજ નવે ખંડમાં પ્રસરી રહ્યો છે. માથાં વિનાનાં પ્રચંડ ધડ જ્યાંત્યાં દોડી રહ્યાં છે. આકાશમાં દેવતાઓ ઉભા ઉભા આ દ્રશ્ય જોઈ રહ્યા છે. તેમને શૂરવીરોનું શૂરાતન જોઈ આનંદ થાય છે અને તેમને મરતા ભાળી ખેદ થાય છે. ૧.

"મર્દો! નામ અમર કરો, ધરો ન પાછો પાવ;
ઓ! શૂરા ગુર્જરવીરો! આવ્યો દુર્લભ દાવ.
પુરુષો! પગ પાછો પડે, પિતૃ નહિ લે પિંડ;
જુધમાં જય કીધા થકી, રહે કીર્તિ નવખંડ.
મરવાનું છે મહી વિષે, એમાં ન મળે ફેર;
જુધમાં તન ક્ષત્રિ તજે, મરે ન મર્દો ઘેર."

ચંદ્રાવતીના પરમારો આવી મળવાથી સાંભર(શાકંભરી)સેનામાં નવું જોમ આવ્યું તેણે ગુર્જરસૈન્યની પાંખ પર એવો હલ્લો કર્યો કે તે વેરણછેરણ થઇ ગઇ. આ જોઇને કુમારપાળને ઘણો ક્રોધ ચઢયો, તેણે પોતાના મહાવતને કહ્યું: " સામે આહડનો હાથી રાખો. આહડને તો હું

---

ખાડાઓમાં લોહી ભરાઈ ભરાઇને જામી ગયું છે, તેના ઉપર ધૂળ ઉડીને પડે છે. તે દેખાવ એવો લાગે છે કે જાણે અંગારા ઉપર રાખોડી વળતી હોય. ૨.

ઘાયલ થયેલા યોદ્ધાઓ કેસુડાંથી સુશોભિત ખાખરાના ઝાડ જેવા શોભે છે. ઘા વાગતાં વીરપુરુષો ગર્જના કરે છે અને ચક્કરી ખાઇને જ્યાં ત્યાં પડી જાય છે. જેમ પર્વત પરથી ઝરણાં ઝરે એમ શૂરવીરોના દેહમાંથી લોહી ઝરીઝરીને કાયરને મન ભયંકર લાગતી લોહીની નદી વહેવા લાગી છે. ૩.

કાયરોને ભયંકર દીસતી પરમસુંદર રૂધિર સરિતા વહિ રહી છે. બન્ને લશ્કરો તેના કાંઠા છે. રથ રેતી છે. પૈડાં વમળ છે. આમ આ અપવિત્ર નદી વહી રહી છે. નદીમાં તણાતા તરતા કે ડૂબતા હાથી, પાળા, ઘોડા અને ગધેડા જાણે મગરમચ્છ વગેરે જળચર પ્રાણીઓ હોય એવાં દેખાય છે. બાણ, સાંગ અને તોમર સાપ જેવાં, ધનુષ્ય મોજાં (હિલોળા) જેવાં અને ઢાલો ઢાલ કાચબા જેવી દેખાય છે. ૪.

બે કાંઠામાં વહેતી નદી જેમ કાંઠા પરનાં ઝાડોને જડમૂળમાંથી ઉખેડી નાંખે છે, તેમ આ રૂધિરસરિતાને બન્ને કાંઠે શૂરવીરોના મૃતદેહ પડ્યા છે. મજ્જાનો ધાતુ હીલુના જેવો દેખાય છે. એ જોઇને કાયરો મનમાં ગભરાય, પરંતુ શૂરવીરોને તો આનંદ જ થાય. ૫.

આ રૂધિરસરિતામાં ભૂત, પિશાચ, વેતાલ વગેરે તથા મહાભયંકર પ્રમથ અને બીજાં ક્રોડ નહાય છે. કાગડા અને ગીધ કપાએલા હાથ લઈને ફરે છે. એકબીજાની પાસેથી એક બીજા પડાવી લઈ ખાઈ જાય છે. ૬. એ વખતે કેટલાક સમજુ કાગડા અને ગીધ બીજાને કહે છે કે, 'અરે હીણાઓ! આટલી વિપુલતા

ઓળખે છે. જો, ત્યાં રહ્યો રહ્યો આપણા સૈન્યનું સત્યાનાશ વાળી રહ્યો છે. ઝટ કર, આપણા હાથીને ત્યાં હંકારી જા.”

ગુર્જરેશ્વરના હાથીને ધસતો આવતો ભાળી અરભટ્ટે ( આહડે ) આંધળીયાં કર્યાં. ગુર્જરેશ્વરનો શિરચ્છેદ કરવાના હેતુથી તે પોતાના હાથી પરથી તેમના હાથી પર કૂદ્યો. પરંતુ તે કુમારપાળ ઉપર ઘા કરે તે પહેલાં તો વાહડે તેને તરવારની પીંછીથી ધક્કો મારી ભોંય પાડી દીધો. હાથીપરથી નીચે પડવાથી તેને પછાડ લાગી. આમાંથી તે સંભાળીને ઉભો થાય તે પહેલાં તો ભીમસિંહે* તેના ટુકડા ટુકડે કરી નાખ્યા અને બરાડયોઃ

“પાપી ! નિમકહરામ ! રાજદ્રોહી !”

આહડના મૃત્યુથી સાંભરસૈન્યનું અર્ધું બળ ઓછું થઈ ગયું.

---

છે, છતાં તમારી ગરીબાઈ નથી જતી ?’ ૭. જળમાં અધડૂબ્યા માણસો માફક કોઈ પડેલા કાયરો દુઃખના અવાજ કરે છે. (કહુંરાય છે ) મગળી મારો નદીમાં માંછલાં પકડવાની રમત રમતા હોય તેમ કાંઠા ઉપરના ગીધ આંતરડાં ખેંચે છે. મડદાં તણાતાં જાય છે. તેના પર બેઠેલા પંખીઓ જાણે હોડીની રમત રમતાં ન હોય એવાં દેખાય છે. ૮.

જોગણીઓ ખપ્પર ભરી ભરીને લોહી એકઠું કરે છે અને ભૂતો અને પિશાચોની સ્ત્રીઓ આકાશમાં નાચે છે. ચામુંડા દેવી યોદ્ધાઓની ખોપરીનાં કાંસીયાં બનાવી વગાડે છે અને ગાય છે. ૯.

શિઆળીઆઓ કટકટાટી કરે છે, ખાય છે, બૂમો પાડે છે. અને ધરાય છે એટલે પછી ખાવા માટે શબને દપટી દે છે (સંતાડે છે.) માથા વગરનાં ધડો ઘટ દોડાદોડ કરી રહ્યાં છે અને તેમનાં કપાએલાં ડોકાં ભોંય પડ્યાં પડ્યાં ‘જયજય’ના પોકારો કરે છે. ૧૦.

માથાંઓ ‘જયજય’નો પોકારો કરે છે. ભયંકર ધડ માથું કપાઈ જવા છતાં દોડાદોડ કરે છે. જોગણીઓના ખપ્પર ઉપર ગીધ ટોળે વળે છે. અને સામસામા લઢી પડે છે. યુદ્ધમાં વીરોચિત પરાક્રમ કરી મરણ પામેલા યોદ્ધાઓ સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે. (જ્યાં તેમને વરવાને દેવાંગનાઓ એક પગે થઇ રહી છે ) ૧૧.

કાલિકાદેવી માથાંઓની માળા બનાવી તે હાથ લઈ જાણે ટોળે વળીને લડાઈ રૂપી વડલાને પૂજવા સારૂ લોહીની નદીમાં નાહીને જતાં હોય એમ લાગે છે. (વટસાવિત્રીનું વ્રત કરનાર સ્ત્રીઓ નાહીને વડનું પૂજન કરવા જાય છે. તે પ્રસિદ્ધ છે. અત્રે તે વ્રતનો નિર્દેશ છે. ) ૧૨. (તુલસીકૃત રામાયણ લંકાકાંડ. )

* ભીમસિંહ ખેડુત હતો, પણ કુમારપાળને દુઃખના વખતમાં મદદ આપવાથી ગાદીએ આવ્યા પછી કુમારપાળે તેને પોતાનો અંગરક્ષક બનાવ્યો હતો.

આ બાજુ વૌસરી અને સાંભરપતિ અર્ણોરાજ વચ્ચે તુમુલ યુદ્ધ
મચ્યું હતું. તેવામાં સાંભરપતિ ગરાજ્યો, "બામણા ! તું વળી કથા વાંચવાનો
અને દાનદક્ષિણા લેવાનો ધંધો મૂકી લડવા આવ્યો છે ? પાટણની સેનામાં
બધા તારા જેવા ભગત ભિખારાજ ભેળા થયા લાગે છે."

"સાંભરપતિ !" વૌસરી બોલ્યો: "હું અનેક રાજેન્દ્રોનાં માનમર્દન
કરનાર સેનાપતિ કાક અને પંડિતવિજેતા સંસ્કારમૂર્તિ મંજરીનો પુત્ર
વૌસરી. મારા જ કુળના પૂર્વજ ભાર્ગવશ્રેષ્ઠ પરશુરામ જામદગ્ન્યે આપના
જેવા અનેક કુટિલ ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો. બાકી તો,

શૂર સમર કરણી કરહી, કહી ન જનાવહી આપ,
વિદ્યમાન રિપુ પાઈ રણ, કાયર કરહિ પ્રલાપ."

વૌસરીએ કાયર શબ્દપર ભાર મૂક્યો અને ઉછળી ઉછળીને પ્રહાર
કરવા લાગ્યો. સાંભરપતિને આ ટાણો બહુ વસમો લાગ્યો અને આ વાચાલ
બ્રાહ્મણને ભોંયભેગો કરવા તે આગળ ધસ્યો. વૌસરીએ જોયું કે આ પ્રસંગ
લાભ લેવાય તો સોનાનો છે, નહિ તો મૃત્યુ સામે આવી ઉભું છે.
તેણે પોતાના ધનુષ્ય પર તીક્ષ્ણ બાણ ચઢાવ્યું અને ધસ્યા આવતા
અર્ણોરાજને માર્યું. તે બાણથી લોહીલુહાણ થઈ ઘોડાપરથી તે ખસી પડ્યો.
સાંભરસૈનિકો તેને ઉચકવા ધસ્યા. પણ તે ઉચકાય તે પહેલાં તો, "શું જોઈ
રહ્યા છો ? જો જો, લાટનું નાક ન જાય. શત્રુઓને કોરે કરો અને અર્ણોરાજને
કબજે કરો," એ પ્રમાણે લાટયોદ્ધાઓને લલકારતો વૌસરી છેક અર્ણોરાજ
પાસે ધસી ગયો. લાટયોદ્ધાઓ તેને ફરતા ફરી વળ્યા. અર્ણોરાજને પકડી
લીધો અને વિજયનાં વાજાં વગડાવતો આ વીર બ્રાહ્મણ ગુર્જરેશ્વર તરફ વળ્યો.

વિજયના આનંદમાં તે આસપાસનું ભાન ભૂલી ગયો હતો. તેવામાં
ચંદ્રાવતીના પરમાર વિક્રમસિંહે પાછળથી આવી તેનું માથું ધડથી જુદું
કરવા તલવાર ઉગામી. પરંતુ તે ઝટકો મારે તે પહેલાં તો પાછળથી પડેલા
એક જ ઝટકાએ તેનો હાથ કપાઈને ભોંય પડ્યો. તેણે ચિત્કાર કર્યો અને
પાછળ વળીને જોયું.

"વાહડ !" વાહડને જોઈ ચમકતા તેનાથી બોલી જવાયું.

"હા, દેશદ્રોહી !" વાહડ બોલ્યો અને તેણે પકડી અને લાટ-યોદ્ધાઓને ઉદ્દેશીને કહ્યું: "પકડો એને. રખે નાસી જાય."

અર્ણોરાજ તથા વિક્રમસિંહને ગુર્જરેશ્વર પાસે રજુ કરવામાં આવ્યા. ગુર્જરેશ્વરે ફરમાવ્યું: "અર્ણોરાજે મારી નિંદા કરી છે, છતાં ગમે તેવો પણ તે મારો બનેવી છે, એટલે તેને પ્રાણદંડ નહિ દઉં. માત્ર તેની જીભ કાપીને તેને છોડી મૂકવામાં આવશે.

"વિક્રમસિંહે ભયંકર દેશદ્રોહ કર્યો છે. મારો દ્રોહ કરનારને હું ક્ષમા આપું છું, પરંતુ મારા ગુજરાતનો દ્રોહ કરનારને હું કદિ માફ નથી કરતો. એણે વોસરીનો ઘાત કરવા ક્ષત્રિયને કલંકરૂપ પાછળથી હુમલો કર્યો: વાહડને મેં વોસરીની મદદે મોકલ્યો હતો તે સમયસર ન પહોંચ્યો હોત તો લાટનું એ મહામોલું રત્ન જતાં આપણને આ વિજય પરાજયના કરતાં પણ અધિક ખારો થઇ પડત. માટે તેને તો પ્રાણદંડ જ ઘટે.

"બન્નેની શિક્ષા તેમને પાંજરામાં પૂરી પાટણની પોળેપોળ અને શેરીએ શેરીએ ફેરવ્યા પછી અમલમાં મૂકવી."

કોઇને આ શિક્ષાઓમાં કંઇ અનુચિત ન લાગ્યું.

સૌ વિજયાનંદમાં મસ્ત બની ગુજરાત અને ગુર્જરેશ્વરનો જયજયકાર બોલાવતા પાટણ આવવા નીકળ્યા.



# પ્રકરણ ૬ ઠ્ઠું

## સેનાધિપતિ કાક

આચાર્યના અપાસરામાં સમાગ
પાટણ સાચવવા રહેલા ઉદયનમંત્રી
પરિભ્રમણ કરતા કરતા પણ ગુજરાતની સરહદ સંભાળી રહ્યા હતા.
ગુર્જરેશ્વર પટ્ટણી યોદ્ધાઓ અને લાટસૈન્યને લઇ સાંભરપતિ સાથે
લડવા ગયા હતા તે તકનો લાભ લઇ માળવાનો બલ્લાળ રાજા ગુજરાતપર
ચઢી આવવાની તૈયારી કરતો હતો. તેનો વિચાર રાજાની ગેરહાજરીમાં
રાજધાની કબજે કરી લેવાનો હતો. ઉદયનમંત્રીએ વિજય અને કૃષ્ણ
નામના બે સામંતોને લશ્કર આપી માળવાપર મોકલ્યા, પણ તેમને બાતમી
મળી કે એ સામંતો માળવાના રાજા સાથે લડવાને બદલે તેને મળી ગયા
છે. ઉદયનમંત્રી મુંઝવણમાં આવી પડયા. રાજાની ગેરહાજરીમાં રાજધાની
ગુમાવે તો મોટું કલંક લાગે, પરંતુ ઉદયનમંત્રી કાચાપોચા ન હોતા. તેમની
બુદ્ધિએ ચમત્કાર કર્યો. તેમને રેવાતટે નિવૃત્તિ સેવતો કાક યાદ આવ્યો.
તેઓ એક રાત્રે કોઇ ન જાણે તેમ પાટણથી લાટના નાયકને મળવા
નીકળી પડયા.

× × × ×

"સેનાધિપતિ કાક !" ઉદયનમંત્રીએ સંબોધન કર્યું.

"મને નિરૂપાધિને સેનાધિપતિની ઉપાધિ ન ઘટે, પધારો," પોતાના
આશ્રમમાં પાટણના મહામંત્રીને આવકાર આપતો કાક બોલ્યો. તેને મન
'સર્વં બ્રહ્મમયં જગત્' થઇ ગયું હતું. ઉદા મહેતા પ્રત્યેનો જૂનો રાગદ્વેષ
રહ્યો ન હોતો.

"કેમ કંઇ એકાએક પધારવું થયું ?" ઉદયનની સ્વાર્થપરતા કાકથી
અજાણી ન હોતી. મહામંત્રીનું આગમન અકારણ ન હોય એની તેને
ખાત્રી હતી.

"અહીં આવવામાં અનેક નિમિત્ત છે. એક તો જાણે તમારા જેવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણનાં દર્શન." ઉદયનમંત્રીએ નિમિત્ત ગણાવવા માંડ્યાં.

"—પણ તમારે ત્યાં તો ગુરુદેવ પોતે વિરાજે છે. આચાર્ય પાટણમાં છે ત્યાં સુધી તમારે ઘેર ગંગા છે તે મૂકી ખાળ કૂવામાં, રે ખાબોચીઆમાં નહાવા આ સારુ ભટકવું જોઈએ?" કાક વચ્ચે બોલ્યો.

"બીજું નર્મદાસ્નાન."

"તમને તે કંઈ ગાંડું લાગ્યું કે શું? તમારે ચુસ્ત જૈનને અને નર્મદાને વળી શું લાગેવળગે? અને સમજો તો વળી

आत्मा नदी संयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मि ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र! न वारिणा शुद्ध्यति चान्तरात्मा ॥" *

"હા. એ પણ કંઈ ખોટું નથી." મંત્રીજીએ ઘૂંટડો ગળી આગળ વાત ચલાવી: "ત્રીજું કારણ, અમારા વેવાઈ નગરશેઠ તેજપાળને મળવા. લાંબી માંદગી અને શરીર તવાઇ ગયું છે એટલે હવે તે થોડા દહાડાના મહેમાન છે; એટલે થયું કે, છેલ્લા મેળા કરી આવું. તેજપાળ શેઠ પણ લાટનું નાક હોં! તમારે ને રેવાપાલને બેસતી (મેળ) નહીં, એટલે તમે કદાચ એમના ગુણ નહીં જાણતા હો. બાકી નગરશેઠ લાખ રૂપીઆનું માણસ છે."

"તેજપાળ શેઠ મારા મુરબ્બી, મારી છત્રછાયા. આમ એકાન્ત જીવન ગાળવા છતાં હું તેમના ખબર કાઢવા નથી ચૂકતો. રેવાપાલ અને મારી વચ્ચે અણબનાવ હતો એમ લોકોને લાગતું હશે. ગમે તેમ હતું પણ મારો તે ગુરુભાઈ હતો. બ્રહ્માનંદ સરસ્વતી(સેનાપતિ ધ્રુવસેન)ના અમે

---

* આત્મારૂપી નદી છે, જેમાં સંયમરૂપી જળ ભર્યું છે, સત્યરૂપી પ્રવાહ છે, શીલરૂપી કિનારા છે, દયારૂપી મોજાં ઉછળી રહ્યાં છે, હે પાંડુપુત્ર! તું આ આત્મારૂપી નદીમાં નાહ. ભૌતિક જળથી તો માત્ર પંચભૂતનું આ શરીર જ શુદ્ધ થાય છે, આત્મા શુદ્ધ થતો નથી.

કાકે અને સોમેશ્વરે ખૂબ યાદ કર્યું, પણ તેમણે રાજકારભાર સ્વીકારવા મહેતાને ક્યારે આગ્રહ કરેલો તે મુદ્દલ યાદ આવ્યું નહિ. પણ મહેતાએ તો આગળ ઝોકાવ્યું: "હવે પાટણને માથે આપત્તિ આવી પડી છે. માલવાનો મલ્લિકાર્જુન પાટણ કબજે કરવા તૈયારી કરે છે. તે ક્યારે ચ કરશે તે કહી શકાય નહિ. મેં વિજય અને કૃષ્ણને મોકલ્યા પણ તે તો નિમકહરામ નીવડ્યા. હવે મારી દૃષ્ટિ તમારા ઉપર પડી. મને લાગ્યું કે, સહાય તો આ વખતે શેષ વિજેતા કાકથી જ થાય તો થાય. એટલે થયું કે ભેળાભેળા સેનાધિપતિને પણ મળતો આવું."

સોમેશ્વરે દાંત કચકચાવ્યા. કાક કંઇ બોલ્યો નહિ.

"આંબડને (આમ્રભટને) મેં લખી નાંખ્યું છે કે લાટથી મોટું સૈન્ય લઈ સેનાધિપતિ કાક અને ભટરાજ સોમેશ્વર બલ્લાળ રાજાનું માનમર્દન કરવા માળવાપર ચઢે છે અને તું બનતી ઝડપે તેમને રસ્તામાં મળ. પછી તમે બધા એકત્ર મળી માળવાપર ત્રાટકો."

કેમ જાણે સોમેશ્વરે અને કાકે લઢવા જવાનું કબૂલ કર્યું હોય એમ ઉદા મહેતા વાત કરતા હતા.

"સોમેશ્વર! તારા અને તારા ગુરૂના લલાટમાં વિજય જ લખાયો છે."

હજી કાક તો મૌન જ હતો. પરંતુ સોમેશ્વરથી બોલ્યા વિના રહેવાયું નહિ: "મહેતા! અમારાં તપ અને સ્વાધ્યાય નિર્વિઘ્ને ચાલવા દો. તમે તમારૂં કરો, અમે અમારૂં કરીએ છીએ."

"એટલે શું તું પાટણની વહાર કરવાની ના પાડે છે, એમ?"

"હસીને. કહો તો, લખીને ના પાડું."

"કંઈ કારણ, વારૂં?"

"કારણ ને બારણ, પાટણની નોકરી કરીને ધરાઇ ગયા."

"ત્યારે વોસરી શું કરે છે?" મહેતાએ હૈયા સોંસરવો નીકળે તેવો સવાલ પૂછ્યો.

“નોકરી નહિ, મિત્રાચારિ. વધુ જાણવું હોય તો પૂછજો તમારા રાજાને.”

“હું વઢવા નથી આવ્યો. ઉઠીશ ત્યારે. ઠીક, જય જય.” મહેતાને ખોટું લાગ્યું.

“હા, જય જય! પધારજો કહેવાની જરૂર છે?” સોમેશ્વરે મર્યાદા મૂકી. ઉદયનમંત્રી ઉઠ્યા.

“સોમેશ્વર!” કાક બોલ્યો. “એમ છેક જ અવિનયી ન થા. મહેતા! બેસો,” તેણે મંત્રીને ઉદ્દેશીને કહ્યું.

“ના, હવે જઈશ. કોઈને કોચવવું શા સારૂ?” મહેતાને તાણ કરાવતાં ભારે આવડતી.

“હું આજે જ માળવા પર ચઢી જઈશ.” કાક બોલ્યો.

સોમેશ્વર અને ઉદયન બન્ને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

“શું કહો છો, ગુરુજી!” સોમેશ્વરે કહ્યું. તેને વધુ નવાઈ લાગી હતી.

“બરાબર કહું છું.” કાક બોલ્યો: “કોઈને એમ કહેવાનું કારણ ન મળવું જોઈએ કે, પાટણને માથે આપત્તિ આવી ત્યારે કાકે સહાય કરવાની ના પાડી.” આ વચનો તે સોમેશ્વર તરફ જોઈને જ કહેતો હતો, છતાં મહેતાથી તેનો ભાવ અછાનો રહ્યો નહિ.

“પણ ગુરુજી—” સોમેશ્વર કહેવા ગયો.

“પણ ને બણ,” કાક વચ્ચે બોલ્યો: “મારાથી થોડું જ આમની પેઠે સાથરે સૂવાય તેમ છે.” આમની પેઠે એટલે કોની પેઠે, એ અસ્પષ્ટ નહોતું.

“શાબાશ, ભટ્ટજી! તમે પાટણને તાર્યું.” મંત્રીએ શાબાશી આપી.

“માફ કરજો, મહેતા! હું ઘણી કાળજી રાખું છું, તોપણ મારાથી કડવું બોલી જવાય છે. પરંતુ એટલી તો ખાત્રી રાખજો કે મેં જે કંઈ કર્યું છે અને કરું છું, તે શાબાશી માટે તો નહિ જ.

“મહેતા! આપણી જૂની સ્પર્ધા અને જૂના રાગદ્વેષ ભૂલી જજો.

પોસરીને જાળવજો. મારી સાથે હાથ મેળવો. આ લડાઇમાંથી હું પાછો આવું એમ મને લાગતું નથી." કાક ગળગળો થઇ બોલ્યો.

"કાક! શા માટે ડરો છો? તમારો વિજય છે."

"ડ...ર?" કાકની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. "ડ...ર?" તેણે પુનરુક્તિ કરી અને ઉમેર્યું "અને કાકને?"

"માફ કરો, સેનાધિપતિ! મારા કહેવાનો ભાવાર્થ એવો નહોતો." આ વિકરાળ મૂર્તિને જોઇ મહામંત્રીના હાજાંજ ગગડી ગયાં.

"સોમેશ્વર! જા તૈયારી કર અને મને ખબર આપ. મહેતા! આપ પાટણ સિધાવો. પાટણ સૂનું છે. બલ્લાળને હું જોઈ લઇશ. આંબડ આવી પહોંચે તો ઠીક છે, નહિ તો પછી હું અને સોમેશ્વર તો છીએ જ."

મહેતાએ રજા લીધી. સોમેશ્વર તૈયારી કરવા ગયો.





## પ્રકરણ ૭ મું
## જય કે પરાજય?

વિજયોન્માદમાં ચકચૂર ગુર્જરસેના પાટણ તરફ આવતી હતી ત્યાં રસ્તામાં જ તેને ખબર મળ્યા, કે આંબડ અને કાક માળવાના રાજા પર ચઢી ગયા છે. કુમારપાળે જુવાન જેટલી ત્વરાથી અને ચપળતાથી માળવા ભણી પ્રયાણ કર્યું. વાહડ અને બીજા સામંતોને બંદીવાન સાથે પાટણ મોકલ્યા. વૌસરીને સાથે લઈ લીધો.

વૌસરીનું મન પિતાને મળવા તલસી રહ્યું હતું. પોતે વિજય અને શાબાશી મેળવીને આવતો હતો. ગુર્જરેશ્વર કરાય તેટલી ઉતાવળ કરતા હતા. છતાં તેમને મન માળવા વધુ ને વધુ દૂર લાગતું હતું.

ઘોડાઓ થાકી ગયા હતા, સૈનિકો કંટાળ્યા હતા, પરંતુ ગુર્જરેશ્વર કે વૌસરીને થાક કે કંટાળો ન હોતો. છેવટે સૈન્યને રાહત આપવા તેમણે મધરાતે એક ઝાડના ઝુંડમાં પડાવ નાંખ્યો. પરોઢીએ તો કૂચ કરવાની હતી. સૈનિકો આળોટી પડ્યા હતા. ફરતો પહેરો ગોઠવાઈ ગયો હતો.

વૌસરીએ ખૂબ પડખાં બદલ્યાં, પણ ઉંઘ ન આવી. છેવટે મોડી મોડી જરાક આંખ મળી ત્યારે તેને વિચિત્ર સ્વપ્ન આવ્યું.

× × × ×

સ્વપ્નમાં તેણે પોતાના પિતાને જોયા. તે સાવ સોનાના વિમાનમાં બેઠા હતા. શ્વેતવસ્ત્રધારિણી ચાર મનોહર પરીઓ તે વિમાનને ચારે બાજુથી પકડી પાંખો ફફડાવતી ઉડતી હતી. ભોંયે ભદ્રરાજ સોમેશ્વર આંસુભરી આંખે નતમસ્તકે ઉભો હતો. વિમાન વધુ ને વધુ ઉંચે ચઢતું જતું હતું.



હવે તેને વિમાન પોતાની પાસેથી પસાર થતું લાગ્યું. જાણે તેના પિતાએ તેની સામે જોયું અને લગાર હસ્યા. તેમણે પરીઓને જરા વાર

વિમાન થોભાવવા કહ્યું અને આશીર્વાદ આપતા હોય તેમ હાથ ઉંચા
કર્યા. પોતે જાણે ભોંય પડી પ્રણામ કરતો હોય એવો વૌસરીને અનુભવ
થયો. થોડી વારે તેણે ઉંચે જોયું તો પિતાને ઉત્સુકતાથી ઉંચે જોઈ રહેલા
ભાળ્યા. ઉંચે તે એવી શી પ્રિય વસ્તુ હશે જેની સામે તે આટલી બધી
ઉત્સુકતાથી નિહાળી રહ્યા હશે? વૌસરીએ ઉંચે જોયું તો વાદળાં લગોલગ
પોતાની માનું હસું હસું થઈ રહેલું મુખ ભાળ્યું. તે જાણે પિતાને બોલાવતી
હતી. બાળપણાની ઝાંખી યાદમાં સંઘરી રાખેલું માતાનું મુખ અત્યારે
તેણે સ્પષ્ટ ભાળ્યું.

વિમાન ઉંચે ને ઉંચે ચઢયું જતું હતું. છેવટે માતાનું મુખ અને
પિતાનું વિમાન વાદળાંની પેલી પાર ચાલ્યાં ગયાં.

× × × ×

વૌસરી ઝબકી જાગ્યો તો તેણે આખું લશ્કર ધસધસાટ ઉંઘતું ભાળ્યું.
તેના મનમાં ઉંડી ફાળ પડી. "પાછલી રાતનાં સ્વપ્નાં સાચાં પડે છે.
પિતાજીનું શું થયું હશે?" તે મનમાં વિચારવા લાગ્યો.

એણે કરદર્શન* કર્યું અને ઉઠ્યો. કુસ્વપ્નની શાન્તિ માટે સ્નાનસંધ્યો-
પાસનાથી પરવારી રુદ્રાભિષેક કરવા લાગ્યો. તેવામાં ગુર્જરેશ્વર જાગ્યા અને
સૌ સૈનિકોને તૈયાર થવા કહ્યું.

વૌસરી નિવૃત્ત થઈ મહારાજ પાસે આવ્યો અને બોલ્યોઃ "મહારાજ!
કૃપા કરી મને મારતે ઘોડે આગળ જવા દો. સાથે ચૂંટી કાઢેલા લાટ-
યોદ્ધાઓ લઈ જાઉં છું."

"કેમ અલ્યા! પિતાને મળવાની કંઈ બહુ ઉતાવળ આવી છે?"
કુમારપાળે જરા મજાકમાં પૂછ્યું.

"મને પાછલી રાત્રે દુઃસ્વપ્ન આવ્યું ત્યારથી મારો જીવ ઉચક થયો છે."

ગુર્જરેશ્વરને વૌસરીના મુખભણી જોતાં લાગ્યું કે, મજાક ન કરી
હોત તો સારું. તેમણે કહ્યું: "ચિંતા ન કરીશ, સહુ સહીસલામત હશે.
ભલે, તું આગળ જા. અમે પણ આવી પહોંચીએ છીએ."

*कराग्रे वसते लक्ष्मीः करमध्ये सरस्वती । करमूले स्थितो ब्रह्मा । प्रभाते करदर्शनम् ॥

**વૌસરીએ અને બીજા લાટયોદ્ધાઓએ ઘોડા મારી મૂકયા.** માત્ર બપોરે જ તેઓ ઘોડાને જરા આરામ આપવા થોભ્યા. છેક સાંજે તેમણે માળવાની દિશામાં ધૂળ ઉડતી ભાળી. સામે આવનાર શત્રુ છે કે મિત્ર તેની ખરી ખાતરી ન થાય ત્યાં સુધી આગળ વધવું તેમને અયોગ્ય લાગ્યું, તેથી ઘોડાને



ચરતા છોડી વૌસરી અને બીજા કેટલાક ઝાડો પર ચઢી ગયા. એકેક ક્ષણ જુગ જેવી જતી હતી. છેવટે મોટી અજાયબી વચ્ચે તેમણે કુકુટધ્વજ અર્ધો કાઠીએ ફરકતો ભાળ્યો. તેઓ નીચે કૂદી પડ્યા અને ઝપાટાબંધ રસ્તો કાપતા ધસવા લાગ્યા.

લશ્કર સાથે ભેટો થતાં વાર ન લાગી.

ગુર્જરસેનાએ પોકાર કર્યો: "માતૃભૂમિ ગુજરાતનો જય." "સેનાધિપતિ કાકનો જય."

"ગુર્જરેશ્વર કુમારપાળ મહારાજનો જય." લાટયોદ્ધાઓએ સામો જયજયકાર બોલાવ્યો.

"ભટ્ટરાજ વૌસરી!" એક યોદ્ધાથી બોલી જવાયું. આખી સેના પળવાર થંભી ગઈ. આંબડ અને સુદર્શન આગળ આવ્યા. વૌસરી ધસ્યો.

"પણ સોમેશ્વર! પિતાજી ક્યાં?" તેણે ઉત્સુકતાથી પૂછ્યું.

આ એક જ પ્રશ્ન બન્ને યોદ્ધાઓનાં હૈયાં હચમચાવી મૂકવાને સમર્થ હતો. સોમેશ્વર એક શબ્દ પણ બોલી શકયો નહિ. તે રડવા લાગ્યો.

"વૌસરી! તારૂં અને મારૂં શિરછત્ર ગયું." આંબડ બોલ્યો: "પિતાજીનો અમર આત્મા મંજરીબાને મળવા સ્વર્ગમાં સિધાવ્યો. આજ સુધી આપણે નમાયા હતા અને હવે નબાપા થયા." આંબડે ડૂસકો મૂકયો. તેને ભૃગુકચ્છના કિલ્લામાં મંજરીનું વીર મૃત્યુ યાદ આવ્યું. "બન્ને વીરગતિને પામ્યાં," કેટલીક વારે તે બોલ્યો.

વજ્રપાતશા આ કઠોર સમાચાર સાંભળી વૌસરી કંપ્યો, પણ તેણે

ધારણ રાખી. જ્યારે માણસના ઉપર મહાસંકટ આવી પડે છે ત્યારે તેનાથી રડી પણ શકાતું નથી. વૌસરીની પણ એ સ્થિતિ હતી.

"વૌસરી ભાઈ! આપણા જેવું કોઈ અભાગી નહિ." આંબડ બોલ્યો.

"નહીં, આપણે પરમ સદ્ભાગી. પિતાજી વીરગતિને પામ્યા તે આનંદની વાત. શોક થાય તે માત્ર આપણા સ્વાર્થ સારૂ."

વૌસરીનાં આ વચનો સાંભળી આખું લશ્કર રડવા લાગ્યું. ઘણી વખત સાંત્વનનાં વચનો માણસને વધુ રડાવે છે.

"અહો! એ અમારૂં શું નહોતા. હૈયું ઠાલવવાનું ઠેકાણું હતા, મનની ગૂંચ ઉકેલવાનું સ્થળ હતા, નબાપાના બાપ હતા, નગુરાના ગુરુ હતા, પાલક હતા, રક્ષક હતા, પોષક હતા." લાટસેના ખેદ કરતી હતી.

"સોમેશ્વર ભટ્ટજી! મને કંઈક હકીકત તો કહો. તમે આમ રડશો તો મારૂં શું થશે?" વૌસરી બોલ્યો. તેનું છેલ્લું વાક્ય સાંભળીને તો સોમેશ્વર પોકપોક મૂકીને રડવા લાગ્યો.

"વૌસરી! બલ્લાળને તો એમણે હરાવ્યો અને માર્યો. પણ આ લડાઈમાં તેમનો વૃદ્ધદેહ એટલો જર્જર થઈ ગયો હતો કે 'ગુજરાતનો જયજય'કાર સાંભળતાં તેમણે દેહ છોડ્યો," આંબડ કહેવા લાગ્યો: "અમે એમના મૃતદેહને રેવાને આરે અગ્નિદાહ દેવા લેતા આવ્યા છીએ." તેણે ઉમેર્યું.

તેવામાં સેનાધિપતિના મૃતદેહને વહેતા લાટના બ્રાહ્મણો આગળ આવ્યા. વૌસરીએ સાવઓળ સ્નાન કર્યું અને પાણી ટપકતે કપડે તે પિતાના મૃતદેહનું મુખદર્શન કરવા ગયો.

આત્મા ઉડી જવા છતાં પણ મુખ પરથી પ્રતિભા ચાલી ગઈ નહોતી. વૌસરીને સ્વમ યાદ આવ્યું અને તે પોકપોક મૂકી રડવા લાગ્યો. આમ રૂદન અને સાંત્વન ચાલતું હતું તેવામાં ગુર્જરેશ્વર અને સેના આવી પહોંચી. સેનાધિપતિ કાકના મૃત્યુના સમાચાર સાંભળી ગુર્જરેશ્વર ઘોડા પરથી ઉતરી ગયા અને વૌસરી પાસે આવી તેને શાન્ત પાડવા લાગ્યા.

કાકના અવસાનથી કુમારપાળને ઘણો જ ખેદ થયો. કારણ કે તે કુમારપાળના પિતા ત્રિભુવનપાળનો જમણો હાથ અને પરમ મિત્ર હતો.

પોતાની રઝળપાટમાં વોસરીએ આપેલી મદદ કાકની સંમતિને આભારી હતી અને જો કાકે વાનપ્રસ્થાશ્રમ ન અંગીકાર કર્યો હોત તો કુમારપાળે જરૂર તેને ઉચ્ચ પદવીએ સ્થાપ્યો હોત.

છેવટ એવો નિર્ણય થયો કે સોમેશ્વર અને વોસરીએ જોઇતી સેના સાથે લઈ કાકનો અગ્નિસંસ્કાર કરવા ભૃગુકચ્છ (ભરૂચ) જવું અને બાકીની સેના અને સામંતોને લઈ ગુર્જરેશ્વરે પાટણ જવું.

છેવટે આંસુ, શોક અને નિઃશ્વાસભર્યાં બન્ને લશ્કરોએ બે જૂદા જૂદા રસ્તે પ્રયાણ કર્યું.

“ખરે, માળવાનો વિજય તો પરાજય કરતાં પણ ખારો થઈ પડ્યો.” મહારાજ બોલ્યા.

“એકલા લાટનું જ નહિ, પણ સમગ્ર ગુજરાતનું રત્ન રણમાં રોળાયું.” આંબડે હૈયાની વરાળ ઠાલવી. કાક તરફનો તેનો ભક્તિભાવ અંતરનો હતો.

“એ ગુજરાતનું ગૌરવ હતા.” પોતાને સમરથ સુંદરી સંપડાવનાર કાકનો ઉપકાર વાહડ કદિ ભૂલે તેમ નહોતો. તેણે ભક્તિપૂર્ણ નતમસ્તકે ઉચ્ચાર્યું.

રસ્તો કપાતો હતો. પાટણ નજીક આવતું હતું. પરંતુ તેમની અને કાકની વચ્ચેનું અંતર તો વધતું જ હતું.



## પ્રકરણ ૮ મું

## વાહડનું સામૈયું અને પ્રીતિભોજન

જિતના સમાચાર પાટણમાં
અર્ણોરાજની હાર અને ગુર્જરેશ્વરની જિતના સમાચાર પાટણમાં
પવનવેગે પહોંચી ગયા. આચાર્ય દેવનો આશીર્વાદ ફળ્યો. સંપૂર્ણ ઠાઠમાઠથી
મહારાજનું સામૈયું કરવાની તડામાર તૈયારીઓ થવા લાગી તેવામાં
ગુર્જરેશ્વર માળવા ચઢી ગયા છે, એવા સમાચાર આવ્યા. કંઈક નિરાશા
ફેલાણી, પરંતુ રાજકેદીઓને લઈ વાહડ આવે છે, એવા સમાચાર આવતાં
પાછો ઉત્સાહનો સંચાર થવા લાગ્યો.
વાહડ મહેતાએ નગરપ્રવેશ કર્યો. ઠાઠમાઠમાં કંઈ ઉણપ ન હોતી. પાટણમાં
એવો તો ભપકો કર્યો હતો કે કોઈ રાજામહારાજાના આગમન પ્રસંગે પણ
એટલું ન કરવામાં આવ્યું હોત. "મોસાળે વિવાહ અને મા પિરસણે" હોય
પછી કંઈ બાકી રહે ? પુત્રના સામૈયામાં પિતા શા સારૂ ઉણપ આવવા દે ?
મનોહારી મુખારવિંદ મલકાવતો વાહડ ચપલાઓનાં ચિત્ત ચોરતો
પોતાના આવાસભણી જવા લાગ્યો.
ઠેરઠેર લોકોનાં ઝૂંડે જયજયકાર અને
પુષ્પવૃષ્ટિથી તેને વધાવ્યો. કવિઓએ
કાવ્યો લલકારીને, ગવૈયાઓએ આ-
લાપ કરીને, નાયિકાઓએ નાચીને,
બ્રાહ્મણોએ વેદધ્વનિથી અને સ્ત્રીઓ-
એ ગીત ગાઈને તેની સવારીની
શોભામાં વધારો કર્યો, પરંતુ વાહડને
કવિઓના કાવ્યમાં લાલિત્ય ન હોતું



દીસતું; ગવૈયાઓના આલાપ માધુર્ય-
વિના લાગતા; નર્તિકાઓના નાચમાંથી છટા અને લાલિત્ય પરવારી ગયેલાં
દેખાતાં; બ્રાહ્મણોનો વેદધ્વનિ લુખ્ખો જણાતો; સ્ત્રીઓના ગીતમાં મઝા ન-

હોતી આવતી; તેની આંખો કોઈને જોવા તલસતી હતી. કોણ હતું તે? **કવિની પ્રિયતમા સમરથ સુંદરી.**

ચોકે ચોકે સ્વારી ઉભી રહેતી ને આગળ વધતી. આ વિલંબથી વાહડ કચવાતો, પણ તેનાથી કંઈ બોલી શકાય તેમ ન હોતું. જીવનમાં કેટલીક વેદનાઓ મુંગે મોઢે સહેવી જ પડે છે. નગરમાં પેસતી વખતના પિતાના વર્તનથી તે કંઈક કચવાયો હતો અને ખિજાયો પણ હતો અને તે ખિજવાટ હજી તેના અંતરમાંથી ગયો ન હોતો. હસતે મોંઢે પ્રજાજનોના નમસ્કાર સ્વીકારવા છતાં તે અંતરમાં ધુંધવાતો હતો.

વાત એમ બની હતી કે, વાહડ બંદીવાનોને પિંજરામાં પૂરી છડેચોક પાટણને ચકલે ને ચૌટે ફેરવવા માગતો હતો. આમ કરવામાં કદાચ તેને કુમારપાળની પણ સંમતિ હશે, પરંતુ તેના પિતા ઉદયન મંત્રીએ વિરોધ કર્યો. તે પોતે બન્ને રાજકેદીઓને બહુમાનપૂર્વક શહેરમાં લઈ ગયો. અલબત્ત, સવારી સાથે તો નહિ જ; બીજે દરવાજેથી જૂદા જ માર્ગે. આ વસ્તુ વાહડને બિલ્કુલ રુચિ નહોતી. પાટણનાં છોકરાંને ખીખી કરવાનો લ્હાવો ગયો અને પાટણવાસીઓની કુતૂહલવૃત્તિ ન સંતોષાણી.

વાહડ ઘેર પહોંચ્યો અને મોડે મોડે માંડ માંડ મળવા આવનારાઓથી છૂટ્યો ત્યાં તેના પિતા આવ્યા. અત્યારે તે છેક જ કંટાળી ગયો હતો.

"કેમ તને આનંદ આવ્યોને, બેટા!?" બાપે હેતાળ સ્વરે કહ્યું.

"પણ બહુ વખત ગયો," વાગ્ભટ્ટે નારાજીથી કહ્યું.

"થોડો વખત ગયો કહે," ઉદયન મંત્રીએ હસીને કહ્યું: "મહારાજ હોત તો તો અર્ધી રાતે માંડમાંડ સવારી રાજમહેલે પહોંચત."

"પણ મહારાજ હોત તો ને! મહારાજ હોત તો તો બીજે દિ બપોરે પહોંચી હોત તોય શું હતું? આ તો હું હતો ને મોડું થયું."

"એટલો આપણા ઉપર પ્રજાનો ભાવ."

"હંઅઅઅ, પેલા રાજકેદીઓનું શું કર્યું?" વાગ્ભટ્ટે એકદમ સવાલ પૂછ્યો.

"રાજકેદીઓનું શું કરવાનું હતું તે? તેમનું જે કરવાનું હતું તે તેમને માટે કર્યું." મંત્રી આજે આનંદમાં હતા, એટલે તેમને પુત્રના વચનથી માઠું નહોતું લાગતું.

"પણ એમની જવાબદારી મારે શિર છેને ?" પુત્રે પિતાને પોતાની જવાબદારીનું ભાન કરાવ્યું. "મહારાજે મને તાકીદ કરી છે કે, તેમને કોઈ ન મળે કે તે કોઈને ન મળે, એવો પાકો બંદોબસ્ત રાખવો." વાહડે કડવાશથી કહ્યું. પિતાની વૃદ્ધાવસ્થાનો લાભ લઈ કોઈ બદમાશ તેમને નસાડે તો પોતાને ભોં ભારે થઈ પડે તેમ હતું.

"મેં આટલાં વરસ પાકો બંદોબસ્ત કરવામાં જ ગાળ્યાં છે. તું તારે સો મણની તળાઈમાં સૂઈ રહે. લે થાક્યો પાક્યો આરામ લે, હું જાઉં. અલ્યા! કોણ છે બહાર ?"

"જી, હું ભગવાન." માણસ અંદર આવ્યો અને પ્રણામ કર્યા.

"પાલખી તૈયાર છે ?"

"હાજી, પધારો."

મંત્રી ઉઠ્યા.

વાહડ ગાદી પર આડો પડ્યો. વારંવાર ઝાંઝરના ઝણકારના તેને કાને ભણકારા આવતા. તે બારણા સામે જોતો પણ નિરાશ થતો. છેવટે કંટાળીને તેમણે કહ્યું: "ભગવાન......જી !"

"જી."

"સમુ ક્યાં ગઈ છે ?" પત્નીના ખબર પૂછતાં તે શરમાયો.

"ઉપર દીપમાળા પ્રકટે છે." સેવકે જવાબ આપ્યો.

"બીજું કોણ કોણ છે ?"

"વત્સલા છે, નંદુ છે અને રામુ છે."

"પણ સમુ ક્યાં ગઈ છે ?" છેવટે વાગ્ભટે મુદ્દાનો સવાલ પૂછ્યો.

"આજે પિતાજીએ ભોજનસમારંભ ગોઠવ્યો છે, તેથી બાએ તેમને ત્યાં બોલાવી લીધાં છે."

"આગ ઉઠી એ ભોજનસમારંભમાં." વાહડ ખિજવાટમાં બબડ્યો. "ઠીક, જા." તેણે સેવકને કહ્યું.

તેણે ઘણા વખત સુધી પડખાં ફેરવ્યાં કર્યાં. "વૃદ્ધો જુવાનોની ઉત્સુકતા થોડા જ સમજી શકે છે. ઘડપણ આવ્યું, એટલે પોતાની જુવાની ચાલી જાય." તેણે બબડ્યાં કર્યું.

છેવટે મોડે મોડે તેડું આવ્યું.

"બધા જમવા આવી ગયા છે. પિતાજી આપની રાહ જુએ છે."

"મારી?" વાહડે ખિજવાટમાં કહ્યું: "જા. કહે કે, તે નથી જમવાના." સેવક પ્રણામ કરી ગયો.

"પિતાજીએ તો તેમના કહેવા પ્રમાણે સાચે જ અર્ધી રાત કરી." તે બબડયો: "કોણ વાતો કરે છે?" બહારથી અવાજ આવતો સાંભળી તેણે પૂછયું.

"જી, હું."

"તું હજી નથી ગયો?"

"જાઉં છું."

"પિતાજીને કહેજે કે, આ આવ્યા."

"આપ પધારો છો?" ઘડી પહેલાં ના પાડી હતી અને વળી હમણાં તૈયાર થઈ ગયા તેથી નવાઈ પામી સેવકે પૂછયું.

"નથી જોતો તૈયારી કરૂં છું તે?"

"જી પધારો. હું ખબર આપું છું." સેવક ગયો.

"ભગવાન?"

"જી."

"આપણો ઘોડો તૈયાર કર, અને મને ખબર આપ."

"આ આવ્યો."

ભગવાન દોડતો ગયો.

## પ્રકરણ ૯ મું

## ઉદયન મંત્રીની યુક્તિ

વાહડને મળી મહેતા ઘેર જવા નીકળ્યા, રસ્તામાં દેવળદેવીની દાસી મળી.
“કોણ ભદ્રા!?” મંત્રી હેતાળ સ્વરે બોલ્યા: “કેમ, આ મોડી?”
તેમના વચનોમાં અમી ટપકતું હતું.
“જી, દેવળબાને હમણાં ક્યાં સુવાણ રહે છે!” દાસીઓને આ
મીઠાબોલા મંત્રી ગમતા.
“કેમ, બાને વળી શું થયું છે? સહેજ. તાવ આવે છે, એમ
સાંભળ્યું હતું.”
“અરે મહેતાજી! લોઢાં ધખે એવા તાવને આપ સહેજ કહો છો!”
“હશે કહો.” મંત્રીએ જીભ દાંત વચ્ચે દાબતાં કહ્યું: “ગાંડી! ત્યારે
મને ખબરે ન કરી? હું શેઠાણીને જોવા મોકલત. વૈદ્ય તો બધો વખત
હાજર રહે છે ને!”
“બાપુ! જ્યાં મનની પીડા હોય ત્યાં વૈદ બિચારા શું કરે! હુંય શું
કરું, કે તમેય શું કરો! કંઈ તેમની પીડા થોડી જ લીધી લેવાય છે. વૈદ
તો બિચારા દવા પર દવા દે છે, પણ એકેય કારી જ નથી કરતી ત્યાં–”
“તે કોઈએ રણવાસમાં બાનું દિલ દુભવ્યું કે શું? ખબરદાર હો,
મહારાજનો સખત હુકમ છે કે બાને કોઈ લગાર પણ ઓછું ન આવવા દે.”
“મહેતાજી! રસ્તામાં હું તમને શી વાત કહું”—દાસીએ આસપાસ
જોઈને કહ્યું.
“કંઈ ફિકર નહિ. સમજ્યો એ તો બાસાહેબ અર્ણોરાજને મળવા
માગે છે એમ જ ને?” ઉદયન મંત્રીએ ધડાકો કર્યો.
“મહેતાજી! તમે તે અંતરજામી છો કે શું?” દાસી તો મહેતાજીની
વાત સાંભળી સમસમી ગઈ. રાજમહેલની વાત આ ડોસો ક્યાંથી જાણી
ગયો. તેણે આશ્ચર્ય પામતાં કહ્યું: “અરે, તમે કોઈ અજબ છો.”

"ઠીક, મારે મોડું થાય છે. ભદ્રા! હું જઈશ. બાને મારા વતી સુવાણુ પૂછજે. અલ્યા ઓ! ક્યાં ગયા? ચાલો, મોડું થાય છે." છેલ્લું વાક્ય મહેતાએ આઘે ઉભેલા પાલખી ઉંચકનારા તથા મશાલચીને ઉદ્દેશીને કહ્યું હતું.

દાસીને આશ્ચર્યસાગરમાં ગોથાં ખાતી મૂકીને મહેતા ચાલ્યા ગયા. પાલખીમાં બેઠા બેઠા મહેતા હસતા હતા. માણસોએ જાણ્યું કે મહેતા પોતાના પુત્રના વિજયથી ખુશખુશાલ છે, પરંતુ મહેતા તો પોતાના વિજયથી ખુશખુશાલ હતા.

× × × ×

મોડી રાતે જમનારાને વળોટાવી મંત્રી પોતાના એક વિશ્વાસુ માણસને સાથે લઈ ઘર બહાર નીકળ્યા અને નિર્જન ર-સ્તે જ્યાં આગળ રાજકેદીઓને રાખ્યા હતા ત્યાં ગયા.



મંત્રીને અંદર પેસતા ભાળી ન ઓળખી શકવાથી પહેરેગીરો દોડ્યા, પરંતુ મહેતાએ મોંપરની બુકાની કોરે કરી કહ્યું: "ચમકશો નહિ. એ તો હું છું. કાળજી સારી રાખો છો હોં? સવારે મારી પાસે ઇનામ લેવા આવજો. નાયક! આવતી કાલે આ લોકને મારી પાસે લઈ આવજે."

મહેતા અંદર ગયા.

"સાંભરપતિ! સૂઈ ગયા કે શું?" ઉદયન મંત્રીએ ટહુકો કર્યો.

"ઓહો! કોણ મહામંત્રી? આવો આવો. કહોને, ભલા! શે સુખે અહીં ઉંઘ આવે?"

મહેતાજી ગોઠવાયા.

"થયું કે એએએ લાવની મહેમાનોની ભાળ કાઢી આવું."

"મહેતાજી! તમારો ઉપકાર કંઈ ઓછો નથી. તમે મને બેઆબરૂ થતો બચાવ્યો. નહિ તો, પાટણને પાદર મારે જીભ કરડીને મરવું પડત."

અર્ણોરાજ કૃતજ્ઞતાપૂર્ણ સ્વરે બોલ્યોઃ "બાકી કુમારપાળ જોડે હોત તો
કેવી મહેમાનગરી થાત તે માત્ર કલ્પવી જ રહી."
"સાંભરરાજ ! સૌ સારાં વાનાં થશે. મહારાજ પણ મહા દયાળુ છે."
"ધૂળ દયાળુ છે. મારી જીભ કાપવાની તો શિક્ષા ફરમાવી છે.
અને તમે કહો છો, દયાળુ છે." અર્ણોરાજે હૈયાની વરાળ કાઢીઃ "મને
લાગે છે પાટણમાં બધા નિર્દય જ વસતા લાગે છે. નહીં તો દીકરા જેવો
દીકરો મુઓ ને તમારે ત્યાં કંઈ ઉજાણી હોય ?"
ઉદા મહેતા ચમક્યા. આ કેદી પોતાના ઘરની વાત ક્યાંથી જાણી
ગયો ? પણ ઉદા મહેતા બહાદુર હતા.
"છોટાનો ઘા જેવો બાપને હોય તેવો કોઇને ન હોય. અંતરને
ઉઘાડું કરાતું હોત તો તમને દેખાડત કે, મારા હૈયામાં કેટકેટલી પીડા
છે અને આજે મારા બેટાનું બારમું હતું કે ઉજાણી, એ તમે શું
જાણો વારુ ?"
મંત્રીનો જવાબ સાંભળી અર્ણોરાજ તો સજ્જડ જ થઈ ગયો.
"મહેતાજી! હું તમારા પુત્રનો મિત્ર ગમે તેમ કરીને મારી રક્ષા
કરો." ક્ષત્રિય રાજા વાણિયા પ્રધાન આગળ કરગરવા લાગ્યો.
"અર્ણોરાજજી! તમારું શું કરવું તે તો ગુર્જરેશ્વરના હાથમાં. હું તો ગમે
તેવો પણ એમનો નોકર." મંત્રીએ પોતાની ગરીબાઈ ગાઈ.
"પણ ગુર્જરેશ્વર તમારા હાથમાં છે. મહેતા! મારું આટલું વેણ રાખો."
મહેતા પાઘડી ખોળામાં મૂકી માથું ખજવાળવા લાગ્યા. મહા પક્કા હતા.
"અર્ણોરાજજી! તમે તો આંગળી આપતાં પહોંચો કરડવા જેવું કરો
છો હો!" ઘણો ઘણો વિચાર કરીને મંત્રી બોલ્યા.
"એટલાં લાડ કરવાનો મને હક્ક છે." અર્ણોરાજે પણ આ વાણિયાને
ગાળવાનો નિરધાર કર્યો હતો.
"બધું દેવળબાના હાથમાં છે." છેવટ મંત્રી માથું ધુણાવીને બોલ્યા.
"એ તો હુંયે જાણું છું કે, આ બધા ઓપ એના સાર ખોદાણો
છે. પણ એને મનાવવાનું કામ કોણ કરે ?" અર્ણોરાજે હિમ્મત હારી
જતાં કહ્યું.

"મહેતાજી ! માગ્યું મોત આવતું હોત તો ઘણું સારું."

"ખમ્મા બાને ! એવું કાં બોલો, બા ? મારો કશો દોષ આવ્યો ?

કે રણવાસમાંથી કોઈએ દિલ દૂભવ્યું ?" મહેતાએ વાતનો તાગ લેવા પૂછ્યું.

"શું કામ કલપાવો છો, મહેતા ! બધું જાણો છો ને અજાણ્યા

થઈને પૂછો છો ?" દેવળદેવીએ કંટાળીને કહ્યું.

મહેતાજી કંઈ બોલ્યા નહિ. પ્રસંગે તેમને મુંગા રહેતાં આબાદ આવડતું.

"મારે એમને મળવું છે." દેવળદેવીએ નિશ્ચયાત્મક સ્વરે કહ્યું.

"પણ એ કેમ બને, બા ?" મંત્રીએ ગરીબડે સાદે કહ્યું: "એ

વાહડના કબજામાં છે, ભારે જાપ્તો છે. વાહડ કહેતો હતો કે તેમને મળવાની

કે કોઈને મળવા દેવાની બંધી છે."

"ગમે તેમ હોય પણ વાહડ તો તમારો દીકરો જ ને ? બાપનું કહ્યું

દીકરો ન માને ?" દેવળદેવીએ હઠ લીધી: "મારા પીઅરમાં એ કેદખાનું

ભોગવે એ શે સહાય ? મહેતાજી ! કંઈક ઉપાય કરો." દેવળદેવી કરગરવા

લાગી: "મને પહેલેથી સાન હોત તો રિસામણું જ ન આવત."

"ઉપાય તો મહારાજા આવીને કરવાના છે."

"જીભ કાપવાનો, એમને ? મહેતાજી તમે પણ મારો જીવ લેવા

તૈયાર થયા છો, એમ જ કહોને ?" દેવળદેવીની આંખમાં આંસુ આવ્યાં.

"મારે આવું સાંભળવાના અને જોવાના ક્યાં દી આવ્યા ?" તે રડતે રાગે બોલી.

"બા સાહેબ ! મારું માનશો ?"

"કહો ને !"

"અર્ણોરાજજીને મળી તમારે શો લાભ ખાટવો છે વારુ ? બે પાંચ

મેણાંટોણાં સાંભળવાં એ જ કે બીજું કંઈ ?" મંત્રીએ પાંખ બદલી.

"અરે ! એમનાં મેણાં મને મધુર વચનો જેવાં લાગશે. એમના

મુખની ગાળો આશીર્વાદરૂપ લાગશે."

"ત્યારે પહેલાં સમજ્યાં હોત તો ?" તે મનમાં બોલ્યા. "પણ તમે

મળવા જશો ને તે મળશે જ નહિ તો ?" તેમણે મોટેથી મમરો મૂક્યો.

દેવળદેવી મુંઝાઈ.

"પ્રથમ એમના મનની ખબર કાઢો. પછી મળવાનું રાખો."

"પણ ખબર શી રીતે કાઢવી?"

"તે હું બતાવું," મહેતાજી બોલ્યા. દેવળદેવી સાંભળી રહી. "કાલ સવારથી વાહડ વત્સલાને ભાણું લઈ અર્ણોરાજજી પાસે મોકલવાનો છે, એમ મને કહેતો હતો. તો એક વખત વત્સલાને રીઝવી ભદ્રા ભાણું આપવા જાય. ભદ્રા! કેમ આઘી બેઠી છો? અહીં આવની બા! તારાથી કશું છાનું નથી. કહું છું, તારે વત્સલાને બદલે અર્ણોરાજજીને ભાણું આપવા જવું. વત્સલાને તો તું ઓળખે છે ને? બહુ ભલી છોકરી છે."

"પણ તે મને ભાણું આપશે?"

"ગાંડી રે! ગાંડી! શીદને ન દે? તું બા આપે તે તેને આપજે એટલે, રાજી થઈને આપશે. બાસાહેબ! આ છોકરી કદર કરવા જેવી છે હો! જો સાંભળ. તારે ત્યાં જઈને બાના હેતની વાત કરવી અને તે કહે તે સાંભળી લેવું."

"એ મને ન કહેવું પડે." ભદ્રા ઉમંગમાં આવી બોલી.

"અને બાસાહેબ! તમે તેલ જોજો, તેલની ધાર જોજો, એમ આંધળીઆં કરશો માં. તમને ખરેખર જણાય કે અર્ણોરાજજીને સાચે-સાચ પશ્ચાત્તાપ થાય છે, તો મને કહેવડાવજો. તમે મળવા જશો તો નાહકની હોહા થશે. પ્રેમ તો અંતરમાં જ રાખવો. સાથે પતિના દુઃખમાં સતીએ કરવાનાં વ્રત નિયમાદિ કરવાં."

"ત્યારે હું મળવા ન જાઉં, એમ તમારૂં કહેવું છે?"

"મારો અભિપ્રાય પૂછો તો."

"હે મહેતા! ત્યારે એમને બચાવવાની કોઈ યુક્તિ તમે ન બતાવો?"

"હું તો બતાવું તે પ્રમાણે કરવું, એ તમારૂં કામ."

"યુક્તિ બતાવો તો તો તમે જ પરમેશ્વર."

"અર્ણોરાજને શિક્ષા થવાની હોય ત્યારે તમે જાતે રાજસભામાં આવી મહારાજાને વિનવજો."

"મને શરમ થાય, મારાથી રાજસભામાં અવાય?"

"તમે તો દીકરી. તમારે શો વાંધો? બેલાશક અવાય. મહારાજાને શી રીતે વિનવવા અને પિગળાવવા તે તમને શિખવવું પડે એમ નથી."

"મહેતાજી! સો વરસના થજો. તમારો ઉપકાર હું કદિ નહીં ભૂલું."
"મહેતાજી! સો વરસના થજો. તમારો ઉપકાર હું કદિ નહીં ભૂલું, તો સો
"આટલાં વરસનો થયો તેમાં આવો હેરાન થાઉં છું, તો સો
વરસનો થાઉં તો તો કોણ જાણે શુંએ થાય!"
"મહેતાજી! તમે ભાગ્યશાળી છો. તમારે શું નથી! દેવના દીધેલ
દીકરા છે, વિંઝણા જેવી વહુઓ છે, આવળ છે, ગોવળ છે, લીલી વાડી
છે. તમારે શી ઉણપ છે?" દેવળદેવી ઉદયન મંત્રીના આભાર નીચે કચડાઈ
રહી હતી.
"તમારા જેવી સતીઓના આશીર્વાદ." મંત્રી બોલ્યા. તેમના કહેવામાં
મજાક નહોતી છતાં દેવળદેવીને તેમ લાગ્યું.
"ત્યારે હું રજા લઉં બા?" મહેતા ઉઠ્યા.
"ભાઈ ક્યારે આવશે, તે કંઈ સંભળાય છે?"
"છેલ્લા સમાચાર પ્રમાણે તો તેઓ આજે માળવાની સરહદ પર
પહોંચ્યા હશે. લડાઈનાં કામ રહ્યાં એટલે નક્કી મુદ્દત તો થોડી જ કહી
શકાય? બાકી અર્ણોરાજજીની આપે ચિંતા કરવી નહિ. સાંભરના રાજ-
મહેલમાં હશે તેટલી સગવડ તેમને અહીં આપશું. હું વાહડને સમજાવીશ."
"તમારો પાડ." દેવળદેવી કૃતજ્ઞતાપૂર્ણ સ્વરે બોલી.
"પાડ પરમેશ્વરનો."
મહેતા વિચાર કરતા કરતા ચાલ્યા અને અટક્યા.
"હા! બાસાહેબ," મહેતાજી બોલ્યાઃ "જલ્હણા કોણ છે!"
આ અચાનક પ્રશ્નથી દેવળદેવી ગભરાઈઃ "એમની પુત્રી. કેમ?"
"સહેજ પૂછું છું. વીશ વરસનાં છે, ખરું! હજી કંઈ સગપણ નથી
કર્યું? સ્વભાવે કેવાંક છે?"
"પણ મહેતાજી! તમે મોંમાથા વગરની વાત કાં કરો?"
"એ તો હું સાંભર અને ગુજરાત વચ્ચે કાયમની સંધિ કેમ થાય
તેનો વિચાર કરું છું."
"ગુજરાતે દીકરી દીધા છતાં વેર થયું તો સાંભરની દીકરી લાવ્યે
થોડી જ સંધિ થવાની છે?"

"આવનાર બાઈ શાણી હોય તો જરૂર થાય. હું વિચાર કરું છું. તમે પણ જો જો. તમે તો સમજુ છો. મને લાગે છે, અર્ણોરાજજીને નાખૂકલ થવા કશું કારણ નથી. ઠીક, જય જય." મહેતાજીએ વિદાય લીધી.

"આ ભદ્રાને પહેરેગીરો પેસવા દે તે કહેવું પડશે. હા, પણ સવારે તેઓ ઇનામ લેવા આવવાના છે ને?" મહેતાજી બડબડતા જતા હતા.

"જલ્હણા માટે પણ એમને કહેવરાવું તો ખોટું નહીં." દેવળદેવી પથારીમાં આળોટતી વિચારવા લાગી: "પણ તે બધું તેમના વિચાર જાણ્યા પછી કરવાનું છે ને ? આ મહેતો પણ અજબ પૂતળું છે હો !"

---

## ૯

## રાજસભા

માળવાથી વળેલી ગુર્જરસેના પાટણ પહોંચે તે પહેલાં તો બલ્લાળનું લડાઈમાં મરણ, માળવાની જિત અને કાકના અવસાનની હકીકત પવન-વેગે પાટણમાં પહોંચી ગઈ હતી. ગુર્જરેશ્વરની આજ્ઞાને માન આપી કશો પણ ઠાઠમાઠ કરવામાં આવ્યો નહોતો.

મહારાજાએ આવતાં વેંત જાહેર કર્યું કે પહેલી જ સભામાં બન્ને રાજકેદીઓને દંડ દેવો. મહારાજની ઉગ્રતા જોઈને ઉદા મહેતા રૂબરૂ તો કશું કહેવાની હિમ્મત કરી શકે તેમ નહોતું, પરંતુ પાદવંદન કરવા આવ્યા ત્યારે ગુર્જરેશ્વરને આચાર્યે "ક્ષમાપના"[૧] પરનાં પેલા જાણીતા વચનનું પ્રવચન સંભળાવ્યું તે ઉદા મહેતાની કુનેહને આભારી હતું.

---

૧ खमामि मे सव्वे जीवा सव्वे जीवा वि खमंतु मे ।
　मित्ति मे सव्वभूएसु वेरं मज्झं न केणइ ॥

હું સર્વ જીવોને ક્ષમા આપું છું, સર્વ જીવો પણ મને ક્ષમા આપજો. પ્રાણીમાત્ર તરફ મારે મૈત્રીભાવના છે, મારે કોઈ તરફ વેર નથી.

આવ્યો. શેઠશાહુકારો, સામંતો,
પાછલે પહોરે દરબાર ભરવામાં ભરાઈ ગયો. મોડા
યોદ્ધાઓ, બ્રાહ્મણો અને રાજકર્મચારીઓથી સભામંડપ જમણી બાજુની ગાદી
મોડા ઉદા મહેતા આવ્યા અને રાજસિંહાસનની સર્વેના "જય જય"
પર બેઠા. તેમના સ્વભાવ પ્રમાણે સર્વને જય જય કરી પાછળ વાહડ,
સ્વીકાર્યા. એવામાં છડી પોકારાઈ અને આગળ કુમારપાળ, મહારાજા
આંબડ, ભીમસિંહ અને બીજા બે યોદ્ધાઓએ પ્રવેશ કર્યો. આંબડે
સિંહાસનારૂઢ થયા પછી વાહડ પોતાના પિતાની પાસે બેઠા. બીજા યોદ્ધાઓ
ડાબી બાજુની ગાદી પર જગા લીધી. ભીમસિંહ અને
મહારાજા પાછળ ઉભા રહ્યા. સભામાં તદ્દન શાન્તિ પસરી રહી.
"વહાલા પાટણવાસીઓ!" ગુર્જરેશ્વરે સભાને માયાળુ સંબોધન કર્યું.
"પાટણ પરનાં એ વિઘ્નો તો તત્કાળ શાન્તિ પામ્યાં છે." તેમણે આગળ
ચલાવ્યું: "પરંતુ જીવન એટલે જ વિઘ્નની પરંપરા. એકને ખસેડીએ કે બીજું
આવીને ઉભું રહે. વિઘ્નોની પરંપરાથી ન ગભરાવું, ન કંટાળવું, ન મુંઝાવું,
પરંતુ વીરતાપૂર્વક તેમનો સામનો કરવો એ માણસની માણસાઈ. વિઘ્ન
આવે ત્યારે માણસે મનમાં આનંદ પામવો ઘટે, કારણ કે તેથી માણસાઈની
પરીક્ષા થાય છે. ભણ્યો હોય તેની પરીક્ષા થાય, અભણની પરીક્ષા કદાપિ
સાંભળી નથી. એમ પ્રભુને લાગે કે આપણે માણસાઈ શીખ્યા છીએ તો
આપણી પરીક્ષા લેવા વિઘ્ન મોકલે. વિઘ્ન તો વીર પુરુષોને હોય છે, નમાલા
કે નપાવટને વિઘ્ન હોતાં નથી.
"બીજી દૃષ્ટિએ પણ વિઘ્નનું મૂલ્ય મોટું છે. કોણ પોતાનું અને
કોણ પારકું, તે તે ટાણે જણાઈ આવે છે. જેમ આ વખતે જણાઈ
આવ્યું તેમ. વિઘ્ન વિના સગાંસંબંધી, મિત્રો કે હેતુ વ્હાલેસરીની પરીક્ષા
થવી મુશ્કેલ છે. આ પ્રમાણે વિઘ્નથી માત્ર આપણી જ પરીક્ષા નથી
થતી, પણ આપણાઓની પણ પરીક્ષા થાય છે, અને કોણ સાચું સુવર્ણ
છે અને કોનામાં કથીરનો ભેગ છે, તે તરત જ પરખાઈ આવે છે.
"ત્રીજી દૃષ્ટિએ પણ વિઘ્નનું મૂલ્ય મોટું છે. મેં તમને કહ્યું કે,
વિઘ્ન આવે ત્યારે માણસે આનંદ પામવો. તેનું એક કારણ મેં સમજાવ્યું.
પરંતુ, આમ કહેવાનું એક બીજું પણ કારણ છે અને તે એ કે, વિઘ્ન

આપણું પાપ ખાય છે. જ્યારે જ્યારે વિઘ્ન આવે ત્યારે ત્યારે આપણે માનવું કે, અહો! મોટા આનંદની વાત છે કે અમારાં પાપ ખવાવા લાગ્યાં છે. અને એ દૃષ્ટિએ ઉત્સવો પુણ્ય ખાય છે, તે તમે સહેજ સમજી શકશો."

રાજસભાએ ઘડીભર ધર્મસભાનું સ્વરૂપ ધારણ કરી લીધું. અપાર શાન્તિમાં માત્ર મહારાજાનો જ ધીર ગંભીર અવાજ રણઝણતો હતો.

"પ્રભુની કૃપાથી આપણે બન્ને વિઘ્નોમાંથી પસાર થઇ ગયા છીએ. સાંભરપતિની સેનાએ જબ્બર હાર ખાધી અને તેઓ પકડાયા છે, એ વગેરે હકીકત તમને વાહડે કહી હશે.

"માળવાનું યુદ્ધ મ્હાલવાનો તો મને લ્હાવો જ ન મળ્યો. ક્ષત્રિયને માટે યુદ્ધ એ એક લ્હાવો છે. ઉદયન મંત્રીની વિચક્ષણ બુદ્ધિને પરિણામે પાટણ પર આવી પડવાનું એ ભયંકર વાવાઝોડું ગુજરાતની સરહદ પર જ શાન્ત થઈ ગયું. જેમણે પોતાનાં અજબ પરાક્રમોથી અમારા વડીલના વારામાં ગુજરાતની અઆતમ સેવા બજાવી હતી; મુંજાલ મહેતા, સજ્જન-મંત્રી, ઉદયન મંત્રી વગેરે આપણા મુત્સદ્દીઓમાં જેમનું ઉચ્ચ સ્થાન હતું; તે ભૃગુકચ્છના પવિત્ર બ્રાહ્મણ સેનાધિપતિ કાક પાટણ પરના સંકટની વાત સાંભળી, પોતાનો વાનપ્રસ્થાશ્રમ તજી, શસ્ત્ર સજી, માળવા પર ચડ્યા અને આંબડ મહેતાની મદદથી એમણે મહાપરાક્રમ કરી બલ્લાળના લશ્કરને તારાજ કરી નાંખ્યું. બલ્લાળને મારી નાંખ્યો અને માળવાને એવી સખ્ત હાર ખવડાવી કે એને ફરી ઉભા થતાં વર્ષો વીતશે. પરંતુ તપ અને તિતિક્ષાથી છેક જ ક્ષીણ બનેલી તેમની કાયા આ યુદ્ધમાં અનેક ઘા સહી સહીને છેક જ જીર્ણ થઈ ગઈ હતી. એટલે માળવા પર મેળવેલા એ મહાવિજયનો આનંદ ભોગવવા તેઓ આ ભૂમિ પર રહી શક્યા નહિ. 'ગુજરાતના જય'ની ગર્જનાઓ વચ્ચે માળવા પર કુક્કુટ-ધ્વજને ફરકતો નિહાળતા તેઓ સ્વર્ગે સિધાવ્યા."

મહારાજા થોભ્યા. તેમણે ગળામાં આવેલી ખરખરાટી દૂર કરવા ખોંખારો ખાધો અને આંખમાં આવેલાં આંસુ લુંછી નાંખ્યાં. શ્રોતાઓમાં અનેકની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. જરા શાન્ત થઈ તેમણે આગળ ચલાવ્યું.

“અમારા પિતાના તે પરમ મિત્ર હતા. અમારા મિત્ર વોસરીના પિતા હતા. અમારા અને સમગ્ર ગુજરાતના શુભેચ્છક હતા. એમની ખોટ આપણને સદાને માટે સાલશે. પરંતુ એમનું વીરમૃત્યુ ચિરકાળ પર્યંત આપણામાં પ્રેરણા પૂરશે. ગુજરાતના ગૌરવ ખાતર એમણે આત્મબલિદાન આપ્યું. પાટણની પ્રતિષ્ઠા-રક્ષા ખાતર એમણે પ્રાણત્યાગ કર્યો. એમનું વીરમૃત્યુ પ્રત્યેક ગુર્જરમાં માતૃભૂમિની મહત્તા ખાતર મરી ફીટવાની મનોવૃત્તિ જમાડશે. મરતાં મરતાં પણ એમણે ગુજરાતનું મુખ ઉજ્જવળ કર્યું.

“પ્રિય પાટણવાસીઓ! આમ માળવાનો વિજય આપણને પરાજય કરતાં પણ ખારો થઈ પડ્યો. હશે. દૈવનિર્માણને ફેરવવાને કોણ સમર્થ છે?” ગુર્જરેશ્વરે પ્રસ્તાવ પૂર્ણ કર્યો.

“વાહડ! પેલા રાજકેદીઓ હાજર છે કે?” ગુર્જરેશ્વરે વાહડને [illegible]ને પૂછ્યું.

“હાજી, આપની આજ્ઞાની જ વાર છે.”

“સાંભર અને માળવાના જે જે સૈનિકો પકડાયા હોય તે બધાને છોડી મૂકવાનો હું નિર્ણય જાહેર કરું છું. તેમને તેમના વતનમાં પહોંચતા કરવાની વ્યવસ્થા કરવી અને ભવિષ્યમાં ગુજરાત સામે હથિયાર ઉપાડવાના સોગન આપવા.”

“વિક્રમસિંહ ક્યાં છે?”

મજબૂત પહેરા નીચે વિક્રમસિંહને સભામાં પ્રવેશ કરાવ્યો. તેના દાઢીના વાળ વધી ગયા હતા. ચહેરો ભયંકર દીસતો હતો.

“તમારા રાજ્યની અવ્યવસ્થા અને પ્રજાપીડન સંબંધમાં હું ઘણા સમયથી સાંભળી રહ્યો હતો. રાજાને માટે મોજશોખ વર્જ્ય છે. પ્રજા-કલ્યાણ એ જ એનો પરમ ધર્મ છે. તમે એ ધર્મ ચૂક્યા છો. તમે પ્રજાને તેમ જ ભાયાતોને દૂભવવામાં કંઈ બાકી રાખ્યું નથી. વિશેષમાં, અધૂરું હતું તે, તમે અમને દગો દીધો. વિશ્વાસઘાત એ ભયંકરમાં ભયંકર ગુન્હો છે, મહાપાપ છે. ખરે વખતે તમે શત્રુમાં ભળી ગયા. વળી વોસરી જેવા વીર યોદ્ધાની હત્યા કરવા ખાતર તમે ક્ષત્રિયને પરમ લજ્જાસ્પદ એવો પાછળથી હુમલો કર્યો. તમારું આ કાર્ય પણ ઘૃણાજનક હતું. તમને જે

શિક્ષા કરીએ તે ઓછી છે, પરંતુ તમને પ્રાણદંડ દેવા જેટલો હું સખ્ત થવા માગતો નથી. પહેરેગીરો લઈ જાઓ. એમને આજન્મ કારાવાસની શિક્ષા કરવામાં આવે છે." ગુર્જરેશ્વરે એક કામ આટોપ્યું.

"વિક્રમસિંહના ભત્રીજા યશોધવલ જે ચન્દ્રાવતીની ખટપટથી કંટાળી અત્રે આવી રહ્યા છે. તેમને આબુની ગાદી સુપરત કરવામાં આવશે. તેમના સદ્ગુણોનો અમને પરિચય છે. પ્રજાકલ્યાણ સાધવામાં તે પછાત રહેશે નહીં, એવી અમને આશા છે. વાહડ મહેતા ગુજરાતના પ્રતિનિધિ તરીકે ચન્દ્રાવતીમાં એમનો અભિષેક કરશે."

આ અચાનકના કડાકાથી ઉદયન મહેતા ચમક્યા. યશોધવલને ચન્દ્રાવતીનું રાજ્ય મળે તે સામે તેમને મુદ્દલ વાંધો નહોતો, પણ તેનો યશ તેમને પોતાને ન મળ્યો એટલો જ અસંતોષ રહી ગયો.

યશોધવલે ગુર્જરેશ્વરને વંદન કરી, યોગ્ય શબ્દોમાં ઉપકાર માન્યો તથા ગુર્જરેશ્વરની સલાહ પ્રમાણે ચાલવા અને એક માંડલિક રાજા તરીકે ગુજરાતના જ એક અંગભૂત તરીકે વર્તવા ખાતરી આપી.

"હવે અર્ણોરાજ." મહારાજ બોલ્યા.

પહેરેગીરો અર્ણોરાજને લઈ આવ્યા. તે નતમસ્તકે ઉભો રહ્યો.

"અર્ણોરાજ! અર્ણવ એટલે સાગર તો કદિ માઝા મૂકતો નથી. તો તમે તો અર્ણવના રાજ એટલે મહાસાગર છો, ને કેમ માઝા મૂકી?"

"ક્ષત્રિયો કદિ જીભનો એવો ઉપયોગ કરતા નથી. જીભાજોડી કરવી, એ તો બ્રાહ્મણનું કામ. ક્ષત્રિયો તો હાથ અને હથીઆર પર ઝઝૂમે છતાં તમે અમારી નિંદા કરી હતી એ ચોક્કસ."

"વળી, તમે ધર્મયુદ્ધ લડ્યા નથી. અમારા હિતશત્રુઓને તમો આશરો આપતા હતા અને અમારા સામંતોને ફોડવાના તમારા પ્રયત્નો હતા. ક્ષત્રિય પોતે ધર્મમાં વર્તે અને બીજાને તેમના ધર્મમાં યોજે. તમને પણ પ્રાણદંડ ન દેવાનો મારો નિરધાર છે, પરંતુ જગતને હું બતાવવા માગું છું કે, ગુર્જરોની નિંદા કરવી તે કેટલા જોરની વાત છે. આ સભા વચ્ચે જ તમારી જીભ કાપી નાંખવાની હું આજ્ઞા કરૂં છું."

છેલ્લા શબ્દો બોલતાં મહારાજાના મુખ પર ક્રોધ આવી ગયો, પરંતુ વળી તેઓ શાન્ત થઈ ગયા.

એક જણાએ સાંભરપતિના મ્હોંને પહોળું કરવા સળીઆ તૈયાર કર્યાં અને બીજાએ તેમની જીભ બહાર ખેંચવા સાણસી તૈયાર કરી. આખી સભા થંભી ગઇ. એક વખત જ્યારે હાથીવાળે પરણવા આવ્યા ત્યારે પાટણની ગલીએ ગલીએ અને ચોકચૌટે જેનાં ગીત ગવાતાં હતાં, અને આ જ સભામાં જેના માનમાં સાકરો વહેંચાતી હતી, તે રાજા તે જ સાસરાના શહેરમાં અને સભામાં સાળાના હુકમથી જીભ ખોવાના સંકટમાં આવી પડ્યો. વિધિની પણ બલિહારી છે ને ! !



ધારદાર છરી ચમકી. સાંભરરાજની જીભ કપાય તે પહેલાં તો જોનારાઓએ પોતાની જીભ કપાય, એવી વેદના અનુભવી. ગુર્જરેશ્વર પાછું વાળીને જોઈ ગયા. છરી ઉચકાઈ અને જીભ નજીક આવી. છરીનો અને જીભનો યોગ થાય તે પહેલાં તો 'સબૂર! સબૂર!'ના અવાજ કરતી દેવળદેવી રાજસભામાં આવી પહોંચી. છરીવાળાની છરી થંભી ગઈ. ઉદયન મંત્રી સિવાય આખી સભાને મહાન આશ્ચર્ય લાગ્યું.

"ભાઈ, ભાઈ! આટલી દયા કર, ક્ષમા કર. મારા સૌભાગ્યચિહ્નને ખંડિત ન કર." ગુર્જરેશ્વરને પગે પડતાં દેવળદેવી કરગરવા લાગી.

ગુર્જરેશ્વરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"જેવા હોય તેવા પણ એ મારા સ્વામીનાથ છે. એમને લીધે મારો ચાંલ્લો ચોટલો અખંડ છે. મારા જ પીઅરમાં એમના શરીરને બાધા થાય તો મારે નીચું જોવા જેવું થાય. ભાઈ! ક્ષમા કર, માફ કર."

ગુર્જરેશ્વરના મુખપર મુંઝવાડો સ્પષ્ટ જણાતો હતો.

"બહેન! શાંત થા. અર્ણોરાજ માત્ર મારા જ અપરાધી નથી, તારા પણ અપરાધી છે. સાંભર સાથેનાં યુદ્ધનાં અનેક કારણોમાં એક કારણ એ પણ હતું. ફરમાવેલી શિક્ષા એમ ફરે નહિ. તું મહાલયમાં જા અને શાન્ત થા." મહારાજા રડતી અને કરગરતી બહેનને સમજાવવા લાગ્યા.

બરાબર આજ પ્રસંગે 'વ્યતીપાતમાં સોમવાર' ભળે તેમ ગુરુદેવ પધાર્યા. મહારાજાએ તેમનું અભિવાદન કર્યું. ગુરુદેવ વિરાજ્યા.

"ગુરુદેવ! એક ધર્મસંકટ આવ્યું છે," કુમારપાળે કહ્યું.

"દેવળદેવી અર્ણોરાજની શિક્ષા બંધ રાખવા કહે છે, એમ?"

"હાજી."

"તો બહેનને કાપડું કરતાં ગુજરાતનો રાજા શા સારૂ પાછી પાની કરે?"

"અર્ણોરાજજી! મારી બહેનની પ્રાર્થનાથી અને ગુરુદેવના વચનને માન આપી હું તમારી શિક્ષા બંધ રાખું છું. તમને મુક્ત કરવામાં આવશે."

"ગુર્જરેશ્વર!" અર્ણોરાજ બોલ્યાઃ "આ યુદ્ધોના બોધપાઠ તમે તમારી પ્રજાને જણાવ્યા. તેમ મારે પણ મારી પ્રજાને જણાવવાના છે. શસ્ત્રના વિજયો કરતાં હૃદયના વિજયો મહાન છે. અત્યાર સુધી તમે માત્ર મને શસ્ત્રથી જિત્યો હતો, પરંતુ આ ટાણે આપે, આપની બહેને અને આચાર્યે મને હૃદયથી જિત્યો છે. દેશની જિત કરતાં હૃદયની જિત મહાન છે. આજે તમે મારા હૃદયની જિત કરી છે. આ જિત સાંભર અને ગુજરાત વચ્ચે કાયમની મૈત્રી જાળવે એવી મારી પ્રભુપ્રાર્થના છે.

"આજની તમારી ઉદારતાના સ્મરણમાં હું મારી પ્રિયપુત્રી જલ્હણાનું આપને વાગ્દાન કરૂં છું. મારી ધારણા છે કે, આપ એ સ્વીકારશો."

આ પ્રમાણે પાટણની આ રાજસભાનું પરિણામ આનંદજનક આવ્યું. સભા વિખરાવા લાગી. અર્ણોરાજનું કાંડું પકડી, ગુર્જરેશ્વર રાજમહાલય

તરફ ગયા. પોતાના પ્રયત્નો સફળ થવાથી અંતરમાં આનંદ પામતા ગુજરાતના મહામંત્રી ઉદા મહેતા પોતાને ઘેર આવવા નીકળ્યા.

વાહડ યશોધવલને એક બાજુ લઈ જઈ મસલત કરવા લાગ્યો. આંબડ ખંભાતથી આવેલા દૂત પાસેથી સમાચાર જાણવા ઉતાવળે ઉતાવળે ઘર તરફ જવા લાગ્યો.

× × × ×

શુભ દિવસે કુમારપાળે જલ્હણાનું પાણિગ્રહણ કર્યું અને આનંદમંગળ વર્ત્યું. પતિના દુઃખમાં* ભાગ લેનાર ભૂપાળ દેવીએ પતિના આ સુખમાં પણ ભાગ લીધો. તેનું પટરાણીપદ કાયમ રહ્યું.

---

* કુમારપાળના દુઃખો:—ત્રિભુવનપાળ (કુમારપાળના પિતા) અને સિદ્ધરાજ વચ્ચે સારો સંબંધ હતો. તે તેની સાથે રહેતા અને સાથે લડાઈમાં પણ જતા હતા. કુમારપાળ પણ સિદ્ધરાજના દરબારમાં જતો, પણ જ્યારથી સિદ્ધરાજને માલમ પડ્યું કે, પોતાને પુત્ર થવાનો નથી અને કુમારપાળ ગાદીએ બેસશે ત્યારથી કુમારપાળ તેને અણગમતો થઈ પડ્યો. સોમનાથે, હેમાચાર્યે, કાઉનારની અંબિકા દેવીએ અને જોશીઓએ સિદ્ધરાજને જણાવ્યું હતું કે, તમારે પુત્ર થશે નહીં અને તમારી પછી કુમારપાળ ગાદીએ બેસશે અને જગતપ્રસિદ્ધ થશે. કુમારપાળ નીચા કુળનો હતો તેથી આ વાત સિદ્ધરાજને ગમી નહિ અને કુમારપાળને તથા તેના કુટુંબને મરાવી નાંખવાનો તેણે નિર્ણય કર્યો. ત્રિભુવનપાળ મરાયો, પણ કુમારપાળ છટકી ગયો. રાજાનો કોપ થયો છે, માટે મારે કોઈ નિર્ભય સ્થાનકે જવું જોઈએ, એમ ધારી તેણે પોતાના બનેવી કાહ્નદેવની સલાહ પૂછી. તો તેણે પણ એવી સલાહ આપી કે, 'તમારે વેશ બદલી ગુપ્ત રીતે દેશાન્તરમાં ફરવું. હું તમને વખતોવખત રાજસૂત્રની બાતમી આપતો રહીશ.' પોતાની પ્રિયતમા ભૂપાલદેવીને તથા બીજા પરિવારને દધિસ્થલી(દેથલી)માં મૂકી કુમારપાળ જોગીનો વેશ લઈ દેશાન્તરમાં નીકળી ગયો. કેટલાક દિવસ પછી રાજસૂત્ર જાણવાની ઇચ્છાથી પાછો પાટણ આવ્યો અને કર્ણમેરૂ પ્રાસાદના બત્રીશ બરડા(પૂજારી)માં ભળી ગયો.

સિદ્ધરાજ તેને મારવાને ખોળ કરાવતો હતો, એ વાતની બરડાઓને ખબર હતી. તેમણે કેટલાંક લક્ષણો ઉપરથી કુમારપાળને ઓળખી ચાડી ખાધી, તેથી બીજે દિવસે રાજાએ બધા બરડાઓને જમવા તેડ્યા. કુમારપાળ પણ ભેગો ગયો, પણ સિદ્ધરાજે તેને ઓળખી કાઢ્યો છે, એમ માલમ પડતાં તે લાગ જોઈ સટકી ગયો.

સિદ્ધરાજના હુકમથી તેનો સેનાપતિ કેટલાક સિપાઈ લઈ કુમારપાળની શોધમાં નીકળી પડ્યો અને દૈવયોગે તેની પુઠે આવી પહોંચ્યો. પણ દૂરથી ઉડતી ધૂળ,

× × × ×

કેટલેક દિવસે ભરૂચથી સમાચાર આવ્યા કે, વૌસરીએ સંસારને અસાર સમજી, રેવાતટના પિતાના આશ્રમમાં વાસો કર્યો છે અને આર્ય

---

પગના પડઘા અને ઘોડાના ખોંખારથી કુમારપાળ ચેત્યો. તેથી તે ભયભીત થઈ ધ્રૂજતા શરીરે નાઠો અને ભીમસિંહ અને કેટલાક ખેડુત ખેતરની વાડ કરવા કાંટા એકઠા કરતા હતા તેમની સહાય માગી. તેમણે તેને કાંટાના ઢગલામાં સતાડ્યો.

રાજાના સિપાઇઓ પગેરૂ કાઢતા કાઢતા જે ખેતરમાં તે સંતાઈ રહ્યો હતો ત્યાં આવ્યા અને તપાસ કર્યો, પણ પત્તો લાગ્યો નહીં એટલે વધારે શોધ કરવાનું છોડી દઈ, પાછા વળ્યા. રાત્રે ખેડુતોએ કુમારપાળને કાંટામાંથી કાઢ્યો. કાંટા વાગવાથી તેના શરીરમાંથી લોહી વહેતું હતું. ખેડુતોનો આભાર માની તથા વખત આવ્યે બદલો વાળવાનું કહી તે જટા મુંડાવી દેથલી જવા નીકળ્યો.

રસ્તામાં કોઈ દેવસિંહ નામના શેઠની દેવશ્રી નામની પુત્રી પિયર જતી હતી તેનો સાથ થયો. એ બાઇએ દયા લાવીને એને ખાવાનું આપ્યું તથા પોતાની ગાડીમાં બેસાડ્યો. તેને બેન તરીકે ગણવા કુમારપાળે વચન આપ્યું અને તે દધિસ્થલી આવ્યો. અહીં સિદ્ધરાજના સૈનિકોએ આવીને ઘેરો ઘાલ્યો. કુમારપાળને ગામ બહાર નીકળવાનો રસ્તો રહ્યો નહિ, તેથી સજ્જન તથા અલિંગ નામના કુંભારની પાસે તે ગયો. તેમણે તેમને ભઠ્ઠીમાં સંતાડી દીધો. રાજાનું લશ્કર તપાસ કરી પાછું ગયું ત્યારે બહાર કાઢ્યો.

પછી વૌસરી નામે બ્રાહ્મણ મિત્રને સાથે લઈ કુટુંબને ઉજ્જૈનમાં મૂકી તે દેશાન્તરમાં નીકળી પડ્યો. પહેલે દહાડે તો તેને ખાવાનું પણ મળ્યું નહિ. બીજે દિવસે વૌસરી કંઇક માગી લાવ્યો તે બન્નેએ ખાધું અને મઠમાં સૂઈ રહ્યા. ફરતા ફરતા ખંભાતમાં આવ્યા અને હેમાચાર્યને મળ્યા. આચાર્યે એને ઓળખી કાઢ્યો અને ઉદયન મંત્રીની ઓળખાણ કરાવી આશ્રય અપાવ્યો અને ભવિષ્ય ભાખ્યું કે, સંવત્ ૧૧૯૯ના માગશર વદિ ૪ને રવિવારે ત્રીજે પહોરે તને રાજ્ય મળશે. અહીં પણ કુમારપાળ સુખે રહી શક્યો નહિ. સિદ્ધરાજને બાતમી મળતાં તેણે કુમારપાળનો ઘાત કરવા સૈન્ય મોકલ્યું. કુમારપાળ ઉદયન મંત્રીના ઘરમાંથી નાસીને હેમચંદ્રસૂરીની શાળામાં ભરાયો. આચાર્યે તેને ભોંયરામાં સંતાડી તેનું રક્ષણ કર્યું.

સિદ્ધરાજનું સૈન્ય ગયા પછી તે બહાર નીકળ્યો અને સૂરિ તથા મંત્રીનો ઉપકાર માની, તેણે ખંભાત છોડ્યું. ખંભાતથી તે વડોદરા આવ્યો. અહીં કટુક નામના વાણીઆએ તેને ભૂખ્યો ભાળી ઉધારે શેકેલા ચણા આપ્યા અને કહ્યું કે, પૈસા મળે તો આપજે, નહીં તો કંઈ નહીં.

અને જૈનદર્શનના અભ્યાસમાં પોતાનું જીવન ગાળવા લાગ્યો છે અને
વીતરાગના અને અહિંસાના સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા મથે છે.
ગર્જેન્દ્રને તે સમાચારથી ખેદ થયો, આચાર્ય સંતોષ પામ્યા.*

---

વડોદરેથી કુમારપાળ ભરૂચ ગયો. ત્યાં કોઈ શુકન જોનારે ભવિષ્ય ભાખ્યું કે,
તમને રાજ્ય મળશે. અહીંથી માળવા આવીને પોતાના કુટુંબને મળ્યો, પરંતુ સિદ્ધ-
રાજના માણસોએ તેને અહીં પણ સુખ લેવા દીધું નહીં. એટલે તે કોલ્હાપુર નાઠો.
અહીં તેને સર્વાર્થસિદ્ધ નામના યોગીનો મેળાપ થયો. તેમની સેવા કરીને તેણે બે
મંત્રો લીધા. એક રાજ્યપ્રાપ્તિનો અને બીજો ધનપ્રાપ્તિનો.

કોલ્હાપુરથી કાંજીવરમ આવ્યો અને ત્યાંથી કોલંબ પટ્ટણ ગયો. કોલંબ પટ્ટણના
રાજાએ તેને પોતાના મોટા ભાઈ તરીકે માની તેનો સત્કાર કર્યો તથા તેની
યાદગીરીમાં કુમારપાળેશ્વરનું દેવળ બંધાવ્યું તથા કુમારપાળના નામના સિક્કા પડાવ્યા,
અહીંથી નિકળી તે ચિત્રકૂટ ગયો અને ત્યાંથી ઉજ્જૈન પાછો આવ્યો. ઉજ્જૈનથી કુટુંબ
સાથે સિદ્ધપુર આવ્યો. ત્યાં સિદ્ધરાજના મરણના સમાચાર સાંભળી પાટણ આવ્યો
અને પોતાના બનેવી કાહ્નદેવને મળ્યો. તેનાથી મોટા બે ભાઇઓ મહીપાળ અને
કીર્તિપાળ રાજગાદી માટે નાલાયક ઠરતાં તે ગાદીપતિ થયો.

ગાદીએ બેસતી વખતે તેનું વય ૫૦ વરસનું હતું.

* જુઓ હેમાચાર્યનું ભવિષ્ય:—

હેમચંદ્રસૂરિએ છોકરા તરફ એકીટશે જોયા કર્યું, ને ગંભીર ચહેરે કહ્યું.
"માતા! (મંજરી!) આ પુત્રની માતાને હું ફરીથી પ્રણામ કરું છું."

"કેમ?"

"જિનશાસનનું સંરક્ષણ એને પ્રતાપે થશે."

બધા ચકિત થઈ સૂરિ તરફ જોઈ રહ્યા. હેમચંદ્ર માત્ર ધ્યાનથી બાળકની મુખ
મુદ્રા જોઈ રહ્યો હતો. તેના અવાજમાં શાંતિ હતી.

"મહારાજ! શું કહો છો?" અજાણતાં મંજરીને કમકમાં આવ્યાં.

"હા, મારી નજરે એમ સ્પષ્ટ દેખાય છે."

રાજાધિરાજ—વિભાગ ૧ લો, પ્રકરણ ૨૭, પૃ. ૧૩૦.

# પ્રકરણ ૧૨ મું

## કુમારપાળની કારકીર્દિમાં બનેલા અન્ય બનાવો

પોતાના શાસનકાળની શરુઆતમાં આવેલાં બે સંકટોમાંથી બચી–સાંભર અને માળવા જિતી–કુમારપાળ શાન્તિથી ગુજરાતનું રાજ્ય ચલાવવા લાગ્યો. લગભગ એક વીસી આ પ્રમાણે શાંતિમાં પસાર થઈ. આ શાન્તિના સમયમાં તેણે પ્રજાકલ્યાણમાં મન લગાડ્યું.

દહાડે દિવસે તે (૭૦ વર્ષનો) ઘરડો થતો જતો હતો. તેનું મન જૈનધર્મ તરફ વધુ ને વધુ વળતું હતું. હેમાચાર્યની છત્રછાયાથી તેને શાન્તિ અને હૂંફ બન્ને મળતાં.

× × × ×

એક વખત રાજા ન્યાયાસને બેસી ચૂકાદા આપતો હતો. તેવામાં તેણે કવિઓને કોકણના રાજા મલ્લિકાર્જુનનાં કીર્તિગાન ગાતા સાંભળ્યા. કવિઓ મલ્લિકાર્જુનને **રાજપિતામહ** કહીને વર્ણવતા હતા. કુમાર-પાળને આ સાંભળી રોષ ચઢ્યો. તેણે ચોતરફ નજર ફેરવી. ચતુર આંબડ મહા રાજાની ઇચ્છા સમજી ગયો અને બે હાથ જોડી સન્મુખ આવી ઉભો રહ્યો.

"આંબડ!" ગુર્જરેશ્વર બોલ્યાઃ "પોતાને રાજપિતામહ કહેવડાવનાર એ મિથ્યાભિમાની મલ્લિકાર્જુનને ગુજરાતનું ગૌરવ દેખાડી આપ."

"જેવી આજ્ઞા."

એક મોટું લશ્કર લઈ આંબડ કોકણ ઉપર ચઢ્યો. મહામહેનતે કલાવિણી નદી (ચિખલી અને વલસાડ વચ્ચે થઇ વહેતી કાવેરી) ઓળંગી તેણે સામે પાર મૂકામ કર્યો. ત્યાં આગળ મલ્લિકાર્જુને તેના પર હલ્લો કર્યો અને આંબડને હરાવી નસાડ્યો. આંબડને આથી પારાવાર ખેદ થયો. તેણે કાળો પોશાક અને કાળું છત્ર ધારણ કર્યું અને પાટણને પાદર કાળા તંબુ નાંખી મુકામ કર્યો.

गाथा

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

रथोद्धता वृत्तम्

यत्र यत्र समये यथातथा योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स यद्भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥

સંસારરૂપી બીના અંકુરને ઉત્પન્ન કરનાર રાગ આદિ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર) જેના ક્ષય પામેલા છે તે બ્રહ્મા હો અથવા વિષ્ણુ હો; હર હો અથવા જિન હો; હું તેમને નમસ્કાર કરૂં છું.

જે સમયે, જે સ્વરૂપે અને જે નામે આપ હો તે સમયે, તે સ્થાને, તે નામે આપ ભલે રહ્યા. એમ હોવા છતાં પણ જેના દોષાદિ કલુષ નાશ પામ્યા છે એવા આપ એક જ છો. હે પ્રભુ ! આપને મારા નમસ્કાર હો.

---

પોતાની આંગળીઓ સહિત હથેળીની રેખાઓ સાક્ષાત્ દેખાય છે,-તેમ જેને ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) તથા અલોક (જ્યાં જીવની ગતિ નથી એવા આકાશાદિ) સાક્ષાત્ દૃશ્યમાન છે; રાગ, દ્વેષ, ભય, આમય (રોગ), અંત (કાળ), જરા (ઘડપણ), લોલત્વ (ચપળતા) અને લોભ આદિ જેના પદનું ઉલ્લંઘન કરવાને શક્તિમાન થતા નથી એવા મહાદેવને હું વંદન કરૂં છું.

જે વેદ જગતને જાણે છે, જેણે વિશ્વની ઉત્પત્તિરૂપી રચનાનો પાર જોયો છે, જેનું વચન પૂર્વાપર અવિરુદ્ધ હોવાથી અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુ પુરુષોને વંદન કરવા યોગ્ય છે, જેના દોષરૂપી શત્રુઓ નાશ પામ્યા છે, એવા સકલ ગુણનિધિ, બુદ્ધ હો અથવા વર્ધમાન હો, બ્રહ્મા વિષ્ણુ કે, મહેશ્વર હો; હું તેમને વંદન કરૂં છું.

સરખાવો—

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा ।
रागद्वेषविषार्तिमोहरहितः सत्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा ॥

ભલે એ વિષ્ણુ હોય કે મહાદેવ હોય, બ્રહ્મા હોય કે ઇંદ્ર હોય, અથવા સૂર્ય કે ચંદ્ર હોય, કે ભગવાન બુદ્ધ કે મહાવીર હોય; જે કોઈ રાગ અને દ્વેષરૂપી ઝેરની પીડાથી આવતી મૂર્છાથી રહિત હોય, જીવ માત્ર પર અનુકંપાથી ભરેલ હોય, સર્વ પ્રકારના અનેક ગુણોથી સંસ્કાર પામેલા હોય તેને નિરંતર નમસ્કાર છે.

# પ્રકરણ ૧૩ મું

## નવોઢા રાણી ચન્દ્રકળા સીસોદણી

ચન્દ્રકલાને રાજમહાલયમાં પગ મૂકતાં જ બધું પરાયું પરાયું લાગવા માંડ્યું. જંગલી જાનવરને જૂએ એટલા કુતૂહલથી ગુર્જર રાણીઓ એને નિરખી રહી હતી. ન કોઈ તેને બોલવાતું, ન તેણે કોઈને બોલાવ્યાં: છેવટે ચોમાસામાં પુષ્કળ વરસાદ વરસવાથી બે કાંઠામાં આવેલી નદીનું પાણી વરસાદ અટકી ગયા પછી રહેતે રહેતે ઉતરવા માંડે તેમ આ ભીડ પણ થોડે થોડે ઓછી થઈ.

બધાં ગયાં પણ એક બાઈ ન ગઈ, તે સુસ્વરૂપ યુવતી હતી. તેની આંખોમાં કંઈક અદ્‌ભુત તેજ હતું. તેના ચલનવલનમાં તાલબદ્ધતા હતી.

"સીસોદિયા તો શૈવ, ખરૂં ના?" બોલનારની વાણીમાં સંગીત હતું.

"હાસ્તો." ચન્દ્રકળાએ ધીરે નીસાસાભર્યો જવાબ વાળ્યો.

"એકલિંગજી મહાદેવની તમારે ઉપાસના."

"ખરૂં." ચન્દ્રકળાની ઈચ્છા વાત લંબાવવાની નહોતી, તેથી તેણે ટૂંકો જવાબ વાળ્યો.

"ત્યારે તેમાં તમે મુંઝાતાં લગો છો, ખરૂં?"

"મારે મુંઝાવાનું કશું કારણ નથી." પોતે નથી મુંઝાતી એમ બતાવવા ચન્દ્રકળાએ કહ્યું અને તેના પાતળા ઓઠને દાંત વતી દબાવી તે ઉભી રહી. "હું તો કરાર કરાવીને આવી છું,–" તેણે ઉમેર્યું.

"કે?" પાણિની ભગવાન વ્યાકરણનું એકાદ સૂત્ર રચે તેમ ટુંકામાં પ્રશ્ન થયો.

જવાબમાં ચન્દ્રકળાએ આજુબાજુ જોયું અને તે મુંગી રહી.

"કેમ ન બોલ્યાં?" પ્રશ્નમાં ઉત્સુકતા હતી. વાત કઢાવવાની લુચ્ચાઈ નહોતી.

"તમે કોણ છો?"

"હું ?" ખડખડાટ હસતાં કહ્યું: "જુઓ, અત્યારે તો હું પેલો જૈન
સાધુ જેને 'ચાલુક્યચૂડામણિ' કહે છે તેની ભાર્યા છું; એ પહેલાં, પુત્રીઓને
પરણાવવાની ચિંતાથી ઉજાગરા કરતા, કાશ્મીરના રાજાની પુત્રી હતી."
"કોણ ! તમે પદ્માવતીબા ?" ચન્દ્રકળાના મુખ પર આનંદનો
અતિરેક જણાયો.
"લે, તું તો મને નામથી ઓળખતી લાગે છે ને ?" પદ્માવતીએ ચન્દ્ર-
કળાને તમેમાંથી તું બનાવી. તેના બોલવામાં વાત્સલ્ય હતું.
"ઓળખું સ્તો. તમને કોણ ન ઓળખે ? તમારી વિદ્વત્તા, તમારી
સંસ્કારિતા અને ધર્મમાં તમારી દૃઢતા મેં બહુ બહુ સાંભળી છે."
"લો, એટલું બધું છે ને શું !" પદ્માવતી મજાકમાં હસી: "ત્યારે
આપણાં સહીપણાં."
પદ્માવતીનો આનંદી સ્વભાવ જોઈ ચન્દ્રકળાને પણ આનંદ થયો. તેની
મુંઝવણ ટળી. તેને મા કે મોટી બેન મળ્યા જેટલો સંતોષ થયો.
"હાઆઆઆશ, બેન ! હવે મને નિરાંત થઈ. અત્યાર સુધી મને
બધું પરાયું લાગતું હતું."
"શરૂઆતમાં બધાંને એમ જ લાગે. પરાયાંને પોતાનાં કરવાં, એ
તો સ્ત્રીઓનો સ્ત્રીધર્મ છે ને, ભલા ! હાં, પણ પેલા કરારની વાત તો
રહી જ ગઈ."
"હા, કહું; તમારાથી કશું જ છાનું નથી." ચન્દ્રકળાએ કરારની
હકીકત કહેવા માંડી; "મેં જ્યારે જાણ્યું કે ગુજરાતના રાજા જૈન છે
અથવા જૈન ગુરુના શિષ્ય છે, ત્યારે મનમાં ગાંઠ વાળી કે જીભ કરડીને
મરું, પણ એમને તો ન જ વરું."
"એવામાં વળી મેં એમ સાંભળ્યું કે, પ્રથમ હેમાચાર્યને વંદના કર્યા
પછી રાજમહેલમાં દાખલ થવાય, એવો નવી પરણી આવનાર રાણીને
માટે નિયમ છે. ખરેખર, અહીં એવો નિયમ છે કે કેમ, તેની મને ખબર
નથી. હું તો સાંભળેલી વાત કહું છું."
પદ્માવતીએ ડોકું હલાવીને એવા નિયમના અસ્તિત્વનો સ્વીકાર કર્યો.
"એટલે તો મારો નિશ્ચય વધુ દૃઢ થયો. મેં પિતાજીને ચોક્ખું

સંભળાવી દીધું કે, ફાવે તો મને ગરદન મારો, પણ હું ગુજરાતના રાજાને તો નથી જ વરવાની.”

“ત્યારે તમેય જબરાં તો ખરાં.”

“પરંતુ પિતાજી મારા નિશ્ચયની ઉગ્રતા સમજી શકયા નહિ. તેમણે લગ્ન લીધાં અને અહીંથી ખાંડું લઇને જયદેવ ભાટ આવ્યા. મને બધી વાતની ખબર પડી, હું તો મારા નિશ્ચયમાં દૃઢ જ હતી.”

પદ્માવતી ઉત્સુકતાપૂર્વક સાંભળી રહી હતી.

“પરંતુ તમે જાણો છો ને, આખરે આપણે સ્ત્રીઓ. પિતાના કાલાવાલા અને માતાની રૂદનભરી પ્રાર્થનાઓનો મારાથી તિરસ્કાર થઇ શકયો નહિ. એટલે જયદેવ ભાટ સાથે મને જૈનધર્મની દીક્ષા લેવાની તેમ જ હેમાચાર્યને નમવાની ફરજ ન પાડવામાં આવે એવો કરાર કરી હું વહેલમાં બેઠી. ભાટ પણ ભારે એકવચની છે, એમ મને લાગ્યું. હવે જોઉં છું અહીંઆં શાં વીતક વીતે છે. આજની કસોટીમાંથી તો હું નિર્વિઘ્ને પસાર થઇ છું. કોઇએ જૈનાચાર્યને અપાસરે જવાની વાત ઉચ્ચારી જ નથી. આગળની વાત આગળ.”

“તમારાં વિઘ્ન મહાદેવજી ટાળશે. કોઇ જાતની ચિંતા કરશો નહિ. મને સગી બેન ટેવજો અને કંઇ પણ મુંઝવણ હોય તો મને કહેજો. અલબત્ત, તમને મારો વિશ્વાસ પડે તો.”

ચન્દ્રકળા પદ્માવતીની ડોકે બાઝી બોલી: “બેન ! તમારો વિશ્વાસ નહિ પડે ત્યારે કોનો પડશે ? તમે પણ એવું લાગણી સૂનું બોલશો ?”

ચન્દ્રકળાની આંખમાં આંસુ આવ્યાં.

“બ્હેન ! અહીં બધે અવિશ્વાસનું જ વાતાવરણ છે, એટલે મેં તમને એમ કહ્યું. આંસુ સારો તો મારા સમ છે. આજે તમે ફેરા ફરો ત્યારે તો મારે ગળું બેસી જાય એટલાં ગાણાં ગાવાં છે.” પદ્માવતી ચન્દ્રકળાને અશ્વાસન આપતી બોલી. તેને હસાવતાં અને રડાવતાં બહુ આવડતું.

× × × ×

“પદ્માવતી બા છે કે ?” બન્ને બ્હેનપણીઓ એકમેકને વળગીને બેઠી હતી ત્યાં બહારથી અવાજ આવ્યો.

"હો...ઓ...! આવો આવો. અહીં છું." પદ્માવતીએ ટહુકો કર્યો.

ચન્દ્રકલા ખિસિયાણી પડી એક કોર જઈ ઉભી રહી.



"ચન્દ્રકલા! લજવાશો માં એ તો તમારો દીકરો આવે છે."

ચન્દ્રકલાએ શરમથી બીજી બાજુએ જોયું.

એક વીસેક વરસની ઉમ્મરનો નવજુવાન ઓરડામાં દાખલ થયો. તેના સહેજ શામળા મોં પર મધુર સ્મિત ફરકતું હતું. કાનને ઢાંકતાં વાળનાં જુલ્ફાં તેની મોંની શોભામાં ઓર ઉમેરો કરતાં હતાં. તેની ચાલમાં હંસનું લાલિત્ય અને સિંહની છટા હતી, તેના આખાએ દેખાવમાં પ્રતાપ અને પ્રતિભા હતી.

"નવાં કાકીને મળવા આવ્યા ?" પદ્માવતીએ વીણા જેવા મધુર સ્વરે પૂછ્યું.

"મેં સાંભળ્યું કે તમે અહીં છો."

"વહુ રાણીએ આજ કંઈ ચના મૂકયા ભલા ?"

પદ્માવતીનો મધુર હાસ્યધ્વનિ આખા ઓરડાના વાતાવરણને મધુર બનાવવા લાગ્યો. ચન્દ્રકલાએ લગાર અજયપાળ સામે અને પદ્માવતી સામે જોયું.

"જુઓ, આ તમારાં નવાં કાકી. એ એકલિંગજીના ઉપાસક છે."

"કાકી! તમે પણ હવે તમારો અખાડો જમાવવા માંડ્યો હો!"

"હા. પહેલાં શિષ્ય તમે અને બીજાં આ ચન્દ્રકલા."

"જેમ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રિપુટી છે તેમ આપણી

પણ ત્રિપુટી." અજયપાળ બોલ્યો. તેને પોતાની ત્રિપુટીના લિંગભેદનું ભાન ન રહ્યું.



"એમ શા સારૂ? ચોખ્ખાં સાડા ત્રણ વજ્ર જ ગણોને. અર્ધું વજ્ર આપણાં (તમ રાં) વહુ રાણી. કરીએ કડાકો એટલે જૈન ધર્મ અને જૈન સત્તાના ભુરચે ભુરચા."

પદ્માવતીની વાતો સાંભળી ચન્દ્રકલા મુંઝાતી હતી. કશી છોકરવાદ કરી 'ઉઠ પાણા પગ ઉપર' કરવા તેનો વિચાર ન હોતો.

"લો, કાકી! હું ત્યારે જાઉં."

"પણ નવાં કાકીને પ્રણામ કર્યા વગર?!"

"કાકી! પ્રણામ કરૂં છું." અજયપાળે ચન્દ્રકલાને ઉદ્દેશીને કહ્યું.

"સો વરસના થજો."ચન્દ્રકલાએ લજ્જાથી સાડીનો છેડો કપાળ પર તાણતાં કહ્યું.

"બસ હવે?" તે પદ્માવતીને ઉદ્દેશીને બોલ્યો.

"હા જાઓ, ના પાડું તો પાપમાં પડું."

× × × ×

"ચન્દ્રકલા, તેં ન ઓળખ્યા? એ અજયપાળ, ગુર્જરેશ્વરના મોટા ભાઈ મહીપાળના પુત્ર,* શિવના સાચા ભક્ત અને મહાશૂરવીર છે; જૈનોને તે ખરા અંતઃ-

---

* 

```
        ┌───────────┐
     મહિપાળ      કુમારપાળ
        |
     અજયપાળ
```

કરણથી ધિક્કારે છે: કેવો ભલો નવજુવાન છે ?" અજયપાળ ગયા પછી
પદ્માવતી ચન્દ્રકલાને કહેવા લાગી.
ચન્દ્રકલા સાંભળી રહી. તેને પદ્માવતીનું છેલ્લું વાક્ય ખૂંચ્યું.
"જુઓ: ચોકમાં રાજપુરોહિત તડામાર તૈયારી કરી રહ્યા છે. તમે
હવે તૈયાર થવા લાગો. દાસી ! તું ચન્દ્રકલાને શણગાર."
પદ્માવતી ઉઠી.
"એવાં શણગાર જેને કે વિશ્વામિત્રને છળવા જતી મેનકા જેવાં દીસે."
જતાં જતાં તે બોલી અને ખડખડાટ હસી. ચન્દ્રકલા લજવાઇ.
"બ્હેન ! તમે નહિ બેસો ?" તેણે ગળગળે સાદે કહ્યું.
"ના." પદ્માવતીએ ચોખ્ખો ફુલ જેવો જવાબ આપ્યો. "જો,
મારે ને મહારાજને બારમો ચંદ્રમા છે. માટે હું તારી સાથે રહું તે તારા
હિતને નુકસાનકર્તા છે. રૂપાળદેવી કરીને એક ડોસી છે. તે ડોસી મહારાજના
પહેલી વારનાં પત્ની એંસી ઉપરની ઉમ્મરે હશે. એનું ઓલીયું (ગોલાપણું,
દાસત્વ) કરજે, એટલે કશો વાંધો નહિ આવે. જો સામેથી એ જ દાસી-
ઓના ટોળાંથી વિંટળાએલાં આ તરફ આવે છે. હું પાછલે બારણેથી
પોબારા ગણી જાઉં."
પદ્માવતી પાછલે બારણેથી રવાના થઇ અને રૂપાળદેવી તે ઓરડામાં
આવ્યાં.
"પદ્માવતી અહીં આવી હતી ?" પહેલાં જ તેણે આ પ્રશ્ન કર્યો.
"હા, આવ્યાં હતાં. હું કોઇને યે થોડી ઓળખું છું ?" ચન્દ્રકલાએ
ગળગળે સાદે કહ્યું. તે આ વાતાવરણમાં ગુંગળાતી હતી.
"હાં, દાસી શણગારે છે એમને ! અલીઓ ! તમે શું ઉભી છો ? કામે
લાગી જાઓ. નીચે જુઓ પુરોહિત તડામાર કરે છે."
ચન્દ્રકલામાં નહોતો પરણવાનો ઉત્સાહ કે નહોતો શણગાર સજવાનો
ઉમંગ. તે જડપણે બધી આજ્ઞાને વશ થતી હતી. છેવટે એંસી વરસે પણ
અક્કડ ચાલતી રૂપાળદેવી તેને ચોકમાં લઇ ગઇ.

---

# પ્રકરણ ૧૪ મું

## ચન્દ્રકલાને નસાડવાની ગોઠવણ

હંમેશાં વહેલાં ઉઠવાની ટેવ હોવા છતાં ચન્દ્રકલા દાસી ઉઠાડવા આવી ત્યારે ઉઠી. તેણે જોયું તો સૂર્યનારાયણ ઉગીને ઉપર આવ્યા હતા. તે શરમાઈ. રાતના ઉજાગરાથી તેના શરીરમાંથી આળસ ખસતું નહોતું. ઘડીક તેણે બગાસાં ખાધાં અને શરીર મરડ્યું. દાતણ કર્યું અને નાહી ચાંલ્લો ચોટલો કરવા બેઠી.

"બહુ મોડાં!" ચન્દ્રકલા આરસામાં જોઈ ચાંલ્લો કરવા જતી હતી ત્યાં ભૂપાલદેવીએ ઓરડામાં પ્રવેશ કરતાં ટીકા કરી: "આજે તમને ગુરુદેવને વંદન કરવા લઈ જવાં હતાં. મહારાજે ખાસ કહ્યું હતું."

ચન્દ્રકલા ચમકી. તેણે પાછું વાળી જોયું. તેને આ ડોસી બહુ અળખામણી લાગતી. તે એની શોક (સપત્ની) હતી એટલા કારણથી નહિ, પણ તે પ્રત્યેક વાત આજ્ઞાના રૂપમાં કહેતી અને એને જ પાપે એને પદ્માવતીનો આહ્લાદક સહવાસ છોડી અહીં રહેવા આવવું પડ્યું હતું.

"મેવાડમાં બધાં બપોરે ઉઠતાં હશે, ચન્દ્રકલા?" ચન્દ્રકલાને આ ડોસીની જીભ ખેંચી લેવાની મરજી થઈ, પણ તે અશક્ય હતું. તે કંઈ ન બોલી. તેના અંતરમાં ગુરુદેવ શબ્દ સાંભળી ધ્રુજારી થઈ હતી.

"અહીં તે હું રાજરાણી થઈને આવી છું કે દાસી? એ જ મને સમજાતું નથી. ગોલાં બાંટાં જે હોય તે બધાં જ મારી ટીકા કરે છે! અને જાણે મારાં ઉપરી હોય એમ હુકમ ફરમાવે છે! રાજરાણીની આવી અવદશા તો ગુજરાતમાં જ દેખાય છે." ચન્દ્રકલાએ હિમ્મતથી કહ્યું. તેના એકેક શબ્દમાં પ્રહાર હતો. તેના પ્રત્યેક વાક્યમાં વિષ હતું.

ભૂપાલદેવી ચમકી તેણે ચન્દ્રકલાને માપી લીધી. વાણીમાં લવાય તેટલી વધુમાં વધુ મીઠાશ લાવીને તે બોલી: "તમને ખોટું લાગ્યું, ખરું? તમારું દિલ દુભવવાની મારી મુદ્દલે ઇચ્છા નથી. હું તો સહેજ વાત કરતી હતી.

કંઈ ફિકર નહિ. ગુરુદેવનાં દર્શને કાલે જજો. આજે તો હવે સમય થઈ ગયો છે. તમે તો સમજુ છો.”

“ગુરુદેવને દર્શને જવાની શી જરૂર છે? એમના જેવા ત્યાગી વૈરાગી પાસે જુવાન સ્ત્રીથી જવાય? હું તો અહીં ઠાકોરજીને પગે લાગીશ.”

“ના, એમ ન ચાલે. તમે આવ્યાં તે દિવસે જ દીક્ષા અપાવ્યા પછી તમને રાજમહેલમાં લાવવાં જોઈતાં હતાં, પણ તડામારમાં કંઈ ન સાંભર્યું. હું યાદ કરું તો થાય. કહો, હું તે કેટલે પહોંચી શકું? આજે આટલે મહિને ગુર્જરેશ્વરે ખાસ કહ્યું ત્યારે યાદ આવ્યું, પણ આજેયે રહી ગયું. હવે કાલે.”

“પદ્માવતીબાએ દીક્ષા લીધી છે?”

“નથી લીધી પણ એનું પરિણામ સૌ જુએ છે. મહારાજે એમને અણુમાનીતાં કર્યાં છે.”

“ત્યારે હું પણ દીક્ષા ન લઉં તો મહારાજા મને અણુમાનીતી કરે ખરું?” ચન્દ્રકલાએ ઉત્સાહમાં આવી જઈ કહ્યું. ભૂપાલદેવીને લાગ્યું કે પક્ષી પાંજરામાં આવે છે. “તો મારે અણુમાનીતાં થવું છે. મારે દીક્ષા નથી લેવી.” ભૂપાલદેવી આ આજકાલની અંગુઠા જેવડી છોકરીની બાલિશતાને જોઈ રહી.

“લો, ગાંડાં ન કાઢો. તમને પદ્માવતીએ ભરમાવ્યાં છે. પતિની આજ્ઞા પાળવી, એ આપણો સ્ત્રીઓનો પરમ ધર્મ. તમારાથી મહારાજાની આજ્ઞા ન ઓળંગાય.”

“મહારાજાની બધીએ આજ્ઞાઓ હું માથે ચઢાવું, પણ બ્રહ્માંડ ફરી જાય તો પણ આ કામ તો મારાથી હરગીજ થવાનું નથી.”

“પણ દીક્ષા લેવી એ કયું કડું કામ છે?”

“મને મારા શૈવધર્મમાં આસ્થા અને વિશ્વાસ છે. મારે વટલાવાની શી જરૂર?”

“પણ એમાં વટાળ ક્યાં થયો?”

“તો મારી વતી તમે દીક્ષા લઈ આવો.”

“મેં તો લીધી છે.”

"તો બીજી વાર. બાકી હું તો શૈવ છું ને રહીશ. જૈન થવાની મારે જરૂર નથી. મને આવી કોઇ જાતની આપદા ન પડે એટલા સારૂ તો હું જયદેવ સાથે કરાર કરીને વે'લમાં બેઠી છું."

આ વાત ચાલતી હતી તેવામાં જયદેવ અને કુમારપાળ ત્યાં આવ્યા.

"જયદેવજી! આ શું છે બધું?" ચન્દ્રકલા જયદેવને સંબોધીને બોલી. તેનામાં પહેલાંની લજ્જા અને ભીરૂતાની જગાએ શૌર્ય અને સાહસ આવ્યાં: "તમારા ગુજરાતમાં આમ વચન પળાય છે?"

"મહારાજ!" જયદેવ કુમારપાળને સંબોધીને બોલ્યો: "મારે આપને વિનવવાનું છે. સીસોદણી રાણી કરાર કરીને આવ્યાં છે કે, પોતે જૈનદીક્ષા નહીં લે, અને ગુરુદેવને નહીં વંદે."

"એ કેમ ચાલે?" કુમારપાળે ઉગ્રતાથી કહ્યું.

"ચલાવવું પડશે. હું પ્રતિજ્ઞાથી બંધાયો છું."

"પણ તને એવી પ્રતિજ્ઞા કરવાનો કોણે હક્ક આપ્યો હતો?"

"આપે. આપના કહેવાથી હું વે'લ લઈ ગયો. જ્યારે મેં જાણ્યું કે આવું વચન આપ્યા વગર કન્યા જશે અને ગુજરાતનું નાક વઢાશે ત્યારે મને આમ કરવું ઠીક લાગ્યું અને મેં તેમ કર્યું."

"તેં બહુ ખોટું કર્યું."

"જેમ કહો તેમ, કૃપાનાથ!"

"પણ એ કેમ ચાલે?" પાછો પ્રથમનો પ્રશ્ન જ કુમારપાળે કર્યો.

"તો પછી મારૂં માથું વાઢી આપના હાથમાં દઉં. પૃથ્વીનાથ! ભાટનું વચન ફરે, એવો કલિયુગ હજી નથી આવ્યો."

"લે રાખ હવે. એવાં ગાંડાં કાઢ મા. સીસોદણી રાણીને મારે જે થવાનું હશે તે થશે. તું તારૂં કામ કર." ભૂપાલદેવી વચ્ચે બોલી.

"મહારાજ! આ સારૂં નથી થતું."

"અત્યારે જા. તું બહુ ઉકળી ગયો છે. સાંજે મળજે. તને હું બધું સમજાવીશ." કુમારપાળે જયદેવને સમજાવવા માંડ્યો.

"પણ, પૃથ્વીનાથ! જોજો મારૂં વચન ન જાય."

"તું જા તો ખરો."

જતાં જતાં જયદેવે ચન્દ્રકળાના શબ્દો સાંભળ્યા: "હું જીભ કરડીને મરીશ, ઝેર ઘોળીને પીશ, પણ જૈન તો નહીં જ થાઉં તે નહીં જ થાઉં."

× × × ×

જયદેવ બેભાન જેવો ચાલ્યો જતો હતો ત્યાં અજયપાળ સાથે અટકાયો, તેથી અજયપાળે મજાકમાં કહ્યું.

"હળવા જયદેવજી! આંખો મેવાડ મૂકી આવ્યા છો કે શું?"

"હા. હું આંધળો છું, બહેરો છું, મૂંગો છું, જે કહો તે છું. ગુજરાતના જૈન રાજાની બુદ્ધિને પેલા પૂજડાએ હણી નાખી છે ત્યાં મારે આંખો શાની હોય?" જયદેવ બોલ્યો. તેનું કહેવું અસંબદ્ધ હતું, છતાં ભાવ અસ્પષ્ટ નહોતો.

"પણ જયદેવજી! આટલા બધા ઉકળ્યા છો શા માટે? હરકત ન હોય તો મને કારણ કહો. હું મારાથી બનતું કરીશ."

જયદેવે અજયપાળને બધી વાત માંડીને કહી. અજયપાળ આશ્વાસન આપવા લાગ્યો: "કાંઈ વાતે મુંઝાશો મા. તમારું વચન રહે અને પેલા પૂજડાનો ગર્વ ગળે એવી કોઈ તદબીર આપણે વિચારી કાઢીએ. ચાલો, આમ એકાંતમાં આવો."

બંને જણ એક ઓરડામાં ગયા. અજયપાળે બારણું અંદરથી બંધ કર્યું.

"જયદેવજી! કાકાને જાણે ચોથા આરાનું વ્રત છે, તેમાં હજી એક અઠવાડિયાની મુદત બાકી છે. એટલે કાકો રાત્રે એકલા જ હશે. તમે તમારાં ઘરવાળાંને મોકલી તેમને સૂચના કરાવો. રાજમહેલમાંથી તેમને છટકી જવાની હું સગવડ આપીશ. ગઢ વળોટવાની ગોઠવણ તમારે કરવી. ભાટનું વચન જાય એ તો મને પણ નથી રુચતું અને સીસોદણી રાણી આત્મહત્યા કરે, તો એવા એક રાજવંશી તરીકે મારે પણ નીચા જોવું થાય."

ડૂબતાને જેમ આધાર મળે તેમ જયદેવને અજયપાળ મળ્યો. જયદેવને પોરસ ચડ્યો. તેની જિહ્વામાંથી વાગ્ધારા વહેવા લાગી.

"રંગ રજપૂત! મહીપત મંડન મહી, રંગ શૂરવીર, નરવીર બંકા;
રંગ શત રંગ, ઓ અજય! તુજ વિજય હો, રંગ શતરંગ, ટેકી બટંકા."

"બસ, બસ, જયદેવજી ! ધીરા. કાર્ય સફલ થયે મને બિરદાવવો હોય એટલો બિરદાવજો, અત્યારે માફ રાખો. કોઈ હિતશત્રુ સાંભળી જશે તો આપણા કાર્યમાં વિઘ્ન આવી પડશે." અજયપાળે જયદેવજીને સમજાવ્યા.

"ત્યારે નક્કી. તમે મહારાજ ! સજ્જ રહેજો. હું મારા પોતાને મોકલીશ. તેમની સાથે સીસોદણી રાણી અને એમની બે જ દાસીઓને રવાના કરી દેજો. પુરુષના પોશાકમાં હશે એટલે કળાવું કઠણ થઇ પડશે. સોમનાથ દાદાની કૃપા હશે તો વાંધો નહિ આવે. હું મારા ખરસો ઘોડેસવાર સાથે તેમને ઠેઠ મેવાડ લગણ મૂકી આવીશ."

"ઠીક ત્યારે ફત્તેહ કરો. સમય થોડો છે; કામ ઝાઝાં છે."

"જુઓને મહારાજની બુદ્ધિ ! તમારા જેવા સર્વ રીતે લાયક ગાદી વારસ છે, છતાં મહારાજની નજરે નથી ચઢતા અને આ ઉમ્મરે છોકરાં સારૂ વલખાં મારે છે. હું તો આટલું સમજું કે, કુલનો ધર્મ છોડયે કોઇનું સગે નથી ચઢ્યું, તે ગુર્જરેશ્વરનું ચઢે." જયદેવે હૈયાની વરાળ ઠાલવી: "મેં મહારાજા જયસિંહદેવનું રાજ્ય પણ જોયું હતું અને આપનું પણ જોઉં છું. શ્રી સુરજને સાક્ષી રાખીને કહું, તો જ્યારથી આ પૂજ કરતાકરાવતા થયો છે ત્યારથી રજપૂતાઇ રંડાણી છે અને વાણીઆનું ચઢી વાગ્યું છે. મુંજાલ મહેતા પણ વાણીઆ હતા, પણ એમનામાં અને ઉદા મહેતામાં લાખ ગાડાનો ફેર. મુંજાલ મહેતા ત્યાગવૈરાગની મૂર્તિ હતા અને ઉદા મહેતાને તો જે ભાળે તે ખંભાત ભેગું કરવાનું."

અજયપાળને આ વાર્તા લંબાવવી ગમી નહિ. તેણે બારણું ઉઘાડયું અને બન્ને જૂદી જૂદી દિશામાં વળ્યા.





# પ્રકરણ ૧૫ મું

## ગુરુદેવ હેમાચાર્યનું અવસાન

**બી**જે દિવસે ચન્દ્રકલા ઓરડામાં નહોતી. ભૂપાલદેવીને ફાળ પડી.
તેણે જાતે જઇને પદ્માવતીને ઓરડે ભાળ કાઢી, પરંતુ ત્યાં તો થોડીક
મશ્કરી અને હાંસી ઠઠ્ઠા સિવાય વધુ જાણવાનું તેને મળ્યું નહિ. ગુર્જરેશ્વરને
ખબર કરી. તે પણ મુંઝાયા. પહેરેગીરોને ધમકાવ્યા, પરંતુ નિષ્ફળ.

"ગુર્જરેશ્વર! ચિંતા ન કરો. સીસોદણી રાણી એમને પીઅર ગયાં
છે. આપણો દસોંદી જયદેવ તેમને ઠેઠ મેવાડ સુધી મૂકી આવશે." હેમાચાર્યે
ભવિષ્ય ભાખ્યું.

ગુર્જરેશ્વરની ગુંચવણ વધુ વધી. રાણી પોતાની અવજ્ઞા કરી ચાલી
ગઇ, એ વિચાર એના અંતરમાં કાંટાની પેઠે ખટકવા લાગ્યો. તેમણે
આચાર્યની સંમતિ લીધા વગર જયદેવની પૂંઠ પકડી. ઠેઠ ઇડર પાસે તેણે
ભાટોને પકડી પાડ્યા.

"સીસોદણી! આપ સાઢણી દોડાવી મૂકો. અમે ગુર્જરસેનાને અહીં
રોકી રાખીએ છીએ." જયદેવે રાણીને સમજાવવા માંડી.

આમ રકઝક ચાલતી હતી તેવામાં ગુર્જરસેના આવી પહોંચી. ભાટો
રાણી ફરતા ફરી વળ્યા. તેમણે મરતાં સુધી લડવાનો નિરધાર કર્યો હતો.
બે પાંચ માણસોનાં માથાં વઢાયાં તેવામાં દાસીએ બૂમ પાડી.

"હવે વૃથા લડાઈ શા માટે કરો છો? સીસોદણી તો એકલિંગજી
મહાદેવની સેવામાં હાજર થઇ ગયાં છે. દેવીએ કૈલાસવાસ કર્યો છે."

બન્ને સેનાનાં મ્હોં આ સમાચાર સાંભળી કાળાં ધબ્બ થઇ ગયાં.
ગુર્જરસેના પાછી ફરી. પાટણને પાદર મોટી ચિતાઓ ખડકી ઘણા ભાટ
બળી ગયા. બળનારામાં જયદેવ મુખ્ય હતો. જેણે પોતાની આખર લીધી તે
રાજાને અને તેના કારણરૂપ આચાર્યને શાપ વરસાવતો તે ખાખ થઇ ગયો.

જયદેવ મરતી વખતે આપેલા શાપ આ પ્રમાણે હતોઃ

ફટ ભૂંડા ! ફટ પાપીઆ ! તેં લીધા અમોરી લાજ;
તારું જાશે વરસે રાજ, મોત કમોતે વાંઝીઆ !

રાજાને આચાર્યે દિલાસો દીધો અને દૈવમાં વિશ્વાસ રાખવા બોધ આપ્યો. પાટણમાં ભારે દિલગીરી ફેલાઈ.

× × × ×

ચન્દ્રકલાનો આપઘાત, જયદેવનો ચિતાપ્રવેશ, તે સાથે બીજા અનેક ભાટોએ આપેલી હત્યા અને તેમના શાપે કુમારપાળનાં આનંદ અને ઉંઘ લૂંટી લીધાં. આ સમજણા અને ભલા અંતરના રાજાનું કાળજું કોરાવા લાગ્યું. શાન્તિ અને સુખમાં વૃદ્ધાવસ્થા ગાળવાની તેની ઉમેદ બર ન આવી.

હવે તો તે ખપજોગું જ બોલતો, કામપ્રસંગે જ બહાર નીકળતો, ન ચાલતાં જ કોઇને મળતો. બાકી બધો વખત આચાર્યદેવ પાસે રહી ધર્મધ્યાનમાં ગાળતો કે પોતાના મહેલમાં ભરાઈ રહેતો.

લોકોમાં કહેવાતું કે રાજાને કોઢ નીકળ્યો છે. કોઇ કોઈ તો બાળચન્દ્રમુનિ વોરવા આવે ત્યારે બેધડક પૂછતા. બાળચન્દ્રમુનિ મુંગા રહેતા. આ મૌનનો સૌ પોતાને ફાવતો અર્થ કરતું.

× × × ×

એક રાત્રે આચાર્યદેવ પાસે ગુજરાતનો ગાદીવારસ નક્કી કરવાને સભા મળી હતી. ખરી રીતે કુમારપાળ પછી ગાદીના હક્કદાર મહીપાળનો પુત્ર અજયપાળ હતો. પરંતુ હેમચન્દ્રનું કહેવું એમ હતું કે, કુમારપાળના ભાણેજ પ્રતાપમલ્લને ગાદીએ બેસાડવો. તે શાન્ત, સુશીલ અને ન્યાયી છે તેથી પોતાના પુરોગામી રાજાના રાજનિયમોને અનુસરી ભલી ભાતે રાજ ચલાવશે.

આચાર્યદેવનો વિરોધ હોવાથી અજયપાળનું નામ કોઇ ન દઇ શક્યું. છતાં આચાર્યે પોતાની મેળે જ ખુલાસો કર્યો કે, 'કોઇની ઇચ્છા એવી હોય કે અજયપાળ ગાદીએ આવે તો કેમ ? પણ તેમાં એક મોટો વાંધો છે. રાજાએ એવો ગાદીવારસ ઠરાવવો જોઇએ કે, જે પોતાના મતનો હોય, પોતાની રાજનીતિને ઉથલાવી ન પાડે પણ જાળવી રાખે તેવો હોય. અજયપાળ ઉદ્ધત છે, અનાચારી છે, તે પ્રજાપીડક નીવડશે. જૈનમંદિરોનો નાશ કરશે. જૈનાચાર્ય અને જૈન ગૃહસ્થોને પીડશે. જૈન પ્રજાને ત્રાહ ત્રાહ પોકારાવશે.'

સર્વેએ આચાર્યનું કહેવું માન્ય કર્યું. આચાર્યના ઓરડામાંથી બહાર નીકળતા હતા તેવામાં કુમારપાળનો પગ કોઈની સાથે અથડાયો. હંમેશના નિયમ મુજબ ઓરડામાં અંધકાર હતો. એટલે તેમણે "કોણ?" કરીને પ્રશ્ન પૂછ્યો, પણ કંઈ જવાબ ન મળ્યો.

"ગુરુદેવ! આપે કોઈને અહીં સૂવાની રજા આપી હતી?"

"ના, કેમ?"

"અહીં કોઈક સૂતું છે."

"એ તો બાળચન્દ્ર હશે. એને મેં અહીં આવવા ના પાડી હતી, તેથી જ એ આવ્યો હશે. સૂતો છે કે જાગે છે?"

"ઉંઘે છે." કુમારપાળે ધીરેથી જવાબ આપ્યો.

"બુચ્ચો ઉંઘે શું!" આચાર્યે કહ્યું: "આમ ફરીને ચાલો."

કુમારપાળ બહાર આવ્યો.

"અજયપાળ ગામમાં નથી ખરું?"

"નાજી."

"તે ગામમાં જ હોવો જોઈએ. ઠીક, આપ પધારો."

ગુર્જરેશ્વરે વંદના કરી રજા લીધી.

× × × ×

બીજે દિવસે સવારે ગુર્જરેશ્વરને સમાચાર જણાવવા ગુણચન્દ્રમુનિ દોડતા આવ્યા. તેમણે કહ્યું: "બાળચન્દ્રના હાથનું દૂધ પીધું ત્યારથી ગુરુદેવને ઠીક નથી. ઔષધોપચાર કરવાની તેઓ ના પાડે છે. આપ જલદી પધારો."

"ગુરુદેવ પાસે કોણ છે?"

"પંડિત રામચન્દ્રજી બેઠા છે."

"ચાલો, હું આવું છું."

બન્ને શાળાએ આવ્યા. રામચન્દ્રજી કંઈક પાઠ કરતા હતા. આચાર્ય પ્રશાન્ત હતા. બાળચન્દ્રમુનિનો પત્તો નહોતો.

કુમારપાળ ગુરુદેવની સ્થિતિ જોઈ રડી પડ્યો.

"રાજન્! શાન્ત થા. આ જગતમાં કર્માનુસાર એક બીજાનો યોગ-વિયોગ થયા કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ॥

"જેમ કોઈ મહાસાગરનાં મોજાંથી ખેંચાતાં બે લાકડાં એકઠાં થાય અને ભેગાં રહ્યાં ન રહ્યાં ત્યાં તો પાછાં જૂદાં પડી જાય, તે જ પ્રમાણે આ જગતમાં પ્રાણીઓના મેળાપ વિષે સમજવાનું છે.

"આજ મારૂં અવસાન થવાનું છે અને હે રાજા ! તું પણ હવે આ દુનિયામાં છ માસથી વધુ નથી રહેવાનો. સદ્ધર્મમાં તને શ્રદ્ધા હો......"

બોલવાનું બંધ પડ્યું. શ્વાસ મોટેથી ચાલવા લાગ્યા.

થોડી વારે ગુરુદેવના મુખમાંથી સ્પષ્ટઅસ્પષ્ટ શબ્દો સંભળાવા લાગ્યા.*

અખિલ બ્રહ્માંડની કલ્યાણભાવના ભાવતા આ ગુજરાતના પાણિની અને મમ્મટ, ત્યાગી છતાં રાજપુરુષ, વિરાગી છતાં વ્યવહારવેત્તા, કવિ

---

* लोगस्स उज्जोयगरे धम्मतित्थयरे जिणे ।
अरिहन्ते कित्तइस्सं चउवीसं पि केवली ॥ १ ॥
उसभमजियं च वंदे संभवमभिनंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥
सुविहिं च पुप्फदंतं सियलं सिज्जंस वासुपुज्जं च ।
विमल मणंतं च जिणं धम्मं संतिं च वंदामि ॥ ३ ॥
कुंथुं अरं च मल्लिं वंदे मुणि सुव्वयं नमि जिणं च ।
वंदामि रिठ्ठनेमिं पासंतह वद्धमाणं च ॥ ४ ॥
एवं मए अभिथ्थुया विहुय रयमलापहीणजरमरणा ।
चउविसंपि जिणवरा तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥
कित्तिय वंदिय महिया जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग लोहि लाभं समाहि वरमुत्तम दिंतु ॥ ६ ॥
चन्देसु निम्मलयरा आइच्चेसु अहियं पयासयरा ।
सागर वर गंभीरा सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

લોકને વિષે પ્રકાશ કરનાર, ધર્મ અને તીર્થના સ્થાપનાર, રાગદ્વેષના જિતનાર, શ્રી અરિહંત દેવની તેમના નામનું સ્મરણ કરીને સ્તુતિ કરું છું; જે ચોવીસે કેવલ્યજ્ઞાનના ધારણ કરનાર છે. ૧

અને દીપકર્તા, ગુજરાતનું ગૌરવ, જૈનધર્મ અને જૈનસંસ્કૃતિના પોષક અને પ્રચારક પરમપુરુષ કૈવલ્યપદ પામ્યા.

એમની સ્મશાનયાત્રા નીકળી ત્યારે પાટણને દરવાજે એક ચિતા ભડભડાટ બળતી હતી અને તેમાં બળી મરવાને કનોજનો રહેવાસી અને જયદેવનો ભાણેજ પોતાની સ્ત્રી સાથે ઉભો હતો. હેમાચાર્યની શબવાહની આવતી ભાળી તે અવળી દિશામાં જોઈ ગયો અને પોતાની સ્ત્રીને બાથમાં લઈ ભડભડતી ચિતા પર ચઢી બેઠો. વાણીઆઓ ચિતા હોલવવા ગયા, પરંતુ શસ્ત્રધારી ભાટોએ ચિતાને ન અભડાવવા ચેતવણી આપી.

ભાટ લોકોના ફિટકાર અને શાપ સાંભળી, ઢગલો ઢગલો થઈ ગએલ કુમારપાળને અધમૂઆ સ્થિતિમાં મહેલમાં પાછો લાવવામાં આવ્યો.

" ગુરુદેવ ! ગુરુદેવ ! " એવા અવાજે તેનો ઓરડો ભરાઈ ગયો.

સૌ કોઈને રાજમહાલયમાં આવવાની મના હતી.

રાણી ભૂપાલદેવી એકનિષ્ઠાથી પતિસેવામાં લાગી રહી હતી.

---

શ્રી ઋષભદેવ અને અજિતનાથને વંદું છું. સંભવનાથ અને અભિનંદન સ્વામીને, સુમતિનાથ અને પદ્મ પ્રભુને, સુપાર્શ્વનાથ અને રાગદ્વેષના જિતનાર ચન્દ્રપ્રભુને વંદના કરું છું. ૨

સુવિધિનાથ અને શીતલનાથ સ્વામીને, શ્રેયાંસનાથ અને વાસુપૂજ્ય સ્વામીને વિમલનાથ અને અનન્તનાથ સ્વામીને, રાગદ્વેષના જિતનાર ધર્મનાથ અને શાન્તિનાથજીને વંદના કરું છું. ૩

કુંથુનાથ અને મલ્લિનાથને વંદું છું. મુનિસુવ્રત અને નમીનાથ સ્વામીને વંદું છું. રિષ્ટનેમિ, પાર્શ્વનાથસ્વામી તેમ જ શ્રી મહાવીર સ્વામી( વર્ધમાન )ને પણ વંદના કરું છું. ૪

એ પ્રમાણે મેં જેને નામે કરી સ્તવ્યા છે, જેણે રજોગુણરૂપી મેલને ટાળ્યા છે, એવા ચોવીસે જૈનશ્રેષ્ઠ તીર્થંકરો મારા પર પ્રસન્ન થાઓ. ૫

જેમની મેં કીર્તિ કીધી, જેમને મેં નમસ્કાર કર્યા, શુભ ધ્યાનયોગે પૂજા કીધી, જે લોકમાં ઉત્તમ સિદ્ધિપદ પામ્યા છે, તે તીર્થંકરો મને સર્વ રોગરહિત સમકિતની પ્રાપ્તિ કરાવો અને સર્વોત્તમ સમાધિ આપો. ૬

ચન્દ્રમાથી જેઓ અધિક નિર્મળ છે, સૂર્યથી જેઓ અધિક પ્રકાશિત છે, સમુદ્રથી પણ વધુ ગંભીર છે, એવા શ્રી સિદ્ધભગવાન મને મુક્તિપદ આપો. ૭



# પ્રકરણ ૧૬ મું

## ગુર્જરેશ્વર કુમારપાળનું અવસાન

ગુરુદેવના અવસાન પછી કુમારપાળ ઘણો દિલગીર રહેવા લાગ્યો. તેના અંતરને આશ્વાસન માત્ર ભૂપાલદેવી તરફથી જ મળતું. બીજી રાણીઓ પણ તેની સેવામાં રોકાતી, પરંતુ ભૂપાલદેવી તે તો ભૂપાલદેવી જ. તે એક માત્ર પદ્માવતીથી ડરતો. આ પંડિતા, સંસ્કારી અને ઉંચા કુળની રાણી તેના તરફ બહુ વિચિત્ર રીતે વર્તતી. જાણે કુમારપાળને અને પોતાને કંઇ સંબંધ જ ન હોય; અથવા તો કુમારપાળ જાણે તેનો દુશ્મન હોય, એવું તેના વર્તન અને વાણીથી પ્રતીત થતું. આ ભલી રાણીનું ભલપણ તેના પતિ આગળ ઓસરી જતું, સંસ્કાર શુષ્ક બનતો; ફુલ કરમાઇ જતું. તે તો ઘણી વખત ભૂપાલદેવીને મ્હોંએ ચઢીને કહેતી કે, "ચન્દ્રકલાની હત્યા કરનાર, કરાવનાર કે અનુમોદન આપનાર કદિ સુખે સૂવાના નથી." જો કે ચન્દ્રકલાની હત્યા કોઇએ કરી નહોતી, તે જાતે જ આપઘાત કરીને મરણ પામી હતી, છતાં એનું મરણ જે કારણથી થયું હતું તે કારણ પદ્માવતીને સતત સાલ્યાં કરતું. તેનો જૈનવિદ્વેષ એથી સો ગણો વધી ગયો હતો.

× × × ×

ગુરુદેવના અવસાન પછી અજયપાળ પાટણમાં આવીને રહેવા લાગ્યો. કુમારપાળને તેનો ભય અને અણવિશ્વાસ હતો, છતાં તેને પાટણ છોડી જવાનો હુકમ કરવા જેટલું તેનું મનોબળ રહ્યું ન હતું.

× × × 

સાંજનો સમય હતો. સૌથી ઉપલે માળે ગુર્જરેશ્વર મરણપથારીએ પડ્યા હતા ત્યાં આગળ કોઇને જ જવાની રજા ન હોતી. ભૂપાલદેવી અને તેની વિશ્વાસુ દાસીઓ મહારાજાની સેવા કરતાં. આજે નાયકાદેવી (અજયપાળની રાણી) મહારાજાની તબીઅત જોવા આવી હતી. ભૂપાલ-

દેવી અને કુમારપાળને અજયપાળ તરફ જેટલો અભાવ હતો તેટલો જ
તેમને આ યુવતી તરફ સદ્ભાવ હતો.

બારીમાંથી આથમતા સૂર્યનો આછો પ્રકાશ ગુર્જરેશ્વરના મુખ પર પડતો હતો. કોઢથી શરીર સામે જોઈ શકાતું નહોતું તથા અનેક પ્રકારના ધૂપધુમાડા કરવા છતાં આખા ઓરડામાં એક જાતનો કંટાળો આવે તેવી બદબો કાયમ રહેતી. નાયકાદેવીએ કાકા-જીનું શરીર જોઈને નીસાસો મૂક્યો.



"વહુજી! તમે આ અજયપાળને સમજાવોને?" ભૂપાલદેવીએ કહ્યું.

"શું સમજાવું, બાઈજી?"

"પહેલું તો જાણે પદ્માવતીનો સંગ છોડે અને બીજું અમને જંપીને
રહેવા દે. કાકીભત્રીજો હાથમાં હાથ મિલાવી હાંસીઠઠ્ઠીઆરા કર્યા કરે
છે, એમાં આપણા કુળની આબરૂ વધતી નથી. ઘટે છે, હો!"

"બાઈજી! તમારા દીકરાને તો તમે જ કહો તો માને."

"અમારૂં માનતો હોત તો અમે થોડાં જ તને વિનવત, ભા?"

"હું એમને સમજાવીશ."

કુમારપાળે પડખું બદલ્યું અને પૂછ્યું: "શું કહ્યું?"

"તમને પૂછું છું કે, હવે દવા લેવાનો વખત થયો છે, તે આપું?"
ભૂપાલદેવીએ વાત બદલી. નાયકાદેવીએ રજા લીધી.

× × × ×

તે પોતાને ઓરડે આવતી હતી તેવામાં તેણે હાકોટીયારા સાંભળ્યા
એટલે કઠેરા પાસે આવી. નીચે જોયું તો પ્રતાપમલ્લ અને અજયપાળ

લડતા હતા. બન્ને લોહીથી તરબોળ થઈ ગયા હતા. અજયપાળ મોટેથી પ્રતાપમલ્લને ગાળો દેતો હતો, પરંતુ તે પ્રતાપમલ્લના માણસોથી ઘેરાઈ ગયો હતો. આ દશ્ય જોઈ નાયકાદેવીને કમકમાં આવ્યાં. ક્ષણભર તે વિચલિત થઈ ગઈ. તેવામાં તેણે જોયું કે, સણસણાટ કરતું એક તીર આવ્યું અને તેણે પ્રતાપમલ્લનો હાથ વિંધી નાંખ્યો. તેવામાં દરવાજામાંથી 'મારો મારો'ના પડકારા કરતાં માણસો ધસી આવ્યાં. નાયકાદેવી ઓળખતી હતી, કે તે પોતાના પતિના મદદગારો હતા. ક્ષણ વારમાં પ્રતાપમલ્લના સાગરિતો ભોંયભેગા થઈ ગયા.



પ્રતાપમલ્લ સખ્ત ઘાયલ થયો હતો. તેને તમ્મર આવ્યાં અને તે પડી ગયો. અજયપાળ તે તરફ દોડ્યો. તે પોતાની તરવારની અણીથી પ્રતાપમલ્લની છાતી વિંધી નાંખવા જતો હતો, એમ સ્પષ્ટ સમજાતું હતું. તેવામાં ધબ્બાક અવાજ થયો, અને દાદર પરથી કોઈ પડી ગયાનો અવાજ

સાંભળ્યો. આમ જવું કે તેમ? નાયકાદેવી મુંઝાઈ. તેણે પોતાની ડોકમાંથી
હાર કાઢયો અને બરાબર અજયપાળને વાગે તેમ ફેંકયો. હાર
વાગતાં અજયપાળે ક્રોધથી ઉપર ચારે બાજુ જોયું. એટલે નાયકા-
દેવીએ તાળી પાડી તેનું ધ્યાન ખેંચ્યું અને મોટેથી બોલીઃ

"ખબરદાર, પ્રતાપમલ્લને કંઈ કરતા. એ કળોઈ છે.* મારા સમ
છે; કંઈ કરો તો, મારા સમ. મને મરતી દેખો. હું વહાલી હોઉં તો મારું
વચન નહિ ઉથાપો. જુઓ, કહું છું, મારા સમ." નાયકાદેવી ગાંડાની
માફક બોલતી હતી અને પોતાના ગળા પર હાથ ફેરવી સમની નિશાની
કરતી હતી. ગુરુજનની લાજ, પોતાનો મોભો, સ્થાન કે પરિસ્થિતિ એ
બધું તે ચૂકી ગઈ હતી. અજયપાળે પ્રતાપમલ્લ સામે જોયું. નાયકાદેવી
સામે જોયું, અને તરવાર ફેંકી દીધી.

× × × ×

એ વખતે ખડખડાટ હસવાનો અવાજ નાયકાદેવીએ સાંભળ્યો. તેણે
જોયું તો પદ્માવતી પોતાના તરફ આવતી હતી.

"ચોખ્ખો ટલિયુસ!" પદ્માવતી બોલી. તેનું હાસ્ય કાયમ હતું.

"કેમ?" નાયકાદેવીએ ગુસ્સાથી પૂછ્યું:

"પ્રાચીન કાળમાં ક્ષત્રાણીઓ પતિને શૂરાતન ચઢાવતી અને તમે શું
કર્યું તે મેં નજરે જોયું." પદ્માવતી હસતી હસતી બોલી.

"ધૂળ પડી તમારા આ અજ્ઞાન ઉપર," નાયકાદેવી તિરસ્કારથી બોલી.

'કાકીભત્રીજે હાથમાં હાથ મેળવી હાસીઠીઠીયારા કૂટવા કરે તેમાં કુળની
આબરૂ વધતી નથી, ઘટે છે હો!' ભૂપાલદેવીના આ શબ્દો નાયકાદેવીનું
હૈયું વલોવી નાખતા હતા. તેણે અગ્નિઝરતી આંખે પદ્માવતી સામે જોયું.

"ધૂળ પડી હશે તો ખંખેરી લઈશ, વહુજી!" પદ્માવતી બોલી અને
નાયકાદેવીને હસવામાં ઉડાવી દીધી.

"તમારાથી તો ધરતી લાજી મરે છે, બાઈ!" નાયકાદેવીએ દેવતી
વરાળ કાઢી.

"આપણા બન્નેથી," પદ્માવતી હજી હસતી જ હતી: "તમારા પતિ

---

* બેન કે દીકરીનાં છોકરાં કળોઈ ગણાય છે.

શત્રુઓથી ઘેરાઇ ગયા હતા અને માથું શિરથી જુદું થવાની ઘડી હતી ત્યારે તમે તેને માટે શું કર્યું? મેં જો તે ઘડીએ પ્રતાપમલ્લનો હાથ ન વીંધી નાંખ્યો હોત તો તમારો ચોટલો ચાલ્લો અળસાઇ ગયો હોત; શાણી! લાજવું તો તમારે જ જોઇએ કે, ધણી જેવા ધણી માથે કષ્ટ આવ્યું ત્યારે તમે કશું કરી શકયાં નહિ. તમારા કરતાં તો ઠચરી ભૂપાલદેવી હજાર દરજ્જે સારી, જે ભાણેજને માથે દળકટક ભાળી એણે પડતું મૂક્યું."

નાયકાદેવી ઝંખવાણી પડી ગઇ. તે એક અક્ષર પણ ન બોલી શકી.

"પગ પૂજો એ પતિના કે જેણે તમારૂં વેણુ માની તરવાર ફેંકી દીધી." પદ્માવતી આટલું કહીને ચાલી ગઇ અને જ્યાં આગળ ભૂપાલદેવી પડી ગઇ હતી ત્યાં આવી. નાયકાદેવી પણ ત્યાં ગઇ.

પત્થરનું પગથીઉં માથામાં અફળાવાથી તેની ખોપરી ફૂટી ગઇ હતી અને પ્રાણ ચાલ્યા ગયા હતા.

"ઉપર કોણ કોણ હતાં? તું હતી કે? કેમ તેં એને પડી જવા દીધી?" પદ્માવતીએ સત્તાથી પૂછ્યું.

"જી બા! અજયપાળ બાપુનું તોફાન જોઇ એમને લાગ્યું કે હમણાં તેઓ ઉપર આવીને મહારાજનો શિરચ્છેદ કરશે, એટલે ન ખમી શકાવાથી તેમણે પડતું મૂક્યું." દાસીએ રડતે રાગે કહ્યું.

"અને ઉપર એમની પાસે કોણ છે?"

"કોઇ જ નથી. ધડધડાટ સાંભળી અમે નીચે આવ્યાં."

"આવી જ રાજસેવા કરો છો ને? તમને બધીને ફાંસીને માંચડે ચઢાવવી જોઇએ."

અત્યારે પદ્માવતીનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. બીજી રાણીઓ એકઠી થઇ ગઇ હતી, પણ કોઇ બોલતું નહોતું.

"હં, નાયકાદેવી! તું ઉપર જા. જો મહારાજને કેમ છે. હું જઇશ તો વળી માણસો કહેશે ઝેર દીધું કે કામણ કર્યું."

નાયકાદેવી આ હુકમ સાંભળી થથરી. હુકમ 'તમે' કહીને નહોતો પણ 'તું' કહીને હતો તે તરફ પણ એનું ધ્યાન ગયું.

"હં અં અં અં, ખમચાઓ છો, ખરૂં? વહુવારૂ માણસથી સસરા

પાસે કેમ જવાય, એમ કાં ? દાસીઓ ! જાઓ તો. તમે બધી વિશ્વાસુ છો તો !"

દાસીઓ ઉપર ગઈ. ઉપરના સમાચાર જાણવા પદ્માવતી ઉત્કંઠાથી રાહ જોતી હતી. તેવામાં દાસીઓના રોવાના અને કૂટવાના અવાજ સાંભળી તે ઉપર ગઈ. "ચૂપ રહો. બહુ વફાદાર હો તો નમઃ શિવાય, નમઃ શિવાય કરો. હજી એમનામાં પ્રાણ છે ત્યાં જ રડારોળ મચાવી !" તેણે દાસીઓને શાન્ત રાખી.*

પદ્માવતી ઉંચે આકાશ સામે મીટ માંડી સ્તુતિ કરવા લાગી. તેના

---

* देवदेव जगन्नाथ ! भक्तानामार्तिनाशन !
कैलासाधिपते देव ! पार्वतीप ! महाप्रभो ! ॥ १ ॥
जटाजूटलसद्गङ्गाप्रवाहेन सुशोभित !
गजव्याघ्रचर्मणा त्वं संवृतोऽसि समंततः ॥ २ ॥
भूतिभूषित भव्याङ्ग भूतप्रेतादिकैर्युत !
सौम्यरूपोऽस्तु देवेश ! प्रसन्नोऽस्तु ममोपरि ॥ ३ ॥
अयं श्रीगुर्जराधीपः त्वयि भक्तियुतः सदा ।
कदापि हीनलोकानां वचनेन विमोहितः ॥ ४ ॥
त्वया त्वच्छरणे प्राप्तः सुप्रसन्नेन चेतसा ।
परा शान्तिः प्रदातव्या करणीयः स्वको जनः ॥ ५ ॥

હે દેવ ! હે જગન્નાથ ! હે ભક્તોનાં દુઃખો ટાળનાર ! હે કૈલાસપતિ ! હે પાર્વતીપતિ ! હે મહાપ્રભુ ! ૧. જટાજૂટમાં શોભતી ગંગાના પ્રવાહથી સુશોભિત હે મહાદેવ ! તમે વાઘાંબર તથા ગજાંબરથી ઢંકાયલા છો. (મતલબ કે તે વધે પહેર્યાં છે.) ૨. હે ભસ્મથી વિભૂષિત ભવ્ય અંગોવાળા ! ભૂતપ્રેતાદિથી યુક્ત ! હે દેવેશ ! તમે શાન્તરૂપવાળા થાઓ અને મારા પર પ્રસન્ન થાઓ. ૩.

આ ગુજરાતના રાજા સદા તમારે વિષે ભક્તિભાવવાળા છે. (સોમનાથ મહાદેવનું મંદિર બંધાવી આપ્યું છે.) કોઈ કોઈ વાર હીન માણસોનાં વચનોથી અત્યંત મોહ પામેલા છતાં આપે પ્રસન્ન ચિત્તથી એમને આપને શરણે લેવા જોઈએ. એમને પરમ શાન્તિ આપવી જોઈએ, અને હમેશ માટે આપના ભક્ત બનાવવા જોઈએ. ૪-૫.

મુખ પર એક જાતનું દૈવી તેજ ઝળકી રહ્યું હતું. પછી તેણે ગુર્જરેશ્વરને ઉદ્દેશીને બોલવા માંડ્યું:

"प्रेहि प्रेहि पथिभिर्पूर्व्येभिर्यत्रा नः पूर्वे पितरः ।
उभा राजाना स्वधया मदन्ता यमं पश्यसि वरुणं च देवं स्वाहा ॥
संगच्छस्व पितृभिः संयमेनेष्टापूर्तेन परमे व्योमन् ।
हित्वा यावद्यं पुनरस्तमेहि संगच्छस्व तन्वा सुवर्चाः स्वाहा ॥"

(ऋग्वेद मं. १०. सु. २०)

ઋગ્વેદની ભવ્ય ઋચાઓના ઘોષથી આખા ઓરડાનું વાતાવરણ પવિત્ર અને પ્રભુમય બની ગયું. નાયકાદેવી આ ભવ્ય સ્ત્રી સામે—જેનો પોતે ઘડી પહેલાં તિરસ્કાર કર્યો હતો—પૂજ્ય ભાવના આવેશપૂર્વક નિહાળી રહી. પદ્માવતી સિવાય સૌ મૌન હતાં. संगच्छस्व संगच्छस्वના શબ્દ સાંભળતાં ગુર્જરેશ્વર કુમારપાળે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો.

બરાબર આજ સમયે અજયપાળ ઉપર આવ્યો. પદ્માવતી સિવાય સૌ કંપી ઉઠ્યાં. નાયકાદેવી અજયપાળ શું કહે છે તે સાંભળવા ઉત્સુક બની. રાણીઓ અને દાસીઓ નીચે જવા ઉઠી.

"શિવ ! શિવ ! શિવ ! શિવ ! કાકા આ લોક છોડી ગયા લાગે છે."

"હા." પદ્માવતીએ અજયપાળને જવાબ આપ્યો. પછી તે નીચે જવા ઉઠેલી રાણીઓ અને દાસીઓને ઉદ્દેશીને બોલી: "અહીં જ બેસો."

દાસીઓ તથા રાણીઓ સમજી ગઇ કે, બીજી આજ્ઞા થતાં સુધી આપણે રાણી પદ્માવતીનાં બંદીવાન છીએ.

"આપ નીચે જઇ દરબારગઢ પર ગુપ્ત પહેરો બેસાડી દો. જો જો, પંખી પણ ન સંચરવા પામે અને આપણે છૂટો મૂકાવેલો પ્રતાપમલ્લ ઘાયલ દશામાં જ્યાં હોય ત્યાં તેને તથા તેનાં માણસોને કેદ કરો. રાજ-પુરોહિતને મારી પાસે મોકલો. વાણીઆઓ પર ચાંપતી દેખરેખ રાખજો. આપણા માણસોને ટુકડીબંધ પાટણની પોળે પોળે ગોઠવી દો અને પછી તરત અહીં પધારો. એટલે હું આપનો રાજ્યાભિષેક કરૂં. અભિષેક થતાં સુધી આ સમાચાર બહાર ન પડવા જોઇએ."

જવા લાગ્યો.

અજયપાળ ઉપલી વ્યવસ્થા કરવા સારૂ જવા લાગ્યો.
"કોષાગાર(તિજોરી) અને શસ્ત્રાગાર(હથિયાર ખાતું) પર આપણા વિશ્વાસુ માણસો ગોઠવજો. આ બાબતમાં રખે પ્રમાદ થાય. આપ બીમ-દેવને* કહેશો, એટલે તે જ ઘણીખરી વ્યવસ્થા કરી લેશે. લશ્કર તો આપણું છે જ." પદ્માવતીએ વધુ શિખામણ આપી.

અજયપાળ ગયો.

આ પ્રમાણે કુમારપાળ (ઇ. સ. ૧૧૭૪) સંવત ૧૨૨૯ ના પોષ સુ. ૧૨ ને રોજ લુતા નામના કોઢથી મરણ પામ્યો[1] અને તેના પછી તેની આનચ્છા છતાં પદ્માવતી રાણીની કુનેહથી અને પોતાના બાહુબળથી મહીપાળનો પુત્ર અજયપાળ ગુજરાતની ગાદીએ બેઠો.

## પ્રથમ ખંડ સમાપ્ત

---

* અજયપાળનો નાનો ભાઈ તેની તથા તેની રાણી લીલાવતીની હકીકત બીજા ખંડમાં આવશે.

૧. કચ્છના રાજા લાખા ફુલાણીની માતા દેવી કામલતાએ (મેરૂતુંગાચાર્યના મત પ્રમાણે) સોલંકીરાજના સ્થાપનાર ગુર્જરેશ્વર કુમારપાળને શાપ આપ્યો હતો, કે "તેં મારા પુત્રને માર્યો માટે તારા કુટુંબનો કોઢથી નાશ થશે." રાસ. પૃ. ૮૯. भावो भावी भवत्येव, नान्यथा सोऽमरैरपि । पूर्वं कामलदेव्या यच्छापितो मूलभूपतिः ॥ (કુમારપાળ પ્રબંધ) જે બનવાકાળ હોય છે તે બને જ છે. દેવોથી પણ તે ફેરવી શકાતું નથી. પૂર્વે કામલદેવીએ મૂળરાજને શાપ દીધો હતો તેનો આ વિપાક છે. રાસ. પૃ. ૨૯૨. ગુ. પ્રા. ઈ. પૃ. ૨૨૯.

કેટલાકનું કહેવું એમ છે, કે અજયપાળે કુમારપાળને કેદ કર્યો હતો અને ઝેર દઈને મારી નાંખ્યો હતો.

# પાટણની પ્રતિષ્ઠા

## દ્વિતીય ખંડ

# દ્વિતીય ખંડ

પ્રેમસરિતા વહી રહી છે, પ્રેમતરંગ ઊઠે તેમાં,
કોઈ ગોથાં ખાઈ ડૂબે, કોઈ તરી શકે તેમાં;
પ્રેમ કોઈને અવિચ્છિન્ન સુખ દેતો હર્ષ વધારે છે,
અને કોઈને હૃદયદાહનું કારણ પૂરું પાડે છે.
રહી પ્રેમમાં ઈર્ષ્યા, દ્વેષ, અને પ્રણયપરિણય પણ છે,
વિષ સમ હોવા છતાં કોઈને સુધા સમો મધુમય પણ છે;
પ્રેમાકર્ષણથી પ્રભુને ધરતી પર પ્રાણી લાવી શકે,
નિરાકારને પ્રબલ પ્રેમ સાકાર સ્વરૂપ બનાવી શકે.
કોઈ પ્રેમ-પંથમાં પડીને બની જાય છે વૈરાગી,
કોઈ વળી ઉપભોગ ચાહતા બની વિષયોના અનુરાગી;
જન્મ પ્રેમથી, મૃત્યુ પ્રેમથી, સૃષ્ટિ પ્રેમથી અને વિનાશ,
પૃથ્વી પર બસ પ્રેમ ગુંજતો, ઉપર ઝૂરે છે આકાશ.*

---

* દ્વિજેન્દ્રલાલ રાયના એક નાટકમાંથી પ્રેમ વિષેના ગાયનનો અનુવાદ, ઉપયોગી લીટીઓ લઈ બાકીની છોડી દીધી છે.



## પ્રકરણ ૧ લું
## પ્રેમ

"પરમાર...પરમાર..." બહારથી અવાજ આવ્યો.

"હીરા! કહે તો, કે બાપુ તો કચેરીમાં ગયા." અવાજ સાંભળી ષોડશવર્ષીયા રૂપગુણસંપન્ન બાલા બોલી. પરંતુ હીરા જવાબ આપે તે પહેલાં એક નવજુવાન આવીને ઉભો રહ્યો.

"મહારાજા અજયપાળની આજ્ઞાથી હું પરમારને કચેરીમાં તેડી જવા આવ્યો છું." આવનાર યુવકે ખુલાસો કર્યો.

બાલાએ માથા પરનો ઓઢણીનો છેડો ઠીક ઠાક કર્યો અને પાસે ઉભેલી પોતાની દાસી હીરા તરફ જોયું.

"બાપુ તો કચેરીમાં ગયા. તમને સામા ન મળ્યા!" બાલાની દૃષ્ટિનો અર્થ સમજી હીરા બોલી.

"ના, સામા તો ન મળ્યા. તેમણે બીજો રસ્તો લીધો હશે," યુવાને કહ્યું: "ઉતાવળે અંદર આવવાને માટે ક્ષમા માગું છું. મેં જાણ્યું, પરમાર અંદર છે." વિનયભરી વાણીમાં તેણે ક્ષમાની યાચના કરી અને છાનામાના બાલાને નિહાળી લીધી. બાલા નીચું જોઇ રહી હતી.

"ના, ના. એમાં હરકત નહીં. તમે કોચવાશો નહીં. અમને તમારા આવવાથી બિલકુલ માઠું લાગ્યું નથી." દાસીએ વિવેકભરી ભાષામાં કહ્યું.

"ત્યારે હું જલ્દી કચેરીમાં પહોંચી જાઉં. મહારાજા મારી રાહ જોતા હશે." યુવાને કહ્યું અને ચાલવા લાગ્યો.

"પધારજો." જતાં જતાં યુવાને દાસીનો મધુર ટહુકો સાંભળ્યો.

આ યુવાન તે ગુર્જરાધીશ્વર મહારાજા અજયપાળનો લઘુ બંધુ ભીમદેવ હતો. ઉતાવળો ઉતાવળો તે રાજકચેરીમાં ગયો અને જલદી જલદી પોતાને આસને બેસી ગયો. પરમાર જેતસિંહનું* આસન તેની પાસે જ હતું. તેણે પરમારના કાનમાં કહ્યું: "હું તો મહારાજાની આજ્ઞાથી આપને બોલાવવા ઠેઠ આપને ઉતારે જઇ આવ્યો."

"હમણાં જ મહારાજાએ મને કહ્યું. માફ કરજો, આપને નકામો આંટો થયો." પરમારે વિનયશીલતા દાખવી.

મહારાજા અજયપાળના રાજ્યાભિષેકનો પ્રસંગ હતો. રાજતિલક થયું, આશીર્વાદો અપાયા, ધોળ કરવાનો સમય થયો.

"હું જરા ઉતારે જઈ આવું," પરમારે ભીમદેવના કાનમાં કહ્યું.

"કેમ?" ભીમદેવે પૂછ્યું.

"ગુર્જરાધીશ્વરને ભેટ ધરવા, મેં એક મૂલ્યવાન હીરાનો હાર તૈયાર કરાવ્યો છે. મારે ત્યાં દેખાવમાં તેના જેવો જ પણ કિંમતમાં તેના કરતાં હલકો એક બીજો હાર છે. કામદાર ઉતાવળમાં તે મૂલ્યવાન હારને બદલે આ બીજો હાર કચેરીમાં લઈ આવ્યા લાગે છે. આટલા બધા માણસોની ઠઠમાં કામદાર ક્યાંથી જડે, નહીં તો તેને મોકલત. એટલે હું જાતે જ જઇ આવું."

"આ હાર ભેટ કરો તો ન ચાલે?" ભીમદેવે સરળતાથી કહ્યું.

"અરે, એમ થાય? મહારાજાના ચતુર ઝવેરીઓ આ હારની કિંમત પળમાં સમજી જાય તો પછી બધા મંડળેશ્વરોમાં મારું ભૂષણ શું રહે?"

"તમે અડધેથી ઉઠીને ચાલ્યા જશો તો પૂછાપૂછ નહિ થાય?"

"ઘણીય થશે, પણ શું કરું? માણસો કોઇ દેખાતાં નથી. તમે કૃપા કરી જાઓ તો મારી મુંઝવણ ટળે," પરમારે હેતથી કહ્યું.

"ભલે, હું દોડતે ઘોડે જાઉં છું. હમણાં આવ્યો જાણો. હજી પાટણનું કીર્તિગાન થશે. પછી ભાટચારણો મહારાજાને બિરદાવશે. તેમને મહારાજા પોષાક, ઇનામ તથા ગામગરાસ આપશે. પછી ભાયાતો ધોળ કરશે. આમ આપનો વારો આવતાં વાર લાગશે. ત્યાં તો હું આવી પહોંચીશ" ભીમદેવ

---

* આબુ અથવા ચન્દ્રાવતી પર આ સમયે જેતસી પરમાર હતો.

બોલ્યો. તેને આ ભાવતું હતું અને વૈદે ચિંધ્યા જેવું થયું. પેલી આકર્ષક બાળાનાં પ્રથમ દર્શને જ તેના હૃદયમાં ઝણઝણાટી થઇ હતી. તે કુંવરીને તરતમાં જ બીજી વાર મળવાનો પ્રસંગ આવ્યો તેથી તેણે શુભ શુકન માન્યા. કચેરીમાંથી બહાર આવી પોતાના પાસવાનને બોલાવ્યો અને ઘોડો મંગાવી ચાલી નીકળ્યો.

× × × ×

"તે પણ પેટીની કુંચી બાપુ પાસે છે. તમે લેતા આવ્યા છો ?" ભીમદેવનું કહેવું સાંભળી હીરા બોલી.

"ના. તેમણે મને કુંચી તો આપી નથી. કુંચી કદાચ કામદાર પાસે હશે અને તે મળ્યા નહીં તેથી તો મારે આવવું પડ્યું. તમારી પાસે બંધ બેસે તેવી બીજી કુંચી નથી ?" ભીમદેવે જવાબ આપ્યો.

"જો તો ધૂપેલના ઘરાંમાં કુંચીઓ છે, તેમાંની કોઈ લાગુ પડે છે ?" બાળા પ્રથમ વાર બોલી. તેના અવાજમાં રૂપાની ઘંટડીનો રણકાર હતો. તે બાજઠ પર બેઠી બેઠી કંઈ ભરતકામ કરતી હતી.

"જલદી કરજો હો ? લો ઘોળનો સમય થઇ ગયો છે." ભીમદેવે કહ્યું. દાસી કુંચીઓ કાઢવા ગઈ.

"સાંભળ્યું કે ? કહે છે: ઘોળનો સમય થઈ ગયો છે." બાળાએ દાસીને સંબોધીને કહ્યું અને નીચી નજરે પોતાનું કામ કરવા લાગી.

"જસા મહેતાનું હૈયું સાવ ફુટી ગયું છે. પણ હજી બાપુ તેમને આરામ આપતા નથી," તે બોલી. જસા મહેતા તે જેતશી પરમારના કામદાર. જસા મહેતા વૃદ્ધાવસ્થાને લીધે ભૂલકણા થઇ ગયા હતા, તેથી ઘણી વખત ઓડનું ચોડ કરી બેસતા.

દાસી કુંચીઓ બંધ બેસાડવા લાગી, પણ તેનાથી કંઈ થઈ શક્યું નહીં. તેથી તે કંટાળીને બોલી: "બા! મારાથી તો તાળું નથી ઉઘડતું."

"ત્યારે આટલો બધો વખત ન બગાડતાં વહેલાં બોલી હોત તો ?" બાળા બોલી. તેનું કંઇક ગુસ્સાભર્યું મોં ભીમદેવને ખૂબ આકર્ષક લાગ્યું.

તે ઉઠી અને પેટી ઉઘાડવા ગઈ. ભીમદેવ તેની ઉભા થવાની છટા અને હંસગતિ નિહાળી રહ્યો.

## પ્રકરણ ૨ જું



## પત્ની ને પ્રેમિકા વચ્ચે

પ્રિયજન-વિજોગ શે સહેવાય;
દાહ બળે દિલડામાં અતિશય ભડકે તન શેકાય —પ્રિયજન૦
બળે છતાં પણ ખાખ ન થાયે;
મરણ-તોલ પણ જીવ ન જાયે;
રહ્યું રહ્યું રીબાય... આ તન રહ્યું રહ્યું રિબાય.—પ્રિયજન૦
હીમરશ્મીનાં શિતલ કિરણો,
આગ તણા અંગારા લાગે;
હવે તો મરણ મુક્તિ ઉપાય ખરેખર મરણ મુક્તિ.—પ્રિયજન૦*

બીમદેવને તે રાત્રે પેલી બાળાનાં સ્વપ્નાં આવ્યાં. પડખામાં પોઢેલી લીલાદેવી પોતાના સ્વામીની વ્યગ્રતા પારખી ગઈ, પણ તેનું કારણ જાણી શકી નહિ. તેણે વહાલથી બીમદેવને બાથમાં ઘાલ્યો અને પ્રેમભર્યું ચુંબન લીધું તથા કુમાશભર્યા હાથથી હળવે હળવે બીમદેવના વાળનાં ઝુલ્ફાં સમા કરવા લાગી.

બીમદેવે ઉંઘમાં ને ઉંઘમાં લીલાદેવીને આલિંગન કર્યું અને તેને કચડી નાખી. ભોળી બાળા પોતાનો સ્વામી સ્વપ્નમાં પણ પોતાના સંબંધનાં અનુભવે છે, એ વિચારે રાજી રાજી થઈ ગઈ. તેણે વળી બીમદેવના કપાળ પર ચુંબન કર્યું અને બાથ ઢીલી કરી.

બીમદેવ સ્વપ્નમાં પોતાની સામે ઉભીને મંદ હાસ્ય હસતી પેલી બાળાને જોતો હતો. તેનાં કાળજું કોરતાં કટાક્ષ બીમદેવનાં હૈયાં સોંસરવાં નીકળી જતાં હતાં. તેના ગોરા ગાલ પર ભભકતી ગુલાબી ઝાંય તેના અંતરને ઉકળાવી નાંખતી હતી. બાળાનું સુઘટિત લલિત માંસલ શરીર

---

* અંગદવિષ્ટિ નામે આ લેખકના નાટકમાંથી.

દેદીપ્યમાન દીસતું હતું. ભીમદેવે આસપાસ જોયું. કોઇ નહોતું. તે એકદમ ધસ્યો, બાળાને બાથમાં લીધી અને કચડી નાંખી. નીચે નમીને અમીમય ઓઠ ચૂમી લીધા.

વાસ્તવિક રીતે આ ચુંબન અને આલિંગન લીલાદેવીને થયાં હતાં. તેણીએ પણ પ્રેમભર્યો પ્રત્યુત્તર વાળ્યો તે આપણે જોયું. ભીમદેવની નિદ્રા ઉડી ગઇ.

"સોણાંમાં પણ સખણા નથી રહેતાને ?" લીલાદેવીએ સ્વામીની સોડમાં પડ્યાં પડ્યાં કહ્યું.

"હા." ભીમદેવ બોલ્યો. તેના અવાજમાં રસ નહોતો.

"એવા છે ને !" લીલાદેવીએ ભીમદેવના ગાલપર ટપલી લગાવતાં કહ્યું. તે વધુ ભિડાઈ, સાવ લગોલગ—જાણે એક થઈ હોય એમ તે સૂતી હતી.

બિચારી આ ભોળી બાળાને શી ખબર કે તેનો સ્વામી શાં સ્વપ્નાં જૂએ છે ! ભીમદેવ શરમાયો. પોતાની વહાલસોઈ પત્નીની સોડમાં રહ્યો રહ્યો પોતે કેવા વિચાર કરતો હતો ! તેને પોતાના મનપર જરા તિરસ્કાર આવ્યો. લીલાદેવી ઉપર હેત ઉભરાયું.

"લીલા ! હજી જાગેછ ?" ભીમદેવે લીલાદેવીના ગાલપર હાથ ફેરવતાં કહ્યું.

"ત્યારે ઉંઘમાં બકું છું એમ તમે માન્યું ?" દેવી બોલી અને ખડખડાટ હસી.

"હું એમ પૂછું છું, કે તું ક્યારની જાગે છે ?" ભીમદેવ કંઇક ઝંખવાણો પડી બોલ્યો.

"જ્યારની સૂતી ત્યારની, આપે તો એક ઉંઘ પણ ખેંચી કાઢી, ખરૂં ના ?" હજી તે હસતી જ હતી. "લ્યો, ઉંઘી જાઓ. હવે વળી કહેશો, તેં ઉજાગરો કરાવ્યો !" તે કંઇક ગંભીર થતાં બોલી: "મારા તો ભોગ જો છે ભલા. ન બોલું તો કહેશે આખો દહાડો મુંગી જ રહે છે અને બોલું તો કહેશે ટક ટક મૂકતી જ નથી."

લીલાદેવી ચોહાણ સરદાર સમરસિંહની લાડકવાઈ પુત્રી હતી.[1] તેના

---

[1] જુઓ, ગોવિંદભાઈ હાથીભાઈકૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૨૪૧.

(અજયપાળની પટ્ટરાણી)એ પોતાના
રૂપ ગુણપર મોહ પામી નાયકાદેવી
દીયર માટે તેની પસંદગી કરી હતી. હજી તો તે પંદર વરસની છોકરી
હતી. હસવું અને હસાવવું એ લીલાદેવીનો પ્રિય વ્યવસાય હતો. નાયકા-
દેવીને લીલાનો સરળ અને નિષ્કપટ સ્વભાવ બહુ ગમતો હતો. તે જેટલું
દીયર ઉપર વહાલ રાખતી તેના કરતાં અનેકગણું વહાલ તેને લીલાદેવી પર
હતું. ભીમદેવ અને લીલાદેવી વચ્ચેના પ્રણયકલહ નાયકાદેવી આગળ શમતા.
લીલાદેવીથી રિસાયલા ભીમદેવને મનાવવાનું કામ નાયકાદેવીને કરવું પડતું.

× × × ×

"દીયરજી! આજે આંખો લાલઘુમ કેમ છે વારુ?" બીજે દિવસે
સવારમાં નાયકાદેવીએ ભીમદેવને જોઈ કહ્યું.
"આજે આખી રાત તે જંપ્યા જ નથી," લીલાદેવીએ રાવ ખાધી.
"દીયરજી! લીલા સાચું કહે છે?" મહારાણી ભીમદેવને સંબોધીને
બોલ્યાં: "બહુ વિચાર ન કરીએ. નહીં તો વિચારવાયુ થઈ જાય."
"એ કેંદી સાચું બોલે છે." ભીમદેવે જરા આવેશમાં કહ્યું અને
જરા ગુસ્સાભરી આંખે લીલાદેવી સામે જોયું.
"સેનાધિપતિ થયા તે જાણ્યું. એમાં લીલા સામે આવડા ડોળા
શા કાઢવા? લડવું હોય તો દુશ્મન પાસે જાઓ. આ બિચારી પાસે શું
છે?" મહારાણી નાયકાદેવી બોલ્યાં અને મર્મભર્યું હસ્યાં. લીલાદેવી તેમની
સોડમાં લપાઈને ઉભી રહી. ભીમદેવને ગુર્જરાધીશ્વરે સેનાધિપતિ બનાવ્યો,
એ બનાવને લક્ષીને નાયકાદેવી બોલ્યાં હતાં.
"લીલા! તું શણગાર સજી તૈયાર થા. આજે આપણે કુમારપાળે-
શ્વર મહાદેવનું પૂજન કરવા જવાનું છે. રાજપુરોહિત આવીને બેસી રહ્યા
છે." મહારાણીએ લીલાદેવીને કહ્યું.
થોડી વારે લીલાદેવી સજ્જ થઈ, એટલે તેને લઈને મહારાણી ગયાં.
ભીમદેવ એકલો પડ્યો, એટલે તે પોતાના મનમાં પેલી બાળાને
સંભારવા લાગ્યો. આંખો મીચી કે તેનું હસું હસું થઈ રહેલું મનોહર
મુખ દેખાયું. થોડે થોડે તે સ્વરૂપ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગ્યું. જે શણ-

ગારમાં પોતે આગલે દિવસે બાળાને જોઇ હતી તે જ શણગારમાં આજે ભાળી. તે ધીમે ધીમે ગણગણતો હતો:

મનહર છંદ

સૂરજને ચાંદે આજ, આભમાંથી ઉતરીને,
યૌવનભરીની જાણે આંખ અજવાળી છે.
ભાલની વિશાળતાએ વ્યોમને વટાવી દીધું;
ચાંદલાએ ચાંદનીને ફુલાવી ફેલાવી છે.
કેશનો કલાપ સાપ શેષને સ્મરાવે વળી;
અંબરે સાગર શરમાવવાની સારી છે.
હાસ ને વિલાસ તે તો ધ્વંસ કરે ધીરતાનો;
કટાક્ષ નહીં એ જાણે કારમી કટારી છે:
મુખમાં મધુર અમી ભરપૂર ભર્યું તેની
સાખ પૂરવાને ગાલે લાલી પથરાઇ છે.
નાક તણા વાંકે કાંક પોપટ લજાયા તેથી,
બિંબને બતાવીને મનાવવા સજાઇ છે.
કુચની કઠોરતાને કાઢવાને ક્રોધ કરી;
કુમળી છતાંએ આજ છાતી ઉભરાઇ છે.
કટિ તણી કૃશતાની દયા ખાઇ દિલ વિષે;
જાંઘની જાડાઇ જગદીશથી દેવાઇ છે.
હંસ તણો વંશ બધો ચાલ શીખી ચતુરાથી;
કોકટ બડાઇ બોલી માન ખાટી જાય છે.
માખણના પિંડા તણી પ્રતિમા શી પંડ સોહે;
મોહે મન મારૂં, ઉર અતિ અકળાય છે.
પાસે તુંહી, આધે તુંહી, તુંહી દશ દિશા માંહી;
થાવર ને જંગમમાં તું એક કળાય છે.*

---

*જુઓ અમરુશતકનો છેલ્લો શ્લોક સા સા સા સા જગતિ સકલે કોઽયમદ્વૈતવાદઃ ।

આવું તો ઓસરી જાયે, પછીથી પ્રકટ થાયે;
મળવા ચાહું છું પણ મળી ક્યાં શકાય છે?

ભીમદેવ આમ વિરહાકુલ દશામાં લવતો હતો. તેવામાં તેનો પરમ મિત્ર અમરસિંહ* આવ્યો. તેણે ભીમદેવને ધ્યાનમગ્ન દશામાં જોઇ કહ્યું: "ઓહો! સેનાપતિરાજ! તમે અત્યારથી વ્યૂહરચના કરવા મંડી ગયા જણાઓ છો ને!"

"અમર! તું આવ્યો. સારૂં થયું. આવ, બેસ. મારે તને એક ખાનગી વાત કહેવી છે." ભીમદેવે આંખો ઉઘાડી અમરસિંહ સામે જોયું અને પ્રેમભરી વાણી બોલ્યો.

અમરસિંહ ભીમદેવ બેઠો હતો તે હીંચકા પર બેઠો અને હળવે હળવે હિંચકો હલાવવા લાગ્યો. ભીમદેવ કેટલોક વખત તો બોલ્યા ચાલ્યા વગર અમરસિંહ સામે જોઇ રહ્યો. પછી ધીર રહીને બોલ્યો: "આજે કેમ મોડો?"

"હું તો હમ્મેશ કરતાં વહેલો છું." અમરસિંહે હસતાં હસતાં કહ્યું.

"મને તો લાગે છે, તું ઘણો મોડો આવ્યો છે."

"આપની માન્યતા ફેરવવાની મારામાં તાકાત નથી."

થોડી વાર સુધી બન્નેમાંથી કોઇ બોલ્યું નહિ.

"આપ મને કંઇ ખાનગી વાત કહેવાના હતા?" અમરસિંહે મૌન તોડ્યું. તેણે બારીકાઇથી ભીમદેવના મ્હોં પરના ભાવો નિરખવા માંડ્યા.

"હા." ભીમે ટુંકો ઉત્તર વાળ્યો.

"ત્યારે કહો જોઇએ. હું સાંભળવા સજ્જ છું."

"ના, હવે નથી કહેવી."

"કેમ વારૂ?"

"તારો અવિશ્વાસ આવે છે."

"તો ન કહેવી."

---

*પ્રખ્યાત 'અમરકોષ'નો કર્તા. પ્રસિદ્ધ જૈન વિદ્વાન, જુઓ ગોવિંદ સખારામ સરદેસાઈ કૃત હિંદુસ્તાનનો અર્વાચીન ઈતિહાસ ભા. ૧ 'મુસલમાની રિયાસત'નું ભાષાંતર પૃ. ૯૨.

"ત્યારે નહીં કહું."

"લ્યો ત્યારે જય જય. હું જઈશ." અમરસિંહ ઉઠ્યો.

"બેસને હવે, એવી શી ઉતાવળ છે?" ભીમદેવે અમરસિંહને હાથ પકડી બેસાડવા માંડ્યો.

"મારી હાજરીથી તમારી વિચારશ્રેણિમાં ખલેલ પડશે."

"બેસની. તું વળી ભાવ બહુ ખાય છે તો! બેસ કહીએ એટલે બેસવું." ભીમદેવ બોલ્યો.

"અને જા કહીએ એટલે જવું!" અમરસિંહે હસતાં હસતાં કહ્યું.

"એમ મેં ક્યારે કહ્યું?" ભીમદેવે માઠું લગાડતાં કહ્યું.

"કહેવાના હતા." અમરસિંહ હજી હસતો જ હતો. "લ્યો, આ બેઠો. ફરમાવો હુકમ," તેણે હીંચકાપર બેસતાં કહ્યું.

"મેં એક અદ્‌ભુત સ્ત્રી ભાળી." ભીમદેવે વાત શરુ કરી.

"स्त्री योषिदबला योषा—"અમરસિંહ બોલવા લાગ્યો.

"હવે એ તારી ઝીણવટ જવા દેને ભાઈ!" ભીમદેવે કરુણાયુક્ત સ્વરે કહ્યું.

"પણ પૂરૂં તો કરવા દો. नारी सीमंतिनी वधूः। प्रतीपदर्शिनी वामा—" ભીમદેવે અમરસિંહના મ્હોં આડો હાથ દઈ તેને બોલતો અટકાવ્યો.

"કહું છું બસ કર. તોય બંધ રાખતો નથી, અહીં એ કડાકૂટની શી જરૂર છે?" ભીમદેવે જરા કચવાઈને કહ્યું.

"ચાલે કંઈ? સંસ્કૃતમાં સ્ત્રીનાં અગિયાર નામ છે તે તો યાદ કરી જ જવાં જોઈએને! તમારે મોંએ કરવાં હોય તો લખી આપું."

"ભાઈ! મારો તો દી' ઉઠ્યો નથી. તું એકલો મ્હોંએ કરે છ તે ઘણું છે." ભીમદેવે કંટાળતાં કહ્યું.

"હા! તમે એક અદ્‌ભુત સ્ત્રી ભાળી. પછી?" અમરસિંહ બોલ્યો.

"આહાહાહા! પણ કંઈ સુંદર હતી?" ભીમદેવે ચલાવ્યું.

"सुंदरी रमणी रामा—" અમરસિંહ બોલ્યો.

"જો પાછો?" ભીમદેવે ડોળા કાઢ્યા.

"હવે નહિ બોલું."

"અમર ! મેં રૂપાળી સ્ત્રીઓ તો ઘણી જોઈ છે, પણ આની આગળ તો હદ વળી ગઈ."

"નાયકાભાભી જેટલી રૂપાળી હશે?" અમરસિંહે સરળતાથી પૂછ્યું.

"અરે ! એથી તો કયાંહી વધારે."

"ત્યારે લીલાભાભી જેટલી?"

"એનાથીયે વધુ."

"હોય જ નહિ. જોવામાં તમારી ભૂલ થઈ હશે."

"અહાહા! પણ તેનું કોપભર્યું મ્હોં તો મારા અંતરમાં કોરાઈ ગયું છે," ભીમદેવ બોલ્યો. તેનામાં આછી પાગલતા જણાતી હતી.

"કોપના સૈવ ભામિની," અમરસિંહ બોલ્યો.

"જો પાછો ! વચ્ચે?" ભીમદેવે તેને ડરાવ્યો.

"ઘણો મુંગા રહેવાનું કરું છું, પણ જીભ સળવળી ઉઠે છે." અમર જાણે ખુલાસો કરતો હોય તેમ બોલ્યો: "હા ! તેનું મ્હોં તમારા અંતરમાં કોરાઈ ગયું છે. પછી?"

"મનમાં ઇચ્છા થાય છે, કે તેને આ ઘડીએ જઈ મળું ! પણ ત્યાં જવાનું યોગ્ય બહાનું જડતું નથી."

"અભિલાષ." અમરસિંહ મનમાં ગણગણ્યો.

"એના વિજોગમાં ઉંઘ પણ આવતી નથી."

"ચિંતા." અમરસિંહ વળી લવ્યો.

"મનને કાર્યમાં રોકવા પ્રયત્ન કરું છું, પણ ચોંટતું નથી અને એનું મનોહર મુખારવિંદ આંખ આગળ આવી ઉભું રહે છે."

"સ્મૃતિ." અમરસિંહ બોલ્યો. "વાહ. બીજું કંઈ?"

"આજે મેં તેના રૂપગુણની એક કવિતા બનાવી છે. તને સંભળાવું? તું સાહિત્યમાં ખૂબ રસ લે છે એટલે તને આનંદ પડશે."

"ગુણકથન," અમરસિંહ લવ્યો.

"કપાળ ગુણકથન? સાચું પૂછાવતો અમરસિંહ 'શબ્દકોષે' તો તને ગાંડો બનાવી મૂક્યો છે." ભીમદેવે કંઈક ખીજમાં અને કંઈક વહાલમાં ઉચ્ચાર્યું. તેને આ સરળ હૃદયનો સાહિત્યરસિક બહુ ગમતો, પરંતુ જ્યારે ને ત્યારે શબ્દગણના કરવાની તેની રીત ભીમદેવને કંટાળા-ભરેલી થઈ પડતી. સંસ્કૃતમાં તે થોડું જ સમજતો. સાહિત્યને વખાણવાની તેણે ટેવ પાડી હતી, તેથી વધુ તે ઊંડો ઉતર્યો નહોતો.

"ભીમદેવજી! ગાંડો હું છું કે આપ, એનો નિર્ણય તો કોઈ ત્રાહિત માણસ કરી શકે." અમરસિંહે દલીલ કરી.

"ત્યારે ક્યારનોય શું બક્યાં કરે છે! ચિંતાઃ ગુણકથન ને ફલાણું ને ફલાણું ને—" ભીમદેવે પૂર્વપક્ષ કર્યો.

"એ તો હું આપની અવસ્થા સંબંધી બારીક વિચાર કરતો હતો." અમરસિંહે ખુલાસો કર્યો.

"શો વિચાર કરતો હતો વારુ?"

"સાહિત્યશાસ્ત્રમાં વિરહાકુલ કામીની દશ દશાઓ વર્ણવી છે."

"વારુ."

"તેમાંથી પ્રથમ ચાર આપને લાગુ પડી ચૂકી છે."

"પછી?"

"હવે તમને ઉદ્વેગ થવા માંડશે?"

"હં અ અ અ! પછી?"

"પછી બકવાદ ઉપડશે."

"સમજ્યો. પછી?"

"પછી ઘેલછાનાં લક્ષણ જણાશે."

"એ પણ ઠીક."

"પછી શરીરમાં રોગ પેસશે."

"એ વળી બાકી રહી ગયો હતો."

"ત્યાર પછી શરીર ખોટું પડી જશે."

"ઓહો! રોગ પેસે પછી તો એમ જ થાયનો. હં, ત્યાર પછી?"

"એ ન કહેવાય."

"કારણ?"

"તમે માથું વાઢી નાંખો."

"જા, અભયદાન આપું છું."

"તો પણ નહિ."

"ત્યારે એટલા માટે બાકી રાખીશ?"

"હાસ્તો."

"એમ કંઇ ચાલે? તારે કહેવું જ પડશે. માનભર્યો નહીં કહે તો બળાત્કારે કહેવડાવીશ." ભીમદેવે જરા સત્તાદર્શક સ્વરે કહ્યું.

"આપ મરણ[1] પામશો."

"જીભ ખેંચાવી લઇશ, ફરી આવું બોલ્યા તો. પંડિતજી! તમે તો કુવાડજીભા (કુહાડા જેવી જીભવાળા)જ ન મટ્યા. ધૂળ પડી તમારા ભણતરમાં. બોલતાંય ન આવડે તે પંડિતાઇ કેવી?" લીલાદેવીએ ઓચિંતા તે ઓરડામાં પ્રવેશ કર્યો અને બોલી. તેના અવાજમાં તીખાશ અને ઊંડુ દુઃખ હતું.

ભીમદેવે અમરસિંહ તરફ આંખનો મિચકારો માર્યો અને તેને વાત પલટી નાંખવા સૂચવ્યું. અમરસિંહ હસ્યો.

"દેવી! એ તો શાસ્ત્રચર્ચા થતી હતી," અમરસિંહ બોલ્યો.

"એવી ચર્ચા પડે ચૂલામાં. મને તે નથી પોસાતી." લીલાદેવીનું કચવાટની રેખાઓ યુક્ત મુખ બહુ સુંદર જણાતું હતું. તેને અમરસિંહ પર ગુસ્સો આવ્યો હતો. 'પોતાના સ્વામીનું મરણ?' એ શબ્દો સાંભળી જ કેમ શકાય? તેને લાગ્યું કે, અમરસિંહ મૈત્રીનો દુરુપયોગ કરે છે.

---

૧ વિરહીની દશ દશા માટે છોટાલાલ નરભેરામકૃત રસશાસ્ત્ર પૃ. ૨૧૩.

**હરિગીત છંદ**

અભિલાષ,[1] ચિંતા,[2] સ્મૃતિ[3] અને ગુણકથન[4] પછી ઉદ્વેગ[5] છે;
છઠ્ઠી પ્રલાપ[6] દશા, પછી ઉન્માદ[7] તે પછી રોગ[8] છે;
જડતા,[9] મરણ[10]—એ દશ દશાઓ નામની કવિઓ કહે,
શૃંગારમાં પણ પૂર્વ રાગની વિપ્રલંભ વિષે લહે.

"તો હવેથી નહીં કરીએ." અમરસિંહે ઉતરી ગએલે મ્હોંએ કહ્યું.

"સારૂં. સિધાવો." લીલાદેવીએ તેને બારણું દેખાડ્યું.

"અમર! તું તૈયાર થઇને ત્રિભુવનવિહાર પાસે મારી રાહ જોજે' હું હમણાં આવી મળીશ. પછી આપણે ઘોડા ખેલવવા જઇશું." ભીમદેવે અમરસિંહને ઉદ્દેશીને કહ્યું.

"એમ તો ભાઇબંધ વિના એક ઘડીએ નહીં રહેવાય!" લીલાદેવીએ ભીમદેવની સામે મીઠી નજર ફેંકી અને હેતાળ સ્વરે કહ્યું.

"દેવી બેન! એનું નામ ભાઇબંધી." અમરસિંહ બોલ્યો.

"જાઓ કહ્યું તોય નથી જતા?"

"સકારણ રોકાયો છું."

"બોલો."

"આપને એક ખાનગી વાત કહેવી છે." અમરસિંહ બોલ્યો અને ભીમદેવ સામે જોઈ હસ્યો. ભીમદેવે ગુસ્સાથી ડોળા કાઢ્યા.

"કોનાથી ખાનગી?"

"આપનાથી." અમરસિંહે ભીમદેવ સામે અંગુલિનિર્દેશ કર્યો.

"તો તે વાત મારે નથી સાંભળવી." લીલાએ મક્કમતાથી કહ્યું.

"કેમ?"

"એમનાથી મારે કશું ખાનગી જ ન હોય."

"એમને તો તમારાથી ઘણુંયે ખાનગી છે."

"એમની વાત એ જાણે."

"ત્યારે એમની રૂબરૂમાં કહું?"

"તમારી મરજી."

"ભીમદેવજીને રાત્રે સ્વપ્નમાં એક અદ્દભુત સ્ત્રીનાં દર્શન થયાં." અમરસિંહ બોલ્યો. ભીમદેવ સામે જોઈ જરા હસ્યો અને "લ્યો ત્યારે જય જય" કરી ચાલ્યો ગયો.

અમરસિંહ ગયા પછી લીલાદેવી ભીમદેવ નજીક આવી અને હીંચકા પર બેઠી.

"કેમ કંઈ મુનિવ્રત લીધું છે?" મુંગા બેઠેલા ભીમદેવના ગળામાં હાથ ભેરવી તેને પોતાના ભણી ખેંચતાં દેવી બોલી: "ભોળા રે ભોળા, તે સાવ ભોળા." તેણીએ સ્વામીના જુલ્ફાં સમારવા માંડ્યાં. "એમ દિલની વાતો કોઈને કહી દેવાતી હશે?" તે ભીમદેવને ઠપકો આપવા લાગી.



લીલાદેવીની દૃઢ માન્યતા હતી કે, પોતાના સ્વામીને સ્વપ્નમાં કળાયેલી અદ્ભુત સુંદરી તે બીજી કોઈ નહીં. તે પોતે જ હતી. પોતાના સ્વામીના આલિંગન અને ચુંબન યાદ આવતાં રોમાંચ થયાં. તે ભીમદેવના ખોળામાં લપાઈ પડી અને તેના હાથને વારંવાર ચુંબવા તથા આંખે અને ગાલે અડાડવા લાગી.

ભીમદેવના અંતરમાં તુમુલ યુદ્ધ ચાલતું હતું. આવી નમ્ર, સરળ સ્નેહાળ પત્નીને તે પોતે દગો દેતો હતો. એ વિચાર આવતાં તેને ઠમઠમાટી છૂટી. પોતાના ઉપર તિરસ્કાર આવ્યો. પેલીના વિચારો દૂર કરવા મનથી નિર્ણય કર્યો.

"એવા તે શા વિચારમાં પડી ગયા છો?" લીલાદેવી બોલી. તેણે ભીમદેવની સ્થિતિ આબાદ પકડી લીધી હતી.

"કંઈ નહિ." ભીમદેવ જરા ઝંખવાણો પડ્યો: "મને થાય છે કે, તું ન મળી હોત તો મારું શું થાત!"

"મારા સમ! ન કહો તો."

"મારાથીયે કૃપાળી કોઈ બીજી શોધી કાઢત. છતી સ્ત્રીએ નવી નવી શોધનારા પણ છે, તો તમે તો થોડા જ કુંવારા રહેવાના હતા?" લીલાદેવી બોલી. 'નવી નવી શોધનારા' શબ્દ ભીમદેવના હૈયાસોંસરો નીકળી ગયો.

તે સ્વસ્થ થયો, નીચો નમ્યો અને પોતાના બે હાથ વચ્ચે લીલાદેવીનું મોં પકડી ચુંબનથી ભરી દીધું.

"સાંજના બતાવવા માટે થોડું વહાલ તો બાકી રાખો. લીલાદેવી બોલી અને ખડખડાટ હસી પડી. તેના સુમધુર હાસ્ય-ધ્વનિએ આખા ઓરડામાં રેશમી વાતાવરણને તરંગિત કરી દીધું.

## પ્રકરણ ૩ જું

## મહારાણીની મહત્તા

"મહારાણી! ગુર્જરેશ્વર પધારે છે." દાસીએ આવી વિનયપૂર્વક પ્રણામ કર્યાં અને બોલી.

"એકલા છે, કે સાથે કોઈ છે?" મહારાણી નાયકાદેવીએ માથા પરનો છેડો સરખો કરતાં દાસીને પૂછ્યું.

"પદ્માવતી બા છે." દાસીએ જવાબ આપ્યો.

"સારૂં." નાયકાદેવી બોલી. તેના મોં પર એક જાતનો નાપસંદગીનો ભાવ તરવરતો હતો. "જ્યાં જાઓ ત્યાં પદ્માવતી બા તો ભેળાં ને ભેળાં," તે મનમાં બબડી.

પદ્માવતી[1] સદ્ગત મહારાજા કુમારપાળની રાણી હતી. તે કાશ્મીરમાં આવેલા પદ્મપુરના રાજાની કુંવરી હતી. કાશ્મીરી હોવાથી તેની સુંદરતાનું તો શું પૂછવું? સાથે તેમાં વિદ્વત્તા અને સંસ્કારિતા ભળ્યાં હતાં. પરંતુ દૈવ તેને પ્રતિકૂલ નીવડ્યું. તેણે સેવેલી ભાવનાઓ અને મનોરથો ગુર્જરેશ્વર

---

૧ ગો. હા. દેસાઈ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૨૧૯.

હતો. તેને આ
સાથે પરણી કચવાઈ ગયા. સ્વામી ધર્મઘેલો* અને વૃદ્ધ હતો. તેને આ
નવજુવાન રાણીને રીઝવવા જેટલો અવકાશ કે ઇચ્છા નહોતાં. પદ્માવતી
બિચારી મનમાં ને મનમાં બળી જતી. તેવામાં તેને બાતમી મળી કે
ગુર્જરેશ્વરના એક વધુ લગ્ન મેવાડની રાજકુંવરી ચન્દ્રકલા સીસોદણી†
જોડે થવાનાં છે. પોતાને સમાનધર્મી બેનપણી મળશે, એ વિચારે તેને
આનંદ થયો. તેને ખાત્રી હતી કે મેવાડનો રાજવંશ ચુસ્ત સનાતન ધર્મી
છે. ચન્દ્રકલા પરણી આવ્યા પછી તે બન્ને જણીઓ વચ્ચે ભારે સહીપણાં
જામ્યાં. સીસોદણી ચન્દ્રકલા તેના જેટલી વિદ્વાન નહોતી. પરંતુ જૈનોના
તરફ તિરસ્કારમાં તે પદ્માવતી કરતાં ઘણી ચઢતી હતી. તે કરાર કરીને જ
પાટણ આવી હતી કે પોતે જૈનધર્મ સ્વીકારશે નહિ, તેમ જ હેમાચાર્યને નમશે
નહિ. એકના બે થયાં. બન્ને સનાતનધર્મ પ્રેમી અને ચુસ્ત હતાં. અજયપાળ

* સદર પુસ્તક પૃ. ૨૨૮. (૧) કુમારપાળે પોતે માંસ મદિરાનો ત્યાગ કર્યો.
(૨) રાજ્યમાંથી જીવહિંસા અટકાવી, માછી, શિકારી, પારધિ વગેરેને જીવહિંસાના ધંધા
છોડી દઈ બીજે ધંધે વળગવાની ફરજ પાડી. (૩) અણગળ પાણી વાપરવાની મનાઈ
કરી. પોતાના ઘોડાઓને સુદ્ધાં ગાળેલું પાણી પવાય એવો બંદોબસ્ત કર્યો. (૪) એક
વખત પોતાને પગે મકોડો કરડ્યો, ત્યારે તેના જીવને અસમાધિ ન થાય એટલા સારૂ
રાજાએ પોતાની ચામડી સાથે તેને દૂર કરાવ્યો. (૫) જૂ મારનાર સાંભરના વાણીયાને
બેડીઓ પહેરાવી, તેની માલમિલકત જપ્ત કરી અને તેનું યુકાવિહાર (યુકા-જૂ)
નામનું જૈનમંદિર બંધાવ્યું. (૬) એક સ્ત્રીએ ક્ષેત્રપાળને પ્રસન્ન કરવા માંસનું બલિદાન
આપ્યું. તેથી કુમારપાળના એક સામંતે રાજાને ખુશી કરવા તે સ્ત્રીને મારી નંખાવી. એ
સિવાય. (૭) ગુરુ હેમાચાર્યના ઉપદેશથી તેણે હિંસાત્યાગ, અસત્યત્યાગ, અદત્તગ્રહણ-
ત્યાગ, પરસ્ત્રીત્યાગ અને સ્વદારસંતોષ, અપરિમિત પરિગ્રહત્યાગ અને ઇચ્છાપરિમાણ,
ભોગોપભોગનું પ્રરિમાણ (અન્ન, પુષ્પ વગેરે એક વાર સેવવા યોગ્ય તે ભોગ.
આભૂષણ, સ્ત્રી આદિ અનેકવાર ભોગવવા તે ઉપભોગ) (૮) અનર્થદંડત્યાગ. (૯)
સામાયિક વ્રત. (૧૦) દેશાવકાશિક વ્રત. (૧૧) પોષધોપવાસ વ્રત. (૧૨) અતિથિ
સંવિભાગ વિગેરે. તેણે પોતાના રાજ્યમાં શ્રાવકો પાસેથી લેવાતો બોંતેર લાખ
રૂપીઆનો વાર્ષિક કર બંધ કર્યો. વાર્ષિક એક કરોડ રૂપિઆ લગભગ તે ગરીબ
શ્રાવકોને મદદ આપવા પાછળ વાપરતો. હેમાચાર્ય તથા આભડશેઠને તેણે આ ખાતાના
નિરીક્ષક ઠરાવ્યા હતા.

† ગો. હા. દેસાઈ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૨૧૯.

તેમનો સમવયસ્ક હતો. તે પણ જૈનદ્વેષી હતો. આથી ત્રણેને સારો મેળ મળવા લાગ્યો. કાકીભત્રિજા વચ્ચેના સંબંધ કરતાં તેમના સંબંધે મિત્રતાનું સ્વરૂપ વિશેષ પ્રમાણમાં લેવા માંડયું. સાથે હસવાં, ચોપાટો ખેલવી, જૈનધર્મની મશ્કરીઓ કરવી, હેમાચાર્ય, કપર્દી, રામચન્દ્ર આદિ જૈન વિદ્વાનોના વેદિયાપણાને ખુલ્લા પાડનાર જોડકણાં જોડવાં, ગાવાં અને તેનો પ્રચાર કરવો, એ તેમનો હમ્મેશનો વ્યવસાય થઈ પડયો. રાજગઢમાં વસતા માણસોમાં તેમનામાં અયોગ્ય સંબંધ હોવાની અફવા ઉડી. કુમારપાળ કચવાયો. તેને આ 'ટણકટોળી' આંખના કણાની માફક ખટકવા લાગી. પોતાની વૃદ્ધાવસ્થા હતી. વળી તે નિઃસંતાન હતો. પોતાના પછી પોતાનો દૌહિત્ર પ્રતાપમલ્લ ગાદી વારસ થાય તેવી તેની ઇચ્છા હતી.* અજયપાળ તે ઇચ્છા પાર પાડવામાં વિઘ્નરૂપ હતો. પરંતુ રાજા તેની સાથે 'સામી બાંધી' તકરાર કરવા તૈયાર નહોતો. વાણીઆ મંત્રીઓની સલાહથી તે બળ કરતાં કળથી કામ લેવાનું વધુ પસંદ કરતો. પદ્માવતીનાં માર્મિક વેણ તેનું હૈયું વિંધી નાંખતાં. તે સિંહણની સામે થવાનું તેને યોગ્ય ન લાગતું. અજયપાળને માઠું લાગે તેવું કોઇ પણ પગલું ન ભરવાનો તેનો નિર્ણય હતો. અને તેમ છતાં, આ ત્રિપુટી તો તેને વિખેરવી જ હતી. એટલે તેણે સીસોદણી ચન્દ્રકલાને આજ્ઞા ફરમાવી કે તમારે હેમાચાર્યને વંદન કરવા અપાસરે જવું. તેવી તદબીર તેણે કરી. કુમારપાળને ગુરુ હેમાચાર્યની 'મીઠી મધ જેવી' જીભમાં દૃઢ વિશ્વાસ હતો. તેઓ આ અણસમજુ છોકરીને સમજાવી જૈન બનાવી દેશે, એવી તેને શ્રદ્ધા હતી. પરંતુ રાજાની આ શ્રદ્ધા ન ફળી અને ચન્દ્રકલા કરુણાજનક સ્થિતિમાં મરણ પામી. તેમ એ બનાવ બન્યો ત્યારથી પદ્માવતીમાંથી પતિ તરફની રહી સહી સહાનુભૂતિ પણ નાશ પામી. હવે તે કુમારપાળ વિરૂદ્ધ અજયપાળને ઉશ્કેરવા મંડી. આ ઉશ્કેરણીનું શું પરિણામ આવ્યું તે આપણે પહેલા ખંડમાં જોયું.

સંસ્કૃતમાં એક શ્લોક છે કેઃ—

> मृगा मृगैस्संगमनुव्रजन्ति गावश्च गोभिस्तुरगास्तुरंगैः ।
> मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः समानशीलव्यसनेषु मैत्री ॥

---

* પૃ. ૨૩૦, ગુ. મા. ઇતિહાસ.

તેનો ભાવાર્થ એવો છે, કે હરણો હરણના સહવાસમાં રહેવાનું પસંદ કરે છે. ગાયો ગાયોના સહવાસને ઇચ્છે છે. ઘોડાઓ ઘોડાઓ સાથે આનંદ માને છે. મૂર્ખાને મૂર્ખના સહવાસમાં મજા પડે છે તેમ પંડિતોને પંડિતોના. મતલબ કે મૈત્રી સમાન આચારવિચારવાળા સાથે જામે છે. અજયપાળ અને પદ્માવતીના સંબંધમાં પણ તેમ જ થયું. બન્ને સ્વધર્મનિષ્ઠ અને જૈન-દ્વેષી. સરખી ઉમ્મરનાં અને મોજીલાં. પરિણામે લોકનિંદાની અવગણના કરીને પણ તેઓ એકમેકનો સહવાસ સાધતાં અને આનંદ કરતાં.

નાયકાદેવીને કાને પોતાના પતિ અને પદ્માવતી વચ્ચેના અનિષ્ટ સંબંધની વાત આવી હતી. તેણે સાચું માન્યું નહોતું, પરંતુ બધી સ્ત્રીઓને હોય છે તેમ તેને પોતાના પતિની પાછળ પાછળ ભમતી આ રૂપાળી અને બટકબોલી પદ્માવતી તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તેમાં પદ્માવતી વૈધવ્યનો શોક નથી પાળતી અને હજી પણ પોતાના સ્વામીની સાથે 'હાસી ઠીઠીયારા' કૂટે છે જાણી તે તિરસ્કાર અનેક ગણો વધી ગયો હતો. પરંતુ નાયકાદેવી જેવી ભલી હતી તેવી જ સમજુ હતી. હૈયામાં હોય તેટલું બધું મ્હોંએ ન લાવતી.

"પધારો." તે આવકાર આપવા ઉભી થઇ અને બોલી: "ઓહો! કાકીજી! તમે પણ આવ્યાં છો ને શું? દીકરાને ઘડી પણ વિહીલા ન મૂકાય કેમ?" વળી તેણે પદ્માવતીને ઉદ્દેશીને કટાક્ષમાં કહ્યું. ચતુર પદ્માવતી સમજી ગઇ.

"મેં કહ્યું, વહુજી હવે મહારાણી થયાં તે આશીર્વાદ આપી આવું." તેણે હસતાં હસતાં કહ્યું. નાયકાદેવીને તેની આ ચાવળાઇ ખૂંચી.

"ત્યારે મારાં પણ ધન્યભાગ્ય!" નાયકાદેવીએ પ્રત્યુત્તર વાળ્યો. "બીજાને તો આશીર્વાદ લેવા જવું પડે અને મારે તો ઘેર બેઠાં આશીર્વાદ ચાલ્યા આવે છે." તેણીએ સચોટ ઉમેર્યું.

"એ બધો મહારાણીપદનો પ્રતાપ." પદ્માવતી બોલી અને હસી.

"મને મહારાણીપદનો પ્રતાપ તો ફળ્યો જાણે! પણ તમને રાજ-માતાના પદનો પ્રતાપ શો ફળ્યો તે કંઇ ન કહ્યું." નાયકાદેવીએ 'રાજમાતા' શબ્દ પર જરા ભાર મૂકયો અને પદ્માવતીને ડામી.

"એ સારું તો હું અહીં આવી છું." પદ્માવતી કુનેહથી બોલી.

માદીકરો એક વિરામાસન પર બેઠાં. નાયકાદેવી સામે ભોંય પર પડેલા એક ગાલીચા પર બેઠી.

"હં, કહો પછી કપર્દી મંત્રી માટે શું ઠરાવ્યું?" પદ્માવતીએ અજયપાળને ઉદ્દેશીને કહ્યું. ગુર્જરેશ્વર અત્યાર સુધી ઉંડા વિચારમાં પડી ગયા હોય એમ જણાતું હતું. "ચન્દ્રકલાનું મોત ઉભું કરનાર તે જ હતો. તેણે જ તમારા કાકાને અને હેમાચાર્યજીને આપણા વિરુદ્ધ ભંભેરણી કરી હતી. તે આપણે ભૂલવું ન જોઈએ."

"કાકીજી! જૂનાં વેર તાજાં કરવામાં શો ફાયદો?" નાયકાદેવી ધીરેથી બોલી: "હવે તમારા પુત્ર રાજકુમાર મટી રાજા થયા છે. તેમણે આવી બાબતોમાં મોકળું મન રાખવું પડશે. ધર્મની પક્ષાપક્ષી કરવાનો અયોગ્ય બોધ તમારાં જેવાં વિદુષી અને સમજુને મોંએ ન શોભે!"

નાયકાદેવીનાં વેણ પદ્માવતીને તીરની પેઠે વાગ્યાં. પરંતુ તેણે સંભાળપૂર્વક મોં પરના ભાવ છૂપાવ્યા. શાન્તિથી અને ધીરજથી પણ મક્કમતાથી તે બોલી:—

"सुहृदामुपकारकारणाद् द्विषतामप्यपकारकारणात् ।
नृपसंश्रय इष्यते बुधैः जठरं को न विभर्ति केवलम् ॥

મિત્રોને મોજ મણાવવા માટે અને શત્રુને ઉખેડી નાંખવા માટે પંડિતો રાજાનો આશ્રય શોધે છે, બાકી પેટ તો કોણ નથી ભરતું? તો પછી અજયપાળ તો રાજ્યાશ્રિત નહીં પણ રાજા પોતે જ છે. આવી રાજલક્ષ્મી, આવી સત્તા, આવો સમય અને આવી શક્તિ પ્રાપ્ત થવા છતાં પણ તે શત્રુઓનું મર્દન ન કરે તો રાજ મળ્યું તે ન મળ્યા બરાબર છે." નાયકાદેવી આ બાઈની વાક્છટાથી સ્તબ્ધ થઈ ગઈ.

"અને રાણી! બીજું પણ એક કારણ છે." અજયપાળ નાયકાદેવીને સમજાવવા લાગ્યો: "તમારી સલાહથી મેં એને મંત્રીપદ આપ્યું છે તે તમે જાણો છો. એ દુષ્ટ આ ઉપકારનો દુરુપયોગ કરી મારી બરોબરી કરવા પ્રયત્ન કરે છે. એ કપર્દી, રામચન્દ્ર અને આંબડ એ ત્રણે જણ

મણાને મારી વિરુદ્ધ કંઈક ષડયંત્ર રચવાની તૈયારી કરે છે એવી મને
બાતમી મળે છે. હવે તમે જ કહો, આવા રાજદ્રોહીઓ મારે માટે હિત-
કારક છે ખરા?"

"આ બાતમી આપનાર તો આપ હશો?" નાયકાદેવીએ પદ્માવતી
સામે જોયું. તેના અવાજમાં તિરસ્કાર અને કંટાળાની ધ્રુજારી હતી.
તેની આંખમાં હૃદયભેદક તેજ હતું.

"હા." પદ્માવતી જાણે તેની આંખોનું તેજ ન સહી શકતી હોય
તેમ આડું જોઈ બોલી.

"ત્યારે તો જાસુસી ખાતાનું સ્વામિત્વ પણ તમે લીધું લાગે છે."
નાયકાદેવીએ તરવારની ધાર જેવું તીક્ષ્ણ વાક્ય ઉચ્ચાર્યું.

"ત્યારે આ બાબતમાં તારી શી સલાહ છે?" અજયપાળ વચ્ચે બોલ્યો.

"હું તો કહું છું કે, ધર્મવિદ્વેષની ઘેલછા છોડી દેવી. જૈનધર્મ અને
બ્રાહ્મણધર્મ એ ગુજરાતના બે હાથ છે. આપણને ઐક્ય વગર ચાલે તેમ
નથી. આપણે ગુજરાત અને ગુર્જરોની દેશવિદેશમાં ખ્યાતિ ફેલાવવી
હોય, ગુજરાતનું એક સુખી અને સ્વતંત્ર રાજ્ય ચાલુ રાખવું હોય તો
તમારા વડવા જયસિંહદેવની નીતિ અખત્યાર કરો. કાકાજીની વૃત્તિ
જૈનો તરફ પક્ષપાતવાળી હોવાથી દૂષિત હતી. અને તમારી વૃત્તિ બ્રાહ્મણો
તરફ પક્ષપતવાળી અને જૈનો તરફ દ્વેષી હોવાથી સર્વથા ત્યાજ્ય છે.
ધાર્મિક માન્યતાઓમાં હાથ ઘાલવાથી કોઈ રાજાનું સારું નથી થયું કે
આપણું સારું થાય. આપણને બ્રાહ્મણધર્મમાં વિશ્વાસ છે. આપણને તે
જીવ કરતાં પણ અધિક વહાલો છે અને રહેવાનો. પણ તેથી ઈતર ધર્મીઓ
તરફ નાપસંદગીની વૃત્તિ શા સારુ? આપણો ધર્મ આપણને મુબારક,
તેમનો તેમને. મારું કહેવું માન્ય રાખી તમે કપર્દીને મંત્રી બનાવ્યા છે
તેમાં કંઈ ખોટું નથી. તેથી જૈનપ્રજા રાજી રહેશે." નાયકાદેવીએ પોતાના
વિચારો સ્પષ્ટતાપૂર્વક રજૂ કર્યા.

"વહુજી! તમે ધર્મશાસ્ત્રો વાંચ્યાં નથી, પંડિતોની સાથે ધર્મના
ગહન વિષયો પર ચર્ચા ચલાવી નથી કે તેની ચર્ચા સાંભળી નથી, એટલે
તમે આ બાબતમાં શું જાણો?" પદ્માવતી બોલી. વાણીમાં તેનો ધર્મપ્રેમ

છલકાતો હતો. "તમે મનુસ્મૃતિનું નામ પણ નહીં સાંભળ્યું હોય, તે આર્યોની નીતિરીતિ શિખવનાર આપણો ધર્મગ્રન્થ છે. તેમાં કહ્યું છે કે, नास्तिको वेदनिन्दकः વેદની નિન્દા કરનારને નાસ્તિક માનવા. આવા નાસ્તિકો ગર્વિષ્ઠ બની જઈ બ્રાહ્મણ વગેરેને ઉપદેશ દેવા માંડે તો તેમને માટે મનુ ભગવાન શિક્ષા ફરમાવે છે કે:—

धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः।
तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः॥

તેવાઓના કાન અને મ્હોંમાં તો ઉકાળેલાં તેલ રેડવાં જોઈએ. સમજ્યાં? વહુજી! તમે જાણતાં તો હશો જ કે જૈનીઓનું સંખ્યાબળ વધારવા સારૂ તેઓ અનેક પ્રકારની લાલચો આપી અણસમજુ લોકોને ધર્માન્તર કરાવે છે. ધર્મ શું, ત્યાગ શું, આવું આવું ન સમજનાર બાલકોને અંચળો ઓઢાડી સાધુ બનાવી દે છે. પરણેલાઓને પરણેતર પડતી મૂકી યતિ થવા લલચાવે છે. દીક્ષાને બહાને વૃદ્ધ માબાપને રઝળતાં કરી તેમનાં છોકરાંને મુંડી નાખે છે. આ બધો અનાચાર અને અત્યાચાર દાદાજી(સિદ્ધરાજ)ના વખતમાં હતો? ત્યારે આ બધું બને છતાં અજયપાળ હાથ જોડીને બેસી રહે એવી સલાહ તમે આપી શકો છો? નાયકાદેવી તમે પરમર્દીન્ રાજાનાં પુત્રી છો.* તમારા સ્વામીને શત્રુઓ તરફ ઉશ્કેરી એ પિતાના પુત્રીપણાને સાર્થક કરો."

"પણ હું જ્યાં શત્રુ જ ન દેખતી હોઉં ત્યાં કોની સામે ઉશ્કેરૂં!" નાયકાદેવી બોલી. પદ્માવતીનું તીખું તમતમતું ઉત્સાહ પ્રેરક ભાષણ સાંભળી તે મુદ્દલ ઉકળી નહોતી.

"ઠીક, તું કહે છે તેમ કરશું." અજયપાળ નાયકાદેવીને રીઝવવા બોલ્યો: "હું ત્યારે જરા પરરાજ્યના સંધિવિગ્રહકો (એલચીઓ) સાથે મસલત કરવી છે તે જાઉં."

અજયપાળ ઉઠ્યો. નાયકાદેવી તેને માન આપવા ઉભી થઇ. પદ્મા-

---

* પર જે શત્રુ તેનું મર્દન કરે, તેને જડમૂળમાંથી ઉખેડી નાંખે તે પરમર્દીન્ કહેવાય.

અજયપાળ વતી જવા તૈયાર થઇ તેને આંખની ઇશારતથી અટકાવી.
ગયા પછી નાયકાદેવી તેની નજીક આવી અને બોલીઃ
"મારું કહેવું સાંભળી લ્યો, પછી જાઓ. આજ સુધી મેં તમારું
માન સાચવ્યું છે અને ભવિષ્યમાં પણ તેમ વર્તું એવી તમારી ઇચ્છા
હોય તો તમે મારા સ્વામીને જૈનો તરફ કદિ ઉશ્કેરશો નહિ."
"અને તેમ કરીશ તો તું શું કરી નાંખવાની હતી ?" પદ્માવતી
વહુજીનું માપ કાઢવા બોલી.
"તણાખલા માફક તોડીને ફગાવી દઇશ." દેવીએ ગર્વભર્યે સ્વરે કહ્યું.
"તે દિવસે જોઇ લેશું." પદ્માવતીએ ટાઢાશથી કહ્યું.
"ત્યારે તમે તમારો ધંધો નહિ જ છોડવાના ?"
"ના." તેને મક્કમ જવાબ મળ્યો.
"ત્યારે ચાખો ફળ. જોઉં છું, હવે તમને કોણ છોડાવે છે."
"એટલે ?"
"તમે આ જ ક્ષણે કેદ છો."
"કેદ કરનાર કોણ ?"
"હું."
"રાખ રાખ હવે." પદ્માવતી બોલીઃ "આવડે તેટલું બોલીએ નહિ
અને ફાવે તેટલું કરીએ નહિ, સમજી. કોક દી ખત્તા ખાઇ બેસીએ. તું
જૈનોનું શા સારૂ ઉપરાણું લે છે તે કહું ?"
નાયકાદેવીએ તેના સવાલનો કંઇ જવાબ ન આપ્યો.
"તારી ઇચ્છા એવી છે, કે અજયપાળ તારા પર શોક લાવે અને
તારૂં પટરાણીપદ જાય તો તું વિરોધ કર, તે ટાણે જૈનો તને સાથ
આપે. ભીમદેવને પણ હાથમાં રાખવાનું એ જ કારણ છે."
આ વચનો સાંભળી નાયકાદેવી ચમકી. તેને ક્ષોભ થયો.
"એમાં ગભરાવાની જરૂર નથી." પદ્માવતી હસતાં હસતાં બોલી.
"હું જાણું છું, કે તમો તમારા વળની કન્યા લઇ આવવા મથો છો.
મને એ પણ ખબર છે, કે તમે તેને પટરાણી બનાવવા આકાશ પાતાળ

એક કરશો. પણ મને સાથેસાથે એ પણ ખાતરી છે કે તમારા બધા પ્રયત્નો નિષ્ફળ જવાના છે." નાયકાદેવીએ સત્તાભરી ભાષામાં કહ્યું.

"ઠીક. સમય આવે જોઇ લઇશું !"



પદ્માવતી હસી અને જવા લાગી. એ જ ક્ષણે ફડોફડ ઓરડાનાં બારણાં દેવાઇ ગયાં અને આગળા ચઢી ગયા. કોઈ બે જણાએ દોડ્યા દોડ્યા આવી તેના મોંમાં ડૂચો માર્યો અને નાક આગળ હથેલી ધરી. હથેલી સાથે બેભાન બનાવવાની દવા લગાડી હોવી જોઇએ, કારણ કે ક્ષણવારમાં પદ્માવતી બેશુદ્ધ થઇ ગઇ.

"આને ચન્દ્રમહાલયના ભોંયરામાં લઇ જાઓ." નાયકાદેવીએ બે શ્યામવસ્ત્રપરિવેષ્ટિત વ્યક્તિઓને આજ્ઞા કરી. "સમરસિંહને કહેજો, કે બરાબર સાવચેતી રાખે. તેની નિમકહલાલી બતાવવાનો આવો મોકો ફરી મળવાનો નથી."

પદ્માવતીની ગાંસડીને ઉપાડી બન્ને ચાલ્યા ગયા.

"હું મારા રાજ્યમાં ધર્મવિદ્વેષ મુદ્દલ ટકવા દેવાની નથી. મારી આ નીતિમાં આડખીલી ઉભી કરનાર કોઈ પણ વ્યક્તિને હું સહન કરનાર નથી." નાયકાદેવી મનમાં ગણગણી.

## પ્રકરણ ૪ થું
## મિત્રની મુલાકાત*

"કેમ અમરસિંહ ! આટલો બધો શોકમાં જણાય છે?" ભીમદેવે અમરસિંહને ખભે હાથ મૂકી વહાલથી પૂછયું.

"કંઇ નહિ," અમરસિંહે વિચારનિદ્રામાંથી જાગતાં કહ્યું.

"કંઈ નહિ, એમ કંઈ ચાલે?" ભીમદેવે વહાલભર્યે સ્વરે કહ્યું. "કહ્યાં વિના કંઇ દુઃખ દૂર થાય?"

"પણ કંઇ આમ બજાર વચ્ચે દુઃખ રડાતાં હશે! કોઇ જગાએ એકાન્તમાં દિલ ખોલીને કહીશ. તમે તો ઘોડો ખેલાવવાનું કહેતા હતા. અને આવ્યા તો પગપાળા. હવે તમે ગુર્જરેશ્વરના ભાઇ અને વળી સેનાપતિ થયા. તમારે તો પાલખીમાં ફરવું જોઇએ." અમરસિંહ બોલ્યો.

"મને એવો ડોળડમાક નથી ગમતો. પગપાળો ચાલું તેથી મહારાજાનો ભાઇ નહિ મટી જાઉં."†

---

* જે ન મિત્ર દુઃખ હોહિ દુખારી, તિનહિ બિલોકત પાતક ભારી.
નિજ દુઃખ ગિરિ સમ રજ કરી જાના, મિત્ર કે દુઃખ રજ મેરૂ સમાના.
જિનકે યહ મતિ સહજ ન આઈ, તે શઠ હઠ કત કરત મિતાઈ.
કુપથ નિવારી સુપંથ ચલાવા, ગુન પ્રગટૈ અવગુણહિ દુરાવા.
દેત લેત મન શંક ન ધરહીં, બલ અનુમાન સદા હિત કરહીં.
વિપતિ કાલકર શત ગુણુ નેહા, શ્રુતિ કહ સંત મિત્ર ગુણુ એહા.
આગે કહ મૃદુ વચન બનાઈ, પાછે અનહિત મન કુટિલાઈ.
જાકર ચિત્ત અહિ ગતિ સમભાઈ, અસ કુમિત્ર પરિહરે ભલાઈ.
સેવક શઠ; નૃપ કૃપણ; કુનારી; કપટી મિત્ર શૂલ સમ ચારી.

**મહાત્મા તુલસીદાસ.**

† સાદાઈમાં છે સુખ સઘળાં, આછકલાઈ ન રાખીએ;
બ્રહ્માનંદમાં મગ્ન થઇને, ૐ તત્સત્ ભાખીએ.

બન્ને જણા ફરતા ફરતા ચન્દ્રોદય ઉદ્યાનમાં આવી પહોંચ્યા અને એક મંદિરને પગથીએ આસન જમાવ્યાં. ચન્દ્રોદય ઉદ્યાન ચન્દ્રમહાલયના આગલા ભાગમાં હતો. આ મહાલયનો કબજો હમણાં હમણાંમાં મહારાણી પાસે હતો. તેમાં તેનાં પીયરનાં માણસો રહેતાં. મહાલય ફરતો પત્થરનો ઉંચો ગઢ હતો. મહાલયમાં કોઇને આવવાની છૂટ નહોતી. ઉદ્યાનમાં પણ ભીમદેવ સિવાય કોઇ ન આવતું.

"લે, આ એકાન્ત. એકાન્ત મેળવતાં ક્યાં વાર છે! બોલ, હવે તારે જે કહેવાનું હોય તે દિલ ખોલીને કહે." ભીમદેવ બોલ્યો.

"ગુર્જરેશ્વર રાણી પદ્માવતીને અનુસરે છે, તે તમે જાણો છો ?"

"હા, તેનું શું ?"

"તે મહારાજાને જૈનો વિરૂદ્ધ ઉશ્કેરે છે. તેણે કપર્દીમંત્રીનો ઘાત કરાવવાનું આજ્ઞાપત્ર મેળવ્યું હતું, પણ મહારાણીને ખબર મળતાં તેમણે તે ફાડી નંખાવ્યું. આંબડ મહેતાને અભિષેકને દિવસે અપમાનભર્યું આસન મળ્યું તે તેમના જ કારસ્તાનથી. પાટણના ભૂષણ સ્વરૂપ પંડિત રામચન્દ્રજીને રાજ તરફથી મળતું વેતન-બંધ કરાવ્યું છે તે પણ તેમણે જ. ટુંકામાં પદ્માવતીને લીધે દરેકે દરેક જૈન સૈનિકનો જીવ જોખમમાં છે. કહો, આમાં આનંદ ક્યાંથી હોય ?" અમરસિંહે લંબાણપૂર્વક જવાબ આપ્યો.

"ત્યારે તું એક જ બચી જવા પામ્યો ?" ભીમદેવે કંઇક હસતાં હસતાં કહ્યું. બપોરે અમરસિંહે પોતાની પેટ ભરીને મશ્કરી કરી હતી. અત્યારે ભીમદેવનો વારો હતો.

"ના, હું પણ બાકી નથી રહ્યો. આપની પાસેથી જૂદો પડી હું ઘેર આવ્યો ત્યારે મને તેડું આવ્યું હતું, કે કાકીમા બોલાવે છે, પણ હું બહાનું બતાવી ન ગયો. મને વસ્તુપાળે ચેતાવ્યો કે કંઇક દગો છે." અમરસિંહે પોતાના પર આવી પડનારી આપત્તિ કહી; "હાલ તરત તો બચી ગયો છું, પણ કયે કાળે શું થશે તે ન કહેવાય!"

"અમરસિંહ! જ્યાં સુધી મારા અને ભાભીના ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી તારૂં કે બીજા કોઈ જૈનનું કોઈ નામ લેનાર નથી. તું તારે બેફિકર રહે. મોટાભાઈ પદ્માવતીની શિખામણ માને છે, એ વાત સાચી

છે. તેનું પરિણામ ભયંકર આવવાનું, એની પણ મને ખાતરી છે. છતાં
મને ભાભીની સ્નેહમાં શ્રદ્ધા છે."
"ચાલો ધર્મો રક્ષતિ રક્ષિતઃ[૧] તમે પેલી અદ્દભુત સુંદરીનાં દર્શન
વિષે કહેતા હતા તે શું હતું ?" અમરસિંહે સવાલ કર્યો.
"કંઈ નહિ. એ વાત હું ભૂલવા મથું છું."
"કેમ અત્યારે આટલા બધા સુધરી ગયા ? ત્યારે તો તેના વિષે
કવિતાઓ કરવા મંડી ગયા હતા અને અત્યારે આ જ્ઞાન ક્યાંથી ?"
"લીલાદેવી જેવી પતિવ્રતા, સ્વરૂપવતી અને શીલવતી પત્ની પ્રાપ્ત
થયા છતાં પરસ્ત્રી સંબંધી વિચાર કરવા તે મહાપાપ ગણાય."
"વાહ રે વાહ ! મેં તમને આટલા જ્ઞાની નહોતા ધાર્યા." અમર-
સિંહે કહ્યું: "પણ તે બાળા કોણ હતી ? ક્યાં મળી ? શું કહ્યું ? તે તો કંઈક
કહો. વાત કરવામાં થોડુંક વણસી જવાનું છે ?"
"જેતસી પરમારની પુત્રી."
"કોણ ઇચ્છાદેવી ?"
"નામની ખબર નથી."
"જેતસી પરમારની પુત્રી હોય તો તો તે જ હોવી જોઈએ. કારણ
કે પરમારને એક જ પુત્રી છે, અને તે અહીં રાજ્યારોહણના મંગળઉત્સવમાં
ભાગ લેવા પરમાર સાથે આવેલ છે."
"હા. એ જ."
"તે તમે ત્યાં જતા ક્યાંથી પહોંચી ગયા ?"
"એક વખત મહારાજાની આજ્ઞાથી જવું પડ્યું હતું અને બીજી
વખત ખૂદ પરમારના કાર્ય માટે જવાનું થયું હતું."
"બાળાનો તમારા પર કંઈ ભાવ દેખાયો ?"
"તે તો કેમ જણાય ?"
"તો પછી તેની પાછળ ગાંડાઘેલા ન થવાય."
"ઘેલો થયો હતો, પણ હવે મટી ગયો ને !"
"તમારાં અને લીલાદેવીનાં સદ્દભાગ્ય !"

૧ આપણે ધર્મ બરાબર પાળીએ તો તે ધર્મ આપણી રક્ષા કરે છે.

"કેમ ?"

"નહીં તો રાજનો લોહી ઉકાળો થાત."

આ વાતચીત ચાલતી હતી તેવામાં બે શ્યામવસ્ત્રપરિવેષ્ટિત વ્યક્તિઓએ મહાલયના દરવાજામાં પ્રવેશ કર્યો અને ઝાડોના છાંયડાને અંધારે અંધારે ઉદ્યાન વિંધીને મહાલય તરફ જવા માંડ્યું.

"કોઇ વેશ બદલેલા બે માણસો મહાલયમાં ઘૂસે છે." અમરસિંહ બોલ્યો અને તેણે તે માણસો તરફ આંગળી ચિંધી ભીમદેવને બતાવ્યા:

"તેમની પાસે કંઇક ગાંસડી જેવું જણાય છે."

"હા, બરાબર."

"આપણે તેની તપાસ કરવી જોઇએ ખરૂં ?"

"મને એવી નકામી બાબતોમાં પડવામાં રસ નથી."

"પણ ધાર કે તે લોકો કપર્દી મંત્રીને બેભાન બનાવી બાંધીને લઈ જતા હોય તો ?" ભીમદેવે શંકા કરી.

"સંભવિત છે."

"તો તારૂં લોહી ન ઉકળે ?"

"ઉકળે શું ઉભરાઈ ઉઠે."

"તો પછી તપાસ કર્યા વિના કેમ ચાલે." ભીમદેવ બોલ્યો: "હું તેમને આગળ જઇને આંતરી લઉં છું. તું સાવધાનતાથી તેમની પાછળ જા એટલે તેઓ નાસી ન જાય." તેણે ઉપાય યોજ્યો.

થોડી વારમાં ભીમદેવ પેલી બે વ્યક્તિઓની સામે આવી ઉભો અને ત્રાડ મારી: "ખબરદાર ! એક પગલું પણ આગળ વધ્યા છો તો ?"

પેલા બન્ને જણે પાછળ હઠવા માંડ્યું.

"કોણ છો તમે ? બોલી દો ઝટ." ભીમદેવે છેક જ નજીક જઈ આજ્ઞા ફરમાવી. "આ ગાંસડીમાં શું બાંધેલું છે ?"

"કોણ ભીમદેવ મહારાજ ?" પેલા બેમાંથી એક જણ બોલ્યો.

"હા."

"ત્યારે તમારાથી કશું ખાનગી નથી. આ ગાંસડીમાં આખા પાટણની આફત અને પાટણની એટલે ગુજરાતની અપ્રતિષ્ઠા બાંધેલી છે."

"એટલે?" ભીમદેવે પૂછ્યું.

"અને મહારાણી નાયકાદેવીની આજ્ઞાથી." ભીમદેવના પ્રશ્નનો જવાબ ન આપતાં પેલાએ બીજી વાત કરી.

"હું તે માની શકતો નથી." ભાભીનો હુકમ હોય તો એંધાણી બતાવો. નહીં તો ગાંસડી અમને સ્વાધીન કરો અને અમરસિંહ! તું આ બે મહાપુરુષોને પરહેજ કર." છેલ્લું વાક્ય તેણે પાછળ ઉભેલા અમરસિંહને ઉદ્દેશીને કહ્યું હતું.

"મહારાણીએ કંઈ ધારી નહોતું રાખ્યું કે આપ આમ સામા મળશો, તે એંધાણી આપે." પેલાએ કડવાશથી કહ્યું.

"ચૂપ. હવે એક શબ્દ પણ બોલીશ નહીં. હું તને કંઈ પૂછતો નથી." અમરસિંહે પેલા બન્ને તેમની જ પાઘડીથી બાંધી લીધા દરમિયાન ભીમદેવે ગાંસડી છોડી તો તેમાંથી સ્ત્રીનું શરીર કળાયું.

"જુઠા." ભીમદેવે ત્રાડ મારી. "સ્ત્રીહરણ કરીને ભાભીનું નામ દેતા હતા. તમને તો રહેંસી નાખવા જોઇશે."

પેલા કંપી ઉઠ્યા, તેમને ભીમદેવની ઉગ્રતાનો ખ્યાલ હતો.

બંધન છૂટવાથી, ખુલ્લી હવાનો લાભ મળવાથી તથા બેહોશ કરનાર દવાની મુદ્દત પૂરી થવાથી પેલી બાઈ શુદ્ધિમાં આવી.

"હું ક્યાં છું?" પોતાની પાસે ચાર પુરુષોને ઉભેલા ભાળી તેણે પૂછ્યું.

"કોણ, પદ્માવતી કાકી!" અવાજ ઓળખી જવાથી ભીમદેવ બોલ્યો.

"હા, ભીમદેવ! તું પણ ભાભીનાં કાવતરાંમાં ભળ્યો લાગે છે." પદ્માવતીએ ઉભા થતાં મ્હેણું માર્યું.

પોતે તેને છોડાવી તેનો આ બદલો મળતો જોઈ ભીમદેવને પદ્માવતી તરફ તિરસ્કાર આવ્યો. તેને કુપાત્રે દાન કર્યા જેવો, કઠેકાણે દયા બતાવ્યાનો અસંતોષ થયો.

"કાકી! ભૂલો છો. મેં તો તમને છોડાવ્યાં." ભીમદેવે જવાબ આપ્યો.

"તો પછી મને રાજગઢ લઇ જા." જાણે ભીમદેવ તેનો નોકર હોય તેમ પદ્માવતી બોલી. ભીમદેવને આ ચીબાવલી કાકી પર ક્રોધ ચઢ્યો પણ તેણે શાન્તિ જાળવી.

"અમરસિંહ ! કાકીને રાજગઢમાં તેડી જા. કાકી ! અત્યારે પાલખી તો નહીં મળે. પગપાળા જવું હોય તો જાઓ."

"દીકરાના રાજમાં તો પગપાળા જ ચાલવાનું ને હવે." પદ્માવતીએ બીજી વાર મ્હેણું માર્યું.

"પ્રભુ રાખે તેમ રહેવું." તેણે ઉમેર્યું.

અમરસિંહ કાકીને લઇ રાજગઢ જવા નીકળ્યો.

ભીમદેવે ચન્દ્રમહાલયના રખેવાળને બૂમ મારી. "સમરસિંહ ! ઓ સમરસિંહ !"

"હો......" સામેથી પ્રત્યુત્તર મળ્યો.

"અહીં આવ." ભીમદેવે આજ્ઞા કરી.

"હુકમ." ઝુકીને સલામ કરતાં સમરસિંહ બોલ્યો.

"આ બે માણસોને તારા પહેરામાં રાખજે. મારો બીજો હુકમ થતાં સુધી તારી પાસે રાખવાના છે."

"ભલે. આ બે જણાને ?" સમરસિંહે નક્કી કરવા પૂછ્યું.

"હા. બીજા બે જણાને દેખે છે આટલામાં ?" ભીમદેવે કરડાકીમાં જવાબ આપ્યો.

"પણ બાપુ ! આ તો આપણા રાઘવ અને માધવ છે." સમરસિંહે દલીલ કરી. "બાના માનીતા માણસો તેમના પીયરના સંબંધી."

"એટલે તારે શું કહેવાનું છે ?"

"બાપુ ! કહેવાનું કશું નથી. હું તો હુકમ પ્રમાણે વરતવા તૈયાર છું, પણ બા કોપશે તો, હું ગરીબનું બેલી કોણ ?"

"સારૂં, તેમને જવા દે ત્યારે. તું એમને ઓળખે છે ને ?"

"હાજી સારી રીતે."

## પ્રકરણ ૫ મું

## પદ્માવતીને પકડવા માટે

હું તો મથું વિસરવા પણ યાદ આવે,
હું દૂર નાસું પણ સત્વર પાસ આવે;
ટાઢું થતું હૃદય તે ફરીથી ઉકાળે,
બાળા અહોનિશ બરે દિલ મારું બાળે.

“ભાભી...” ભીમદેવે નાયકાદેવીના ઓરડામાં પ્રવેશ કરતાં પહેલાં બૂમ પાડી અને અંદર પેઠા.

“જરા અંદર ગયાં છે; હમણાં આવશે.” એક મંજુલ સ્વર સંભળાયો.

“તમે?” જવાબ આપનાર સામે જોઈ ભીમદેવ જરા ચમક્યો.

“હા, હું.” બાળા મધુરું હસી.

“મેં તો ધાર્યું તમે આબુ જતાં રહ્યાં છો.” ભીમદેવે પૂછ્યું.

“દુનિયામાં બધું આપણે ધારીએ તેમ હોતું નથી.” બાળા હજી હસતી હતી. હસવાથી તેના ગાલમાં ખાડા પડતા હતા તે બહુ સુંદર લાગતા હતા.

“માફ કરજો, આપનું નામ તો હું પૂછવું જ ભૂલી ગયો છું.”

“ધ્રચ્છાદેવી.”

“હમણાં તો રોકાવાનાં છો ને?”

“પરોઢીએ જ અહીંથી નીકળવાનાં છીએ.” તેથી તો હું મહારાણીને મળવા આવી છું,” બાળાએ ખુલાસો કર્યો.

બન્ને વચ્ચે વાતચીત ચાલતી હતી તેવામાં નાયકાદેવી તે ઓરડામાં આવ્યાં અને બોલ્યાં: “તમે બન્ને એક બીજાને ઓળખતાં લાગો છો.”

“હાજી.”

“એ મારા દિયર થાય. તમે જાણતાં તો હશો?”

“હાજી, મને મારા બાપુએ કહ્યું હતું.”

“લ્યો આ સલખ-કુમારને માટે પોશાક, આ તમારે માટે હીરાહાર, આ સેર પરમારને માટે છે.” નાયકાદેવીએ દાસી પાસેના થાળમાંથી બધું ધ્રચ્છાદેવીને આપવા માંડ્યું.

" નાયકાબા ! આપની કૃપા છે તે ઓછું છે ?"

" ના, પણ રિવાજ છે ને. તમે અમારે ત્યાં મંગલ પ્રસંગે આવ્યાં તે અમારે તમારો સત્કાર તો કરવો જોઈએને !" નાયકાદેવી બોલીઃ " તમારો ઉતારો પણ જૂદો ન હોય. તમે તો અમારૂં અંગ છો. પણ પરમારની ઇચ્છા હતી એટલે જૂદો ઉતારો આપવો પડ્યો." મહારાણીએ વિવેક કર્યો.

" ત્યારે હું રજા લઇશ, બા ! હજી હું જઇશ ત્યારે બધી તૈયારી થશે." ઇચ્છાદેવી બોલી.

" હા. પધારો. સગવડ જળવાઇ હોય, ન જળવાઇ હોય તે મનમાં ન રાખશો, હાં !" મહારાણી બોલ્યાં.

" કશી ઉણપ આવી નથી."

ઇચ્છાદેવી ઉઠી. એટલે તેની હીરા વગેરે દાસીઓ પણ ઉઠી અને બધાં ચાલ્યાં. મહારાણી તેને થોડે સુધી વળાટાવી આવ્યાં.

" કહો દિયરજી ! કેમ છો ?" નાયકાદેવીએ હસતાં હસતાં પૂછ્યું.

" મજામાં."

" મારાં દેરાણી શું કરે છે ?"

" હું ફરવા ગયો હતો ત્યાંથી બારોબાર આવું છું."

" મ્હોં પડી ગએલું કેમ લાગે છે ? કંઈ ચિંતામાં છો ?"

" હું તમારા એક વાંકમાં આવી ગયો છું."

" એક શું, અનેક વાંકમાં આવ્યા હશો તો પણ માફ છે, બસ ! બોલો શો વાંક કર્યો ?" રાણીએ પૂછ્યું.

" આપે જેને કેદ કર્યાં હતાં તેને મેં છોડી મૂક્યાં !" ભીમદેવ હળવેથી બોલ્યો. શરમથી તેણે નીચે જોયું.

" કાકીને ?" નાયકાદેવી ચમકીને બે હાથ પાછી ખસી ગઈ.

" હા."

" ગંભીર ભૂલ કરી. એ હવે મારૂં નિકંદન કાઢશે." નાયકાદેવીના અવાજમાં ભય અને ત્રાસ સ્પષ્ટ જણાતાં હતાં.

" કંઈ ઉપાય ?"

"હા. તે મહારાજાને મળે તે પહેલાં તેને ફરી કેદ કરવા."

"તે કેમ બને?"

"તે તમારાથી તો ન જ થાય. તમને હું તેમ કરવા પણ ન દઉં." નાયકાદેવી બોલી: "પણ તમારા મિત્રોમાંથી કોઈ એવું હોય કે જેના પર આપણે પૂર્ણ વિશ્વાસ રાખી શકીએ તો તેને આ કામ સોંપી શકાય."

"ઠીક ત્યારે, તે કામ હું માથે લઉં છું."

"તમે જાતે નહીં હો."

"હા."

"ઠીક ત્યારે, કરો ફત્તેહ."

ભીમદેવે રજા લીધી. મહારાણી ચિંતામાં પડી ગયાં.

× × × ×

"ચન્દ્રસિંહ!" ભીમદેવે બહાર આવી બૂમ પાડી.

"જી." વિનયભરેલો સ્વર સંભળાયો. એક મજબૂત ઉંચો પડછંદ આદમી શસ્ત્રાસ્ત્રસજ્જિત વેશમાં આવીને ઉભો રહ્યો અને ઝૂકીને પ્રણામ કર્યો. "આજ્ઞા."

"જા, જલદી અમરસિંહને કહી આવ કે મને અત્યારે ને અત્યારે મળી જાય." ભીમદેવે આજ્ઞા કરી.

"જેવી આજ્ઞા."

ચન્દ્રસિંહ છલંગ મારીને ઘોડા પર ચઢી ગયો અને ઘોડાને ફેરવી એડી મારી.

"મારતે ઘોડે જજે હો."

ચન્દ્રસિંહે ઘોડાની લગામ ખેંચીને છેલ્લો હુકમ સાંભળી લીધો અને પછી ઘોડાને તબડકાવી મૂક્યો.

"પરમાર પરોઢીએ જવાના છે." ભીમદેવ મનમાં ગણગણ્યો. "તેને મળવા ગયા વગર કેમ ચાલે? સાથે અમરસિંહ હોત તો વધુ ઠીક થઈ પડત, પણ તેને આ કામ સોંપવું પડશે."

ભીમદેવ વિચાર કરે છે એવામાં અમરસિંહ આવી પહોંચ્યો અને વંદન કરી બોલ્યો: "કેમ મને મોડી રાતે બોલાવવો પડ્યો?"

"તારો ખાસ ખપ પડ્યો છે."

"શું કહો છો! ખરેખર?"

"હા," ભીમદેવ સમજાવવા લાગ્યો: "તને એક મહત્ત્વનું કાર્ય સોંપવું છે."

"લાંબી પ્રસ્તાવના કર્યા વગર જે કાર્ય સોંપવું હોય તે જ કહી દોને?"

"દિ આથમે આપણે જેને છોડ્યાં તેને મધરાતે કેદ કરવાનાં છે."

"કોને પદ્માવતીબાને?"

"હા."

"છે તો એ જ લાગનાં."

"ત્યારે એ કાર્યનો ભાર તારા પર મૂકું છું."

"હું આમાં બીજા મિત્રોની મદદ લઉં તો કંઈ હરકત છે?"

"તે સાચા મિત્ર હોવા જોઈએ."

"તમે ઓળખો છો; વસ્તુપાળ અને તેજપાળ."

"હા, હું જાણું છું. પણ મેં તેમની પરીક્ષા કરી નથી."

"મેં પરીક્ષા કરી છે. જૈનધર્મના પાલન અને પ્રચાર માટે જ પોતાનું જીવન છે, એવી તેમની માન્યતા છે અને જ્યાં સુધી કાકીમા છે, ત્યાં સુધી તે બનવું અશક્ય છે, એમ પણ તે માને છે, એટલે તે આપણને જરૂર મદદ કરશે."

"હા, બેય છે તો તેજસ્વી અને ચપળ."

"અરે, જેવા બુદ્ધિશાળી છે, તેવા જ બળવાન છે."

"ત્યારે તેમની મદદ લેજે."

"જરૂર, પણ એક વાત પૂછી લઉં. આપ તે દરમિયાન કયા મહાન્ કાર્યમાં જોડાવાના છો?" અમરસિંહે નજીક આવી ધીરેથી પૂછ્યું.

"હું? મારે પરમારને મળવા જવું છે. તેઓ પરોઢીએ જવાના છે."

"હાસ્તો, ગયા વિના કંઈ ચાલે છે." અમરસિંહ ભીમદેવની મશ્કરી કરતો બોલ્યો: "ઇચ્છાદેવીને મળવાનું ભૂલતા ના."

"લે, રાખ હવે."

"તમને ન ગમતું હોય તો ન કહું."

"તમે પુસ્તકો લખતાં લખતાં આ કળા જ્યાંથી શીખ્યા ત્યાંથી." તેજપાળ બોલ્યો.

ત્રણે જણાએ એવી સરસ રીતે વેશ બદલ્યો હતો, કે તેમને તેમની પત્નીઓ પણ ન પારખી શકે.

અંધારાવાળા ભાગમાં ઉતાવળે ચાલ્યા જતાં અમરસિંહનો પગ એક કૂતરા પર પડ્યો. કૂતરે 'ડાઉકારો' કર્યો અને કાન ફડફડાવતું આખું જઈ ઉભું.

"માણું, શુકન સારા નથી થતા." કૂતરે કાન કર્યા તેથી વસ્તુપાળે કહ્યું. પરંતુ કામ કરવાના ઉત્સાહમાં પેલા બેયે એ તરફ ધ્યાન આપ્યું નહીં. થોડા સમયમાં તેઓ પદ્માવતીના મહેલની નજીક આવી પહોંચ્યા, અને ઉપર ચઢવાની યુક્તિ વિચારવા લાગ્યા.

× × × ×

આ સ્થળે વસ્તુપાળ તેજપાળના સંબંધમાં માહિતી મેળવવી આવશ્યક છે. આમ તો તેમને આખું ગુજરાત પિછાને છે, પણ તેઓ 'વિધવાના પુત્ર' શી રીતે?

---





# પ્રકરણ ૬ ઠ્ઠું
## અણખૂલ્યાં અંતર

"વિણ પ્રેમ સૌ અભાગી." વિભાકર.

કુમારદેવી નિરંતર કામના બોજા નીચે કચડાયલી રહેતી. ઘરમાં ચાલતો નિરંતરનો ક્લેશ અને સતત તિરસ્કાર સહીસહીને તેનું કાળજું કપાઇ જતું. એકલી પડતી ત્યારે તે ખૂબ રડતી અને નિશ્વાસ મૂકતી. સમગ્ર સૃષ્ટિ તેને સૂનકાર ભાસતી. દિલ ખોલવાના પાત્રને અભાવે અંતરની જ્વાળા અંતરમાં જ શમાવતી.

પુરુષો તરફથી સ્ત્રીઓને ઘણો અન્યાય મળ્યો છે. પુરુષો સ્ત્રીઓને દબાવે છે, તિરસ્કારે છે, રીબાવે છે, આવું આવું કહેવાનો ચાલ પડી ગયો છે. બાકી સ્ત્રીજાતિની શત્રુ સ્ત્રીજાત જ છે. સ્ત્રીને પોતાના સ્વામી, સસરા કે દિયર કે જેઠ તરફથી સોસવું પડ્યાના, અન્યાય મળ્યાના દાખલા કરતાં તેની નણંદ કે સાસુ તરફથી દુઃખ મળ્યાના દાખલા હરહમ્મેશ અનેકઘણા વધારે હોય છે. કુમારદેવીના દુઃખનું કારણ પણ સ્ત્રી જ. તેની અપર માતા જ હતી.

× × × ×

કુમારદેવીની માતા લક્ષ્મીદેવી સાક્ષાત્ 'લક્ષ્મી' તુલ્ય હતી. જેવી તેની મનોહર કાન્તિ હતી તેવા જ તેના ગુણો હતા. આડોશીપાડોશીમાં અને નાતજાતમાં લક્ષ્મીદેવી 'દાખલો દીધા જોગ' ગણાતી. લક્ષ્મીદેવી અને આભૂ શેઠની જોડલી ભાગ્યશાળી ગણાતી. લક્ષ્મીદેવી જેવી 'વરઘેલડી' હતી, તેવા જ આભુ શેઠ 'વહુઘેલા' હતા. ઘરમાં કરતીકારવતી લક્ષ્મી હતી. શેઠ પણ તેને પૂછીને પાણી પીતા.

લક્ષ્મીદેવીના મરણટાણે શેઠે જે 'વળાપ' (વિલાપ) કરેલા, તે સાંભળીને તો ધીરજવાળાની પણ ધીરજ છૂટી જાય અને લક્ષ્મી તે ખરેખર આભૂ શેઠની ગૃહલક્ષ્મી જ હતી. લક્ષ્મીદેવી ઘરમાં આવ્યા પહેલાં શેઠ તેલપળી કરીને તથા કોથળો ફેરવીને ગુજરાન જોગું માંડ માંડ કમાતા

ગૃહલક્ષ્મી આવ્યાં અને સારાં ઘરનાં હોવાથી સારો કરીઆવર પણ લાવ્યાં.
આભૂ શેઠે પાટણની એક પોળમાં નાની સરખી હાટડી નાંખી અને સારી
કમાણી કરવા લાગ્યા. લક્ષ્મીનો સ્વભાવ તો વરસાદ જેવો છે ને. "પડે
ત્યાં પોટલા" એટલે એક દિવસ આભૂ શેઠને ત્યાં લક્ષ્મીની લીલાલહેર થઈ.
એક સમયે શેઠે લક્ષ્મીને છાનું ચુંબન લેતાં કહેલું કે; "લક્ષ્મી!
આ તારાં ભાગ્યશાળી પગલાંનો પ્રતાપ."
ત્યારે લક્ષ્મીદેવીએ નમ્રભાવથી કહ્યું કે; "તમારાં બુદ્ધિબળ અને
પ્રયત્નનો પ્રતાપ."
આવી રૂપગુણસંપન્ન સ્રીનો અવસ્થાએ (ઘડપણમાં) વિજોગ થાય
ત્યારે કાળજું શું કર્યું કરે?
પણ આશ્ચર્યની વાત એ બની કે, લક્ષ્મીદેવીના તેરમાને દિવસે આભૂ
શેઠના ચાંલ્લા થયા અને લગ્ન પણ તરતમાં જ પતાવી દેવામાં આવ્યાં.
નવી વહુનું નામ પણ લક્ષ્મી જ હતું.
માતાના મરણસમયે કુમારદેવીની અવસ્થા બાર વરસની હતી
અને તેને પરણ્યાને મહિનો દિવસ પણ નહોતો થયો. તેની માને તે એટલી
બધી લાડકવાઈ હતી, કે લગ્ન થયાં, પણ તેને સાસરે રહેવા દીધી નહોતી.
પોંખાવીને પાછી લઈ આવ્યા હતા.
નવું ઘર કર્યા પછી આભૂ શેઠ કુમારદેવીને સાસરે વળાવવાનો વિચાર
કરતા હતા તેવામાં એક સવારે કાગોત્રી આવીને ઢગ આવ્યો. કાગળ
વાંચતાં જણાયું કે કુમારદેવીનો સ્વામી કોગળીઆના રોગથી મરણ પામેલ
છે. આ સાંભળી પાટણની પોરવાડ જ્ઞાતિમાં હાહાકાર થઈ ગયો. સંખ્યાબંધ
માણસો ખરખરે આવવા લાગ્યાં અને 'સંસારની અસારતા' પર રૂઢ
થએલાં વાકયો બોલી, રડી રડાવી, શેઠને આશ્વાસન આપી, રજા લેવા લાગ્યાં.
લક્ષ્મીને કુમારદેવી ખૂંચતી તો હતી જ. તેવામાં તે વિધવા બની.
એટલે હવે તો કાયમ ખાતે અહીં રહેવાની અને પોતાને મહાલવામાં
અડચણ કર્તા થવાની, એ વિચારે તેણીને મુંઝવી દીધી. એક દિવસ શેઠની
આગળ વાત કાઢી.
"સાંભળ્યું?" લક્ષ્મી શરુઆત કરતાં બોલી: "આ તમે તો ડંડે
ચેટે બેઠા છો, પણ મારાથી માણસોની નિંદા સાંભળી જતી નથી."

"કેમ? નિંદાનું શું કારણ છે વળી?" શેઠે નવાં બૈરાં પર પ્રતાપ પાડવા રૂઆબથી બોલવાનો મહાવરો કરવા માંડ્યો હતો.

"તમારે કાન છે કે કાણું? તમે નહીં સાંભળતા હો?" લક્ષ્મી ધડૂકી.

તે તાજેતરમાં પરણી આવી હતી, પણ કંઈ મુગ્ધા નહોતી. તેની ઉમ્મર વીશ વરસની છે એમ તો તેની માતા પણ કહેતી, પણ પચ્ચીસમાં એક ટાંક ઓછી નહિ હોય. તેની માતાનો સ્વભાવ તેનામાં ઉતર્યો હતો. "ભલભલાને ભૂ પાઈ દેવાનો" તેનો ગર્વ હતો. કોઈનું સત્તાદર્શક વાક્ય તે સાંભળી શકતી નહોતી. વળી જેમ શેઠને વહુ ઉપર ધાક બેસાડવાના મનોરથ હતા, તેમ શેઠાણીને પણ શેઠને નચાવવાના અભિલાપ હતા. એટલે તે મોળું કેમ મૂકે। તેની માતાએ કંઈ તેને સાસરે આવતી વેળા शुश्रूषस्व गुरून्*નો બોધ નહોતો આપ્યો.

"મને તો કોઈએ કંઈ કહ્યું નથી." આભૂ શેઠ ઝંખવાણા પડી ગયા.

"મને તો કોઈએ કહ્યું નથી!" જાણે ચાળા પાડતી હોય તેમ શેઠનાં વાક્યોનો પુનરૂચ્ચાર કરી શેઠાણી બોલ્યાં: "તમે તો રહ્યા ભાયડા. તમારે તો દૂકાન ભલી ને ઘર ભલું. બાકી ભોગ તો મારા છે ને. મારાથી પાંચ માણસમાં ઉંચું માથું થતું નથી. જે મળે તે એમ જ કહે છે કે,

---

* આ શ્લોક શાકુંતલના ચોથા અંકનો ૧૭મો છે.

शुश्रूषस्व गुरून्, कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने;
भर्तुर्विप्रकृताऽपि रोषणतया मा स्म प्रतीपं गमः।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी;
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥ ४ ॥ १७

વડીલોની સેવા કરજે. શોક્યો ઉપર બેનપણી જેટલાં હેત રાખજે. તારા સ્વામી ખિજાઇને વઢે વળગે છતાં તું કદિ અવળાઈ કરીશ મા. નોકરચાકર તરફ મમતાભર્યું વર્તન રાખજે. તને પ્રાપ્ત થયેલાં સૌભાગ્ય અને સમૃદ્ધિનો ગર્વ કરીશ નહિ. નવ-પરિણીતાઓ આવા પ્રકારના વર્તનથી ગૃહિણીપદને પામે છે. આ ઉપદેશથી અવળું આચરણ કરનારી સ્ત્રીઓ તે કુટુંબને પીડારૂપ છે.

આ ઉપદેશ કણ્વ ઋષિ સાસરે જતી શકુંતલાને આપે છે. (ભાષાન્તરમાં શબ્દોને ન વળગી રહેતાં ભાવ ગ્રહણ કર્યો છે.)

અરેરે! લક્ષ્મી વહુ! આવડી મોટી દીકરીને તમે પોત પહેરવા કે ખૂણો પાળવાયે ન મોકલી? હવે હું તે કેટલાકને જવાબ દઉં?”

“તારૂં કહેવું સાવ સાચું છે, પણ તેનાં સાસરીઆં અવળાઈ કરે તેમાં આપણે શું કરીએ? અને કદાચ આપણે ઉપર પડતાં જઈએ અને ગામ વચ્ચે વરઝોળા થાય તો તેમાં આપણી આબરૂ શી રહે?” શેઠે ખુલાસો કર્યો.



કુમારદેવીનો સ્વામી મરણ પામ્યો તેથી તેનાં પગલાં ખરાબ ગણાયાં હતાં અને તેનાં સાસરીઆં તેનું મ્હોં જોવા જ ઇચ્છતાં નહોતાં. “ત્યારે એમના દીકરાની વહુ, પણ મારી તો દીકરી છે ને! બિચારી થશે તે કામ કરશે અને ધર્મધ્યાનમાં જીવન ગાળશે.” શેઠે ઉમેર્યું.

શેઠાણી શેઠના આ નમ્ર અને દયાજનક ખુલાસા આગળ વધુ દલીલ કરી શક્યાં નહીં, કે રોષ બતાવી શક્યા નહીં, એટલે તે વાત ત્યાં અટકી.

આધેડ અવસ્થામાં લગ્ન કરનારને ખોટી જુવાની ધારણ કરવી પડે છે. નવપરિણીતાનું મન રંજન કરવા નવા નવા પ્રસંગો અને નવી નવી યુક્તિઓ યોજવાં પડે છે. પોતાની સગવડ માટે પરણ્યા હોય છે, પણ પોતે પેલીની સગવડ પ્રમાણે જીવન જીવતા થઈ પડે છે. આભૂ શેઠ છેવટ એટલા બધા સ્ત્રીવશ થઈ ગયા, કે નવીની હાએ હા અને નવીની નાએ ના કરવા લાગ્યા.

કુમારદેવી નવીને કાંટા માફક ખૂંચતી. પણ તેને નિવારવાનો એકેય ઉપાય નહોતો. કંઈ નહીં તો લોકલજ્જા ખાતર પણ કુમારદેવીને પોતાને ત્યાં રાખ્યા વગર કે ભરણપોષણ કર્યા વગર ચાલે તેમ નહોતું. એટલે

તે વડચકે આવી બોલતીઃ "પલાંઠો વાળીને બેનબા બેઠાં છે! ઘરમાં કામ પડ્યું છે તે તેની કોઈ સગી આવીને કરી જશે, એનો વિચાર નહીં કરતી હોય!" "ખાધે ખબડદાર છે, બાકી કામનું નામ પડ્યું કે મંદવાડ ઉભો જ છે." "કામની તો એવી કોશરણી (આળસુ પ્રમાદી) છે કે ભાઈસાબ! ન પૂછો વાત. 'દીકરીનો અવતાર ને આવું શે પોસાય?" આવાં અનેક પ્રકારનાં વાક્યો ઉચ્ચારી તે કુમારદેવીને વિંધવા લાગી.



કુમારદેવી હાશ કરીને બેસે કે ઘડી આડે પડખે થાય તે નવીથી જોયું ન જાય. કેવળ સ્ત્રીવશ બની ગએલા આભૂ શેઠ પોતાની સ્ત્રીને ઠપકાનાં બેવાક્ય સરખાં કહેવાને પણ સમર્થ નહોતા. તેમ દીકરીને બે આશ્વાસનના શબ્દો કહી પ્રસન્ન કરવા જેટલી હિંમત નહોતી.

નવીને પહેલે ખોળે દીકરો આવ્યો અને તેણીનાં માન વધ્યાં. કુમારદેવીને માથે આ નવી જવાબદારી આવી. છોકરો જરા 'ઉવાં, ઉવાં' કરે કે તેનું આવી બન્યું. બિચારીને રાત્રે સુખે સૂવાનું પણ ગયું.

કુમારદેવી આ ચક્કીમાં બે વરસ પિસાઈ. એવામાં અચિંતી આવીને છોકરો બે દિવસના મંદવાડમાં મરી ગયો. પછી તો તેણીને જીવતી ડાકણનું જ ઉપનામ મળ્યું. પોતાનો બધો રોષ નવીએ કુમારદેવી પર કાઢવા માંડ્યો. 'આ રાંડ પાપણીને લીધે જ મારો દેવના ચક્કર જેવો દીકરો ગુમાવી બેઠી,' એમ તે ખુલ્લેખુલ્લું કહેવા લાગી.

આ સળગતા દાવાનળમાં કુમારદેવીને એક આશ્વાસન હતું. તે પાણી ભરવા જતી ત્યારે તેને એક દૂકાન પાસેથી પસાર થવું પડતું. ત્યાં એક

નવજુવાન દુકાનદાર તકીઆ પર આડા પડીને પાન ચાવતો તે
બેતી. તેનામાં સ્ત્રીના રૂપની મધુરતા હતી, પુરુષોચિત પ્રતિભા હતી.
પોતે જ્યારે જ્યારે ત્યાંથી નીકળે ત્યારે આ જુવાનની અમીઝરણી આંખો
તેને નિરખી રહેતી. કુમારદેવી પણ છાની છાની તેની રૂપસુધાનું પાન
કરતી. તેના અમીટપકતા લાલચોળ ઓઠ તેના હૈયાને હચમચાવી મૂકતા.
તેના મગજને તરંગિત કરતા. નવજુવાનની વિશાળ છાતી અને મજબૂત
અને લાંબા હાથ કુમારદેવીના દિલમાં કંઈ કંઈ આશાઓ અને અભિ-
લાષાઓ પ્રકટાવતા. કદિક કદિક એકાદ ક્ષણ તારામૈત્રક પણ રચાતું, ત્યારે
તેણે અનુભવની આપવીતી એક બીજાને કહી દીધાનો આત્મસંતોષ ઉત્પન્ન
થતો. આ રસ્તે નીકળવું તે કુમારદેવીને મન એક મોજ હતી. કોઈ વખત
પોતે પાણી ભરવા અથવા બીજા કોઈ કાર્યપ્રસંગે આ રસ્તે નીકળે અને
તેનાં દર્શન ન થાય તો તેને સઘળું સૂનકાર ભાસતું, તેની હોંસ અને
હુલાસ ઓસરી જતાં. તે યંત્રની માફક કામ કરતી તથા અંતરમાં ઉતારેલ
પ્રિયજનની પ્રતિમા આગળ ભાવનાના પ્રદીપ પેટાવી દર્શનસુખમાં લીન
થઈ જતી.

અપરમાતાનો તિરસ્કાર, ગાલિપ્રદાન, પ્રહાર તથા પિતાની ઉદા-
સીનતા–નિઃસ્નેહતા આ દર્શન–સુખ આગળ ગળી જતાં. જ્યારે જ્યારે
મળતાં ત્યારે કંઈ કંઈ કહી નાખવાની વૃત્તિઓ અંતરમાં ઉછળતી. ઓઠ
ફરકતા પણ આખરે મૌન સેવાતું. માત્ર આંખો આંખોનું કામ કરી લેતી.

આમ દિવસો પછી દિવસો અને મહિનાઓ પછી મહિનાઓ વીત્યા;
પરંતુ કુમારદેવીની લજ્જાશીલતાથી કે પછી નવજુવાનની નિષ્ક્રિયતાથી;
એકાંત સ્થળને અભાવે કે કોઈ ભાળી જવાના ભયથી બન્ને પ્રણયીઓનાં
અંતર અણખૂલ્યાં જ રહ્યાં.



## પ્રકરણ ૭ મું—મિલન

નયને, વદને, બદને, મદને, સદનો કરી, રાજ દીધું મદને;
રતિની તરસી, પિયુને પરસી, વરસી અમી વેણુ ગળે વળગે.
અળગી કરતાં, સળગી વદતી વિંટળાઈ વળે, અધિરી બનતી;
થથરે પગને ફરકે અધરો, પસીને પલળી શ્રમથી નમતી.
કળથી કચડી, ભુજમાં ભચડી કરડી રદથી, મરડી કટિએ;
જકડી કુચને, ચૂમીને અમીને, ભરી અંક નિઃશંક જ ઉમળકે,
સુરવાસ ભૂમિ પર છાયી કરી, સુરરાજ બની શચિ સાથ રમે.

કાવ્યમનોરમા.*

અમાસ—

હતી અવસ્થા મુજ એક એવી, પૂરેપૂરી હું પતિથી પ્રકાશી;
પછી અવસ્થા બની આજ એવી, પતિ વિના નિત્ય ફરૂં ઉદાસી.
પતિ સિધાવ્યા પરદેશ મારા, એથી ઉઠી અંતર પ્રેહ જ્વાલા;
તે જ્વાલને કોઈ જુએ ન જાણી, આ શ્યામ સાડી વપુએ વિંટાળી.
ડૂમો ભરાયો મુજ છાતી માંહી, રોઉં ઝીણું શબ્દ ન જાય કયાંહી;
**સૌભાગ્ય જેવી સતિને નથી બીજું, સૌભાગ્ય વહોણું મુજ જેવું જીવવું.**
**સૌભાગ્ય વહોણાં સુખ સૌ નકામાં, સૌભાગ્ય વહોણાં બનીએ નકામા;**
**સૌભાગ્ય વહોણાં સહુ તુચ્છકારે, સૌભાગ્ય વહોણાં નહિ માન ક્યારે?**
**સૌભાગ્ય સર્વસ્વ જ સ્ત્રીતણું છે, બ્હેનાં! કહે તું કયમ દુઃખી દીસે.**

---

* આ લેખકનો અપ્રસિદ્ધ કાવ્યસંગ્રહ.

**વિધવા—**

પતિ સિધાવ્યા પરલોક મારા, આંખે વહે આંસુની તેથી ધારા;
પતિ વિના શ્યામ સજ્યો છે વેષ, ત્યાગ્યાં ઘરેણાં વળી શ્યામ કેશ.
સૌભાગ્ય સંબંધી કહ્યું તમે જે, સાચું સુવર્ણાક્ષર તુલ્ય તે છે;
પતિ વિના હું અથડાઉં આમ, પતિ વિના પામું નહિ વિરામ.
પતિ વિના આપ સમાન હું છું, અસ્તિત્વ નાસ્તિત્વ જ છેક જૂઠું;
પતિ તમોને મળશે ફરીથી, મારે પતિ–મીલન–આશ તૂટી.

**અમાસ—**

જો સ્નેહ સાધી પતિ શું રમી હો, રૂપે ગુણે અંતરમાં ગમી હો;
તો નાથના યાદ કરી પ્રસંગ, વિતાવ આયુષ્ય ધરી ઉમંગ.
શું સ્નેહ? શું સ્વામિ? શું લગ્ન હોય, તેથી અજાણી હતી બેની તોય;
વરાવી હોયે કદી માત–તાતે, નથી રમી સ્વામી શું રંગ રાતે.
તો યોગ્ય પ્રેમી વરીને સુખી થા, અમાસની પૂનમ તું બની જા;
ગૃહલક્ષ્મી થઈને કર કાર્ય સારાં, જગે ગવાશે ગુણગાન તારાં.
એવું વદીને મુખથી અમાસ, આવી જરા એ વિધવાની પાસ;
ભાલે કરી કુંકુમ ચાંદલાને, બોલી: તું બેની! 'નવ કન્યકા છે.'
આશીશ આપી ઉરની અનેક, કરેથી સ્પર્શી શિર પ્રેમ સાથ;
સવાર ત્યાં વેગથી પડતાં, રાત્રિ અને નારી સિધાવી જાતાં.

કાવ્યમનોરમા.*

—

એક વખત કુમારદેવી લાગલાગટ ચારપાંચ દિવસ સુધી ન દેખાઈ, તેથી પેલા નવજુવાનને અસુખ થવા લાગ્યું. પોતાના નિત્યકર્તવ્યમાંથી રસ ઉડી ગયો. અને પ્રેયસીને મળવા મન તલપાપડ થવા લાગ્યું. એ લલનાના અપરિચિત ઘેર શી રીતે જવું તેના તે ઉપાય શોધવા લાગ્યો.

પોતે તેનું ઘર જોયું હતું. તેના બાપ સાથે આંખની ઓળખાણ પણ હતી, પણ તેને ઘેર જવાનું કોઈ બહાનું શોધવાની જરૂર હતી. ઘણા વિચાર કરવા છતાં પણ તેને એકે ઉપાય હાથ લાગ્યો નહિ. તેથી અકળાવા લાગ્યો.

---

* "પતિવિહીન તે અમાસની રજની." કવિવર ન્હાનાલાલના એ વચનમાંથી પ્રેરણા પીને આ કાવ્ય રચ્યું છે અને તેમાં વિધવાવિવાહનો પ્રશ્ન ગુંથ્યો છે. લેખક.

રાત્રે દુકાન વધાવી, નોકરોને રજા આપી. કુંચીઓનો ઝુડો ખખડાવતો તે ઘેર જવા નીકળ્યો. રાત્રિના નવ સાડાનવ થયા હશે. રસ્તો નિર્જન હતો. કુમારદેવીના ઘર પાસેથી પસાર થતાં તેને કંઇ કંઇ થયું. ઉંચે જોતાં એક બારી ઉઘાડી ભાળી. મનમાં એક વિચાર વિજળીને વેગે આવ્યો અને ઓસરી ગયો. બારી ઉંચી હતી અને તેની પોતાની પાસે કંઇ સાધન નહોતું.

આ વખતે બારીમાં જરા પ્રકાશ દેખાયો. યુવકના અંતરમાં આશા પ્રકટી. તેણે ત્રણ તાળી પાડી અને છૂપાઇને શું થાય છે તે જોવા લાગ્યો.

થોડી વારે એક માંદગીના કંટાળાની રેખાથી અંકિત થએલું સુંદર મુખ બારીમાં દેખાયું. જુવાનને આછા અજવાળામાં પણ તે મુખ પારખવામાં મુશ્કેલી ન પડી. તેનું મન આનંદથી નાચી ઉઠયું.

"કુમારદેવી!" તેણે ધીમાશથી પણ સ્પષ્ટપણે ઉચ્ચાર્યું.

"આશારાજ!" સામેથી મોહક સ્વર સંભળાયો: "ઉભા રહો."

કેમ જાણે કુમારદેવી આશારાજનું અંતર વાંચી ગઇ હોય! તેણીએ ઝટપટ ઉઠી એક મજબૂત દોરડું લટકતું બાંધ્યું અને અનિમિષ નેત્રે નિહાળી ઉભી રહી. આશારાજે કુંચીઓનો ઝુડો ખીસ્સામાં સરકાવી, ધોતીઆનો કછોટો માર્યો, બાંયો ચઢાવી, અને દોરડાને વળગી પળવારમાં ઉપર ચઢી ગયો. તેને નીચેથી કોઇ માણસ પસાર થયાનો વહેમ ગયો, પણ તેણે પાછું વાળી ન જોયું.

× × × ×

પરોઢીએ તે ઝપાટાબંધ ઘેર જવા નીકળ્યો ત્યારે રસ્તામાં બ્રાહ્મણનો બાર ચૌદ વરસનો છોકરો કંઇક ગણગણતો ગણગણતો સામો મળ્યો.

"પ્રાગ્વાટકુલભૂષણ! જય જય." વિપ્રકુમારે આશારાજને સંબોધીને કહ્યું.

"અહો સોમદેવ શર્મા! બહુ વહેલા કંઇ?" આશારાજે હસીને કહ્યું.

"ચાલે છે કંઇ? ब्राह्मे मुहूर्ते चोत्थाय" કહીને વિપ્રકુમાર હસ્યો.

"આજે જરા દુકાને આવજોને. મારે ધર્મશાસ્ત્ર સંબંધમાં પ્રશ્ન કરવો છે." આશારાજે નમ્રભાવથી કહ્યું.

"આપને જૈનને વૈદિક ધર્મશાસ્ત્ર સંબંધમાં પ્રશ્ન કરવાનું કંઈ પ્રયોજન ?" વિપ્રકુમારે છટાદાર ભાષામાં પ્રશ્ન કર્યો.

"प्रयोजनमनुद्दिश्य न मंदोऽपि प्रवर्तते* ભૂલી ગયા ?" આશારાજે કહ્યું: બન્ને હસી પડ્યા.

"ભલે, બ્રહ્મયજ્ઞ વૈશ્વદેવ આદિથી નિવૃત્ત થઈ ભોજન કરી એકાદ ઘટિકા આવી જઈશ."

"ઠીક ત્યારે જય જય."

"જય જય."

× × × ×

"સોમદેવ શર્મા ! વિધવાવિવાહ સશાસ્ત્ર છે ?" આશારાજે પ્રશ્ન કર્યો.

"આપના પ્રશ્નનું પ્રયોજન સમજાવો તો પ્રત્યુત્તર મળે." સોમદેવે શિથિલતાથી પૂછ્યું.

"મારા એક મિત્રવતી મારે પૂછવું પડે છે." આશારાજે ખુલાસો કર્યો.

"શેઠજી ! બ્રાહ્મણ સમક્ષ અસત્ય ભાષણ કરનારને મહાપાતક લાગે સમજ્યા ?" સોમદેવે પ્રતિભાભરી ભાષામાં કહ્યું.

"પણ હું કહુ છું તે સત્ય જ છે." આશારાજે કંઈક ઝંખવાણા પડીને ખુલાસો કર્યો.

"ત્રિકાલજ્ઞાની ઋષિમુનિના વંશજને તમે વૃથા વાગ્વ્યાપારથી ઠગી જશો એમ માનો છો ? અશ્વરાજ ! તમારી એ માન્યતા મિથ્યા છે. તમે તમારા 'મિત્રવતી' નહીં, પણ તમારા પોતાને માટે જ પ્રશ્ન કરો છો અને તે આભૂ શેઠને પ્રથમ પત્ની લક્ષ્મીદેવીથી ઉત્પન્ન થએલી વિધવા કુમારદેવીના સંબંધમાં." વિપ્રબાળકનું પ્રતિભાવાન્ મુખારવિંદ અત્યારે લાલઘૂમ થઈ ગયું હતું. તેની રૂપની તરતી આંખોમાં અજબ છટા આવી હતી. આશારાજને આ ત્રિકાળદર્શી ઋષિકુમાર માટે પૂજ્યભાવ ઉછળી આવ્યો. તેણે પાદસ્પર્શ કરી પ્રણામ કર્યો અને બે હાથ જોડી બોલ્યો:

"ક્ષમા કરો, સોમદેવજી ! મને આપના અપાર મહિમાનો ખ્યાલ નહોતો."

---

* કોઈ પણ પ્રયોજન વિના મંદ પુરૂષ પણ કાંઈ પ્રવૃત્તિ કરતો નથી.

આશારાજ કરગરી પડ્યો. સોમદેવે છાનામાના જરા હસી લીધું, તેનો તેને ખ્યાલ રહ્યો નહિ.

"જાઓ ક્ષમા છે. હવેથી બ્રાહ્મણો આગળ આવું અસત્ય ઉચ્ચારણ કરશો નહિ." સોમદેવે ગંભીરતાથી કહ્યું અને ઉઠવા માંડ્યું.

"પણ મહારાજ! મારા પ્રશ્નનો ઉત્તર ?" આશારાજે સાવધાન થતાં પૂછ્યું.

"પ્રશ્ન ગહન છે, એટલે સર્વમાન્ય ઉત્તર આપવા કરતાં તમારા ખપપૂરતો ઉત્તર આપું તો ?"

"તો પણ મોટી કૃપા."

"ત્યારે સાંભળો. यथा कन्या तथैव सा."

સોમદેવ શર્મા ઉઠ્યા. તેમનો ભસ્માંકિત ભાલપ્રદેશ અને તેજોમય મુખમંડળ અધિક તેજસ્વી દીસતાં હતાં. મસ્તક પર વિરાજેલી નાનીશી જટા તેમને કોઈ પ્રાચીન સનત્કુમારની શોભા અર્પતી હતી. આશારાજે ફરીથી પાદસ્પર્શ કરી નમન કર્યું. શર્માના ત્રિકાળજ્ઞાને તેને સેવક બનાવી દીધો હતો.

"ત્યારે આશીર્વાદ આપું," કિંચિત્ સ્મિતહાસ્ય કરતાં શર્મા બોલ્યા: "ઉપાશ્રયમાં હરિભદ્ર સૂરી વખાણ વાંચે છે તે સાંભળવા જજો. ત્યાં તમને તમારી પ્રેમિકાનાં દર્શન થશે તથા આનંદદાયક સુસમાચાર પણ સાંભળશો."

"આપની આજ્ઞા."

આશારાજ બે હાથ જોડી ઉભો રહ્યો. સોમદેવ શર્મા ચાલ્યા ગયા.



કપાળે પરસેવો વળી ગયો. હરિભદ્ર સૂરી બીજી કોઇને નહિ તેની પ્રિયતમાને જ ટીકી ટીકીને જોતા હતા.



આશારાજ ગુસ્સાથી લાલઘૂમ બની ગયો. તેને આવા સૂરીશ્વરજી અને તેમનાં વ્યાખ્યાનો પર એકદમ તિરસ્કાર છૂટ્યો. તે મનમાં બબડ્યો: "આ તે વખાણ વંચાય છે, કે લહાવો લેવાય છે!" સૂરીજીને ઠોંસાવી નાંખવાની અને તેમની સુમતી તોડી નાંખવાની તેને મરજી થઇ, પણ તેની બુદ્ધિએ તેને તેમ કરતાં વાર્યો.

કેટલાક સમય પછી વ્યાખ્યાન પૂર્ણ થયાં. શ્રાવકો 'વંદણાં' કરી કરીને જવા લાગ્યા. આશારાજ સૌની પાછળ રહ્યો. બધાના ગયા પછી તેણે વંદણાં કર્યાં વગર પીઠ ફેરવી અને ચાલતાં ચાલતાં હરિભદ્ર સૂરિજી સાંભળે તેમ બોલ્યો: "પારકી વહુ-દીકરીઓ તરફ કુદૃષ્ટિ કરનાર સાધુઓનો સંઘે બહિષ્કાર કરવો જોઇએ." અને તેણે હાથની મુઠ્ઠી વાળી તે પાંચેક પગલાં ચાલ્યો હશે, ત્યાં ખડખડાટ હસવાનો અવાજ તેને કાને પડ્યો. તેણે પાછું વાળીને જોયું તો યતીશ્વર હરિભદ્ર સૂરિજી હસતા હતા:

"છોકરા! આમ તો આવ." સૂરિજીએ હસતાં હસતાં મધુર સ્વરે કહ્યું.

આશારાજ ત્યાં જ ઉભો રહ્યો.

"અહીં આવ, બેટા!" મુનિ મહારાજે વાત્સલ્યભર્યા અવાજે બીજી વાર કહ્યું. આશારાજને આજ્ઞા માનવી પડી. તે નજીક આવ્યો.

"કોને અનુલક્ષીને તું પેલા શબ્દો બોલ્યો, બેટા?"

"આપને." આશારાજે નીડરતાથી કહ્યું. તે હરિભદ્રજી સામે અવિવેક ભરી રીતે અદબ વાળીને ઉભો રહ્યો. સૂરિજીને આ છોકરાના વર્તન માટે હસવું આવ્યું, છતાં તેઓ શાન્ત અને ગંભીર જ રહ્યા.

"મને ?" તેમણે સવાલ કર્યો.



"હાજી, આપને." મુનિમહારાજની આંખોમાં ઝળકતા દૈવી તેજથી અંજાવા છતાં માંડ માંડ ધીરજ રાખી તે બોલ્યો.

"મને ?" મુનિએ પુનઃ ઉચ્ચાર્યું. તેમની આંખોમાંથી તેજની ઝડીઓ વરસતી હતી. મ્હોંની આસપાસ કોઇ દૈવી તેજનું વર્તુલ પ્રકટતું અને સમાતું હતું. "શા માટે ?" આશારાજને અબોલ ઉભેલો જોઇ મુનિએ બીજો પ્રશ્ન કર્યો. તેમની વાણીમાં અણુસાંભળ્યું માધુર્ય અને અવાજમાં નિવારી ન શકાય તેવી સત્તાનો રણકાર હતો.

"આપ શ્રીમંડળ તરફ વારે ઘડીએ જોયા કરતા હતા." આશારાજ માંડ માંડ બોલી શક્યો. તેની કાયા ધ્રૂજતી હતી. હમણાં પડી જવાશે એમ તેને લાગતું હતું.

"કહે કે કુમારદેવી સામે."

આશારાજે ડોકું હલાવ્યું.

"તે વિધવા છે."

આશારાજે ફરી ડોકું હલાવી 'હા' કહી.

"આભૂ શેઠ અને લક્ષ્મીદેવીની પુત્રી."

આશારાજ આશ્ચર્ય પામ્યો.

"તારે તેની સાથે લગ્ન કરવાં છે."

આશારાજને માથે વિજળી તૂટી પડ્યા જેવું થયું.

"તું ગઈ રાત્રે તેને મળ્યો હતો."

આશારાજ ફસડાઈ પડ્યો. તેને અત્યારે આ બીજા ત્રિકાળજ્ઞાનીનાં

દર્શન થયાં. તેમનો તેણે મહાન અપરાધ કર્યો હતો, તેમને માટે ન બોલવાનાં

વેણ બોલ્યો હતો, ન કર્યાના વિચાર કર્યા હતા. તે ખૂબ ગભરાઈ ગયો.

"બેટા ! ગભરા નહિ." સૂરીશ્વરજીનો કોમળ સ્વર સંભળાયો.

"મહારાજ, મેં આપનો જ નહીં, સમગ્ર જિનશાસનનો અપરાધ

કર્યો છે. મેં બધા સાધુઓ માટે દુભાવના ભાવી." આશારાજે કરગરી

પડતાં કહ્યું. તેનો ચહેરો ફીક્કો પડી ગયો હતો. મોં પર ગભરાટ અને

મુઝવણ તરવરતાં હતાં.

"બેટા ! ગભરા નહીં. જેને હાથે જિનશાસનનો અપરાધ થયો છે,

તેના જ પુત્રના હાથે જિનશાસનનો ઉદ્ધાર, ઉપકાર અને પ્રચાર થશે."

હરિભદ્રસૂરિની વાણીમાં મહાન ભવિષ્યવેત્તાને છાજતાં ગાંભીર્ય અને શાન્તિ

હતાં. મ્હોં પર તેનું તે દૈવી તેજચક્કર ઘુમતું હતું.

"મારા પુત્રને હાથે ?" તેણે મહાપ્રયત્ને જીભ વાપરી.

"હા. કુમારદેવીને પેટે જન્મેલા."

સૂરીશ્વરજી દરેક વાક્યે કંઈક નવું ને નવું કહેતા હતા.

"વિધવાવિવાહ અશાસ્ત્રીય અને તિરસ્કાર્ય નથી ?"

"તારે શાસ્ત્રચર્ચામાં પડવાનું કંઈ કારણ ?" મુનિમહારાજે સામો

સવાલ કર્યો. "તને વિપ્રકુમારે કહ્યું હતું ને કે यथा कन्या तथैव सा ते

બરાબર છે. તું કુમારદેવીનું પાણિગ્રહણ કર. મારો આશીર્વાદ છે. તે

વીરપ્રસૂતા છે. તેના અંગ પર છે, તેવાં સામુદ્રિક સુલક્ષણો મેં બીજી કોઈ

સ્ત્રીમાં નથી જોયાં. મૂર્ખા ! સૌ શ્રાવિકાઓ અને સાધ્વીજીઓ મારી

પુત્રીઓ તુલ્ય છે. હું કુમારદેવી તરફ વિકારભાવનાથી નહોતો જોતો, પરંતુ

તેનાં સામુદ્રિક સુલક્ષણો જોતો હતો. જા, હવે આવું ગાંડપણ કરીશ નહીં

અને કોઈ પણ જૈન સાધુમાં દોષદૃષ્ટિ ભાળીશ નહિ."

આશારાજે અત્યંત ભક્તિભાવથી મુનિમહારાજને પ્રણામ કર્યાં અને આભાર, આશ્ચર્ય અને પૂજ્યભાવથી ભરપૂર હૈયે રજા લીધી.

ઉપાશ્રયમાંથી નીકળી તેણે ઝપાટાબંધ ચાલવા માંડ્યું.

"કેમ કંઈ બહુ ઉતાવળ આવી છે ?" પાછળથી મધુર સુકોમળ ટહુકો સાંભળ્યો.

"ઓહો ! તમે હજી ઘેર નથી ગયાં ?" આશારાજે પાછું વાળીને જોયું તો પોતાની પ્રિયતમા કુમારદેવી તેની નજરે પડી. તેણે હસતાં હસતાં પૂછ્યું.

"આ જાઉં જ છું ને ?" કુમારદેવીએ જવાબ આપ્યો.

"આજે કેમ છે ?" આશારાજે કાળજીભર્યા સ્વરે પૂછ્યું.

"સાવ સારૂં છે." કુમારદેવીએ સરલતાથી જવાબ આપ્યો: "આજે તમને મુનિમહારાજ કંઈ ઉપદેશ આપતા હતા ?" તેણીએ જિજ્ઞાસાવૃત્તિથી પૂછ્યું: "તે શું કહેતા હતા તે તો કંઈ ન સંભળાયું, પણ તમને કંઈક કહેતા હતા એવો ભાસ થયો."

"મને આશીર્વાદ આપ્યા."

"શા સંબંધમાં ?"

"આપણાં લગ્નસંબંધમાં."

કુમારદેવીને ગાલે શરમના શેરડા પડ્યા. આશારાજ "તત્કાળ મહિમા" સમજતો હતો. તેણે નીચા નમીને એ સુરખી ચૂમી લીધી.

"રાખો રે રાખો, કોઈ ભાળશે." કુમારદેવીએ ગભરાટથી આસપાસ જોતાં કહ્યું.

"ભલેને ભાળે. હવે કોઈની બીક નથી."

આશારાજે ફરીથી અધરે અધર મિલાવ્યા.

સંધ્યાનાં રંગભર્યાં કિરણો આ પ્રેમી યુગલ પર પથરાતાં હતાં. તેવામાં કોઈનો પદસંચાર સંભળાયો અને બંને ચમક્યા.

"સોમદેવજી ! પ્રણામ કરૂં છું."

"शतपुत्रपिता भव[1]—प्राग्वाटकुलभूषण !"

---

૧ સો દીકરાનો બાપ થા.

"ભૂદેવને પ્રમાણ કર. તેઓ પણ હરિભદ્ર સૂરીજી જેવા જ ત્રિકાળજ્ઞાની છે." આશારાજે કુમારદેવીના કાનમાં કહ્યું.

કુમારદેવીએ ખોળો પાથરીને પ્રણામ કર્યો.

"त्वं स्वेच्छितवरं प्राप्य सर्वदा सुखिनी भव."[1] સોમદેવ શર્માએ આશીર્વાદ આપ્યા.

"મહારાજ! અમારાં લગ્ન કયે દિવસે કરાવી આપશો?"

"આજે અત્યારે જ. શાસ્ત્રકારો કહે છે કે, 'शुभं तत् शीघ्रं.' દેવીને ઉદ્દેશીને હું બોલાવું તેમ બોલો એટલે લગ્ન થઈ ગયાં.

"आत्मना ते आत्मानं संदधामि."[2]

"आत्मना ते आत्मानं संदधामि."[2] આશારાજે અનુકરણ કર્યું.

"प्राणैस्ते प्राणान्संदधामि."[2]

શેઠ તે પ્રમાણે બોલ્યા.

"હવે, શેઠ! લગ્નવિધિ પૂર્ણ થઈ ગયો." બધાં વાક્યો બોલાઈ રહ્યાં પછી સોમદેવશર્મા બોલ્યા.

"મહારાજ! અમે આપના આ ઉપકારનો બદલો ક્યાંથી વાળી શકશું?" આશારાજે કૃતજ્ઞતાભર્યા અવાજે કહ્યું.

"બ્રાહ્મણો પ્રત્યુપકારની ઇચ્છા રાખતા જ નથી. પ્રાણી માત્રના કલ્યાણ ખાતર જ બ્રાહ્મણો જીવન ગાળે છે. લોકકલ્યાણ અને લોકોપકાર તે બ્રાહ્મણોનું નિત્ય-કર્તવ્ય છે. પ્રાગ્વાટકુલભૂષણ![3] હવે આપ દંપતી સિધાવો. મારે સાયંસંધ્યાનો સમય વીતી જાય છે, માટે હું જઈશ. હવે, જય જય." વાક્યે વાક્યે અમી વરસાવતી સોમદેવશર્માની વાણીએ આ દંપતીને મુગ્ધ બનાવી દીધાં.

---

૧ ઇચ્છિત વરને પ્રાપ્ત કરીને તું સુખી થા.

૨ (સવૈયા.) આજ થકી આપણ બન્નેના જુદા આત્મા એક થયા;
તારા પ્રાણ વિષે પ્રિય દેવિ! મારા પ્રાણ જોડાઈ ગયા.
સાથે સંધાયાં, માંસ માંસમાં મળી ગયાં;
[illegible] આપણ બન્ને એક થયાં.
[illegible]ળા ભા. ૧. પૃષ્ઠ ૩૯૪.

ફરીથી દંપતી સોમદેવશર્માને પગે પડ્યાં. સોમદેવજીએ આશીર્વાદ મુદ્રા રચી, આશીર્વાદ આપ્યા. શર્મા ચાલ્યા ગયા.

"દેવી! આજે હું મને પોતાને અત્યંત ભાગ્યશાળી માનું છું. મારા અંતરની આશા ફળી. તારા જેવી સદ્ગુણી પત્ની પ્રાપ્ત થવાથી મારો સંસાર સુખરૂપ ચાલશે." આશારાજે હર્ષથી ઉભરાતે હૈયે કહ્યું.

"પણ કંઈ ભવિષ્યનો વિચાર કર્યો?" કુમારદેવી બોલી.

"કેમ! શી બાબતનો?"

"આપણા વિવાહને જ્ઞાતિ સાંખશે?"

આશારાજને કંઇક દિલગીરી થઈ. તેનું મ્હોં મોળું પડયું. તેણે કહ્યું: "સંભવ છે, કે જ્ઞાતિ આપણો વિરોધ કરે. પરંતુ સોમદેવશર્મા તથા હરિભદ્ર સૂરિ જેવા બબ્બે ત્રિકાલજ્ઞ મહાત્માઓનો આશીર્વાદ છે, ત્યાં કોઈ કશું કરી શકવાનું નથી."

આમ વાતોમાં ને વાતોમાં વાટ ખૂટી ગઈ. બન્ને જણાં ઘેર આવી પહોંચ્યાં. આશારાજના એકલવાયા જીવનમાં આજે રસ સિંચાયો. તેના અસ્તવ્યસ્ત અને કચરાપૂંજાથી ઢંકાયલા ઘરમાં કલા અને સૌંદર્યનો વાસો થયો.

"ઘેર મારી વાટ જોવાશે અને ખોળાખોળ થશે. આપણા વિવાહની વાત સાંભળી મારા પિતા અને માતા આકાશપાતાળ એક કરશે, મને ધજાગરે ચઢાવશે, તમને સતાવશે." કુમારદેવીએ આશારાજની સોડમાં ભરાતાં કહ્યું.

"સૌ સૌથી બનતું કરી લે. મારી પાંખમાં કોઈ તારું નામ દેવાનું નથી. એવા નકામા વિચારથી દુ:ખી ન થા." આશારાજે કહ્યું અને કુમારદેવીને બાથમાં ઘાલી.

વસ્તુપાળ અને તેજપાળ તે આ આશારાજ(અશ્વરાજ) અને કુમારદેવીના પુત્રો.



## પ્રકરણ ૯ મું

### વિદાય

સનમ દિદારમાં નાંખી, પલક જૂદાઇની કિસ્મત ! — મણિલાલ.

---

હા ! આવિયો દિવસ આખર આજ એનો,
આ ચિત્તકેરી ચિર શાન્તિ હરી જ લેતો;
ચાલી હવે સખિ તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર સહેશે !

થાજો પ્રયાણ સુખરૂપ તને સખી ! ઓ !
નિદ્રા મિઠી જ વસજો મૃદુ લોચને જો !
સ્વપ્નો અલૌકિક રસે ભરીયાં મધુરાં,
એ નિંદરે રમી રહો સુખ દેઇ પૂરાં.

મ્હારી ઉંડી હૃદયને મથતી વ્યથા જે,
ગંભીર શોકસરિતા પૂર માંહી ગાજે,—
હા ! તેની તુજ સુકુમાર હદે કદીયે;
મા રેલશો અસર શોક તણી નદી એ.

દેઇ વિદાય સખિ ! આટલું યાચતો હું—
થાઉં વિલુપ્ત ભવ ચિત્ર પટથી જો હું,
* કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે;
બે આંસુડાં મધુર નેન ! થકી તું ઢાળે. — નરસિંહરાવ

! તમે ધરેણાંનો ...બડો તો મૂકવો જ ભૂલી ગ

...ન જ ભૂલી ગઇ."

...શે"

સમાળો...

નાયકાદેવી પાસે જઈ આવ્યા પછી ઇચ્છાદેવીનું ચિત્ત ઠેકાણે નહોતું. તે ઘડી ઘડીમાં કંઈ કંઈ ભૂલ કરી બેસતી. આ વ્યગ્રતાનું કારણ હીરા કળી ગઈ હતી. તેણે ઇચ્છાને બે સારી શિખામણો પણ આપી હતી. પરંતુ પ્રેમના પ્રવાહને શિખામણોનો પૂલ કદિ અટકાવી શક્યો છે? ભીમદેવનું ઉંચું પડછંદ શરીર વિશાળ છાતી, મજબૂત હાથ, પાણીદાર આંખો, અણીદાર નાક, ભવ્ય કપાળ, મ્હોં પર ઝળકી રહેલી અજબ દીપ્તિ અને સ્પષ્ટ તરવરતાં સરળતા અને સ્નેહાળતા આકર્ષક હતાં. ભીમદેવની કામદેવ જેવી કાયા ઇચ્છાદેવીના કાળજામાં કોરાઈ ગઈ હતી. વારંવાર તે મધુર મૂર્તિ તેની સામે ખડી થતી અને તેને વ્યાકુળ બનાવી મૂકતી.

એવામાં તેના પિતાના ઓરડામાં થતી વાતચીતે તેના કાન ચમક્યા. એ ગંભીર પણ મધુરસ્વર ભીમદેવનો હતો: તેણે કાન માંડ્યા.

"હીરા! બાપુએ પોતાને માટે શું શું બહાર રાખવું છે એ તો કંઈ કહ્યું જ નહિ, પછી વારે ઘડીએ બાધિઓડ કોણ કરશે? તું પૂછી આવને! નહીં તો લેને હું જ પૂછી આવું." ઇચ્છાદેવી હીરાને ઉદ્દેશીને બોલી અને તેના પિતા પાસે ગઈ.

હીરાને હસવું આવ્યું. "શી યેલછા ઉપડી છે?" તે મનમાં બબડી: "હશે. જુવાની છે." તેણીએ મન વાળ્યું.

હીરા[illegible]ઇચ્છાદેવી વચ્ચે દાસી અને રાજકુમારી જેવો સંબંધ નહોતો [illegible] સગીબ્હેનો જેવો સંબંધ હતો. હીરા પ્રસંગ આવ્યે ઇચ્છાદેવીને [illegible]વેણ કહેવાનો કે લગાર ધમકાવવાનો હક્ક પણ ધરાવતી હતી. તેણે [illegible]ચ્છાની પ્રણયવેદના જાણી ત્યારથી તેનું મન ઉંચક થયું હતું. તેણે રાજ-[illegible]કુંવરીને વાળવા બનતું કર્યું હતું. પણ તે નિષ્ફળ નીવડી હતી.

ભીમદેવ પરમારને મળીને બહાર નીકળ્યો અને ડેલા બહાર જવા લાગ્યો, ત્યાં કોઈએ અચાનક તેની ભેટનો છેડો પકડ્યો. અંધારામાં કશું દેખાતું નહોતું. ભીમદેવનો હાથ તરત જ તરવાર પર ગયો: તેના મનમાં શંકા ઉત્પન્ન થઈ, કે કંઈ ભૂતપિશાચ તો નહીં હોય. કારણ કે [illegible] ઉતારો વિશાળ હતો અને ડેલો વસ્તીથી પ્રમાણમાં દૂર હતો, પણ ભીમદેવ બીએ તેવો નહોતો.

"કોણ ?" તેણે જરા ગુસ્સામાં સવાલ કર્યો.

"કંઈ બહુ ઉતાવળ આવી ગઈ છે !" હસવાના અવાજ સાથે પકડનારનો જવાબ સાંભળ્યો. અચાનક ડેલાની બારી ઉઘડી અને પ્રકાશ આવતાં તેણે જોયું, કે પોતાની સામે પરમારપુત્રી ઇચ્છાદેવી ઉભી હતી.

"અહો ! રાજકુમારી તમે ?"

"હા. ઓળખાણ નથી પડતી ?" ઇચ્છાદેવીએ કહ્યું અને તે ઉપહાસભર્યું હસવા લાગી.

"તમે બહુ હસો છો હો !" ભીમદેવે કહ્યું.

"તમને નથી ગમતું ?" ઇચ્છાદેવીએ સવાલ કર્યો.

ભીમદેવને આ આત્મીયતા ગમી.

"ના, એમ મારૂં કહેવું નથી. હું તો કહું છું, કોઈ સાંભળશે." ભીમદેવે ખુલાસો કર્યો.

"ક્ષત્રિય છોને ? કોની બીક છે ?"

વળી ઇચ્છાદેવી હસી.

"તમે તો ભારે છો, બાઈ !" ભીમદેવ બોલ્યો.

"ગમે તેવાં છીએ, પણ તમારા જેવું નગુણાપણું તો અમ આબુવાસીઓમાં નથી જ." ઇચ્છાદેવીએ ગંભીર થતાં કહ્યું.

"મ્હેણાં દેવા આવ્યાં છો ?" ભીમદેવે કૃત્રિમ ગુસ્સો બતાવ્યો.

"ના, સત્ય સંભળાવવા." ઇચ્છાદેવીએ મક્કમ જવાબ આપ્યો.

બારીમાંથી આવતા આછા પ્રકાશમાં પણ તેનું મીઠું મધુરૂં મ્હોં ખૂબખૂબ આકર્ષક લાગતું હતું. છેલ્લા શબ્દો બોલતાં તેણે જરા ગર્વથી મસ્તક ઉંચું કર્યું અને તે ટટાર થઈ. તસતસતા કમખામાં યુવાનકનું પૂર ઉછળતું હતું તે પર તેણે જરા વસ્ત્રાચ્છાદન કર્યું.

"જે બોલો છો તે સાબીત કરી આપવું પડશે."

"અહોહો... સાબીત કરી આપશું. પછી છે કંઈ !" ઇચ્છાદેવીએ લીલાપૂર્વક મસ્તક હલાવ્યું અને તે ભીમદેવની જરા નજીક આવી.

"પહેલી મુલાકાતે મૌન, બીજી મુલાકાતે આત્મીયતા, ત્રીજી મુલાકાતે તટસ્થતા અને ચોથી મુલાકાતે એકતા. પ્રેમનો પ્રવાહ પણ કંઈ અજબ

દીસે છે." ભીમદેવ મનમાં ગણુગણ્યો. તેણે ઇચ્છાદેવીની આટલી અનુકૂળતા ન હોતી ધારી.

"ત્યારે સાબીત કરી આપો." તે મોટેથી બોલ્યો.

"સાબીત જ છે."

"એમ બોલ્યે કંઇ સાબીત થઇ જાય ?"

"તમે મારા પિતાને મળવા આવ્યા, પણ મને મળ્યા વિના તો એમ ને એમ ચાલ્યા જતા હતા ને!" જાણે લાંબા વખત સુધી ઘરવાસ ભોગવેલી પત્ની લાડ કરતી ન હોય તેમ ઇચ્છાદેવીએ આત્મીયતાભર્યાં વેણ ઉચ્ચાર્યાં.

ભીમદેવ કંઇ બોલ્યો નહિ.

"કેમ કંઇ બોલતા નથી? નગુણા ખરા કે નહિ?" ઇચ્છાદેવી હસતાં હસતાં બોલી. તેનું હાસ્યનાં કિરણો ફેલાવતું ચન્દ્રમા જેવું ઉજ્જ્વળ અને કાન્તિમાન મ્હોં ભીમદેવના અંતરમાં કંઈ કંઈ આશા અભિલાષાઓ પ્રકટાવતું હતું.

"તમે કહો તો કંઇ ના કહેવાય?"

"ના. એવું ગોળગોળ નહીં ચાલે. સ્પષ્ટ કહો કે, સાચું." ઇચ્છાદેવી વળી એક પગલું પાસે આવી.

"સાચું. બસ!" ભીમદેવ બોલ્યો. તેણે રોમાંચ અનુભવ્યાં.

"કહો ત્યારે હવે તમને શી શિક્ષા કરવી?" ઇચ્છાદેવી જરા ભર્યે સ્વરે બોલી.

'શિક્ષા' શબ્દ સાંભળતાં ભીમદેવને પોતાને તાજેતરમાં જ અમરસિંહે શિખવેલો શ્લોક* યાદ આવ્યો.

"તમે જ શિક્ષા કરો તે સહેવા હું તૈયાર છું."

---

*"सालक्तकेन नवपल्लवकोमलेन पादेन नूपुरवता मदनालसेन।
यस्ताड्यते दयितया प्रणयापराधात् सोऽङ्गीकृतो भगवता मकरध्वजेन॥"

અળતો (મેંદી) ચોપડવાથી લાલઘૂમ દીસતા, કૂણાં પાન જેવા કોમળ, ઝાંઝરના ઝમકારથી ઝણકતા, મદનલાલસાથી શિથિલ એવા પ્રણયિનીના ચરણ વડે જે પ્રણયાપરાધમાં આવેલો પ્રેમી ઝૂડાય છે, તેના પર તો ભગવાન મકરધ્વજ-(કામદેવ)ની કૃપા થઈ માનવી. કારણ કે તેનો કામદેવ-અંગીકાર કર્યાનું એ ચિહ્ન છે.

"સાચે જ ?"

"હા."

"એવા છો તે!" ઈચ્છાદેવી જરા ગુસ્સામાં દાંત ભીંસીને બોલી અને તેણે પોતાની બે નાનકડી મુઠ્ઠીઓ ભીમદેવ સામે ઉગામી.

ભીમદેવ એકદમ ઈચ્છાદેવીને જકડી લેવા બે હાથ પહોળા કરી આગળ ધસ્યો. તેનું માથું ધમધમતું હતું, શરીર કંપતું હતું, શ્વાસોચ્છ્વાસ જોસથી ચાલતો હતો.

"ઊભા રહો." ઈચ્છાદેવીનો સત્તાવાહી સ્વર નીકળ્યોઃ "હું હજી કુમારિકા છું. મારું પાણિગ્રહણ ક્યાં કરવું તે મારા પિતાના હાથમાં છે. હું મર્યાદાશીલ ક્ષત્રિયબાળા છું, સ્વૈરિણી નથી."

"ત્યારે મને આમ સળગાવીને ચાલ્યાં જશો?" ભીમદેવના સ્વરમાં કરુણતા હતી.

"તમે દુઃખી ન થશો. હું તમને સળગતા રાખવા કે નિરાશ કરવા નથી આવી."

"ત્યારે?"

"મને મેળવવાનો માર્ગ બતાવવા આવી છું?"

"તે શો?"

"મારા પિતાજી પાસે માગું કરવું."

"મને એવી ટાઢી રીત પસંદ નથી. ગુર્જરેશ્વરનો બંધુ પોતાને લાયક વસ્તુની યાચના નથી કરતો, પણ બાહુબળથી મેળવે છે." ભીમદેવે સગર્વ ઉચ્ચાર્યું.

"એટલે?"

"હું તમારું હરણ કરીશ." ભીમદેવ નીડરતાથી બોલ્યો.

"આ કંઈ હરણ ન કહેવાય!" ઈચ્છાદેવી તેને પટાવતી હોય તેમ બોલીઃ "અહીં તમે મને બળાત્કારપૂર્વક ઉપાડી જાઓ તેમાં તમારી બહાદુરી શી? એ રીતે તો તમે આંગણે આવ્યા અતિથિનું અપમાન કર્યું લેખાશે. બે સંપસલાહ કરવા મથતાં રાજ્યો વચ્ચે વૈરભાવ પેદા થશે. તેમાં શું લાભ ખાટશો? અને—" તે જરા થંભી, તેણે ભીમદેવ સામે

જોયું અને વળી પાછી નીચી નજર કરી બોલવા લાગી: "અને હરણ કરવું હોય તો અર્બુદાચળ આવજો."

જેમ વિજળી સડસડાટ કરતી વાદળામાં પેસી જાય તેમ ઇચ્છાદેવી અંધકારમાં વિલીન થઈ ગઈ. ભીમદેવ ધબક તો ઉભો જ રહ્યો.

"હરણ કરવું હોય તો અર્બુદાચળ આવજો." એવા શબ્દ તેના કાનમાં ગુંજી રહ્યા. થોડી વારે તે ચાલ્યો; તેનું શરીર ચાલ્યું.

આખે રસ્તે તેને ઇચ્છાદેવી સંબંધી વિચાર આવ્યા કર્યો.

---

## પ્રકરણ ૧૦ મું

## પદ્માવતીને કેદ કરવા જતાં પોતે કેદ થયા

'કરૂં છું ને કર્યું છે મેં,' મિથ્યા એ અભિમાન હા !
કરી તે શું શકે પ્રાણી, આ અનંત અગાધમાં ?" રાજવી કવિ કલાપી.

**પ**દ્માવતીના મહેલ આગળ પહેરેગીર સાવધાનપણે ફરતો હતો, એટલે તેની નજર ચૂકાવીને અંદર જવું મુશ્કેલ હતું. ઘણી વાર સુધી ત્રણે જણા ગઢના પડછાયામાં છૂપાઇ રહ્યા,. અને ઉપર શી રીતે જવું તે વિષે વિચાર કરવા લાગ્યા. વસ્તુપાળ અને તેજપાળનાં શરીર કસાયલાં હતાં. તેમણે નિર્ણય કર્યો કે એકદમ જઇને પહેરેગીરને દાબી દેવો અને મ્હોંમાં ડુચો દઈ બાંધી, બેભાન કરી નાંખવો. પછી નિશ્ચિતપણે મહેલમાં ઘુસી જવું. પરંતુ આ અભિપ્રાય અમરસિંહને ગમ્યો નહિ. તેણે કહ્યું કે, "એ પકડાપકડી અને મારામારીમાં રાડારાડ થાય અને બીજા સૈનિકો આવી મળે તો આપણા ભોગ જ મળે. કરવાનું કામ રહી જાય અને નકામા ફસાઇ પડીએ." વસ્તુપાળ અને તેજપાળને પણ આ સૂચના યોગ્ય લાગી, અને તેમણે તે વિચાર પડતો મૂકયો.

આ પ્રમાણે વિચારણા ચાલતી હતી તે દરમિયાન તેજપાળે એક

યુક્તિ શોધી કાઢી અને તે બાકીના બન્ને જણને પસંદ પડવાથી એકદમ તેનો અમલ કરવામાં આવ્યો.

વસ્તુપાળ ગઢને અડીને ઉભો રહ્યો, એટલે તેજપાળ તેની કેડપર પગ મૂકી તેના ઉપર ચઢયો અને વસ્તુપાળના ખભા ઉપર પગ ઠરાવી ઉભો રહ્યો. અમરસિંહ આ નીસરણી જોઇને ખુશી થયો. તે ઝપાટાબંધ તેજપાળના ખભા ઉપર ચઢી ગયો અને ગઢની કોરણ પકડી આંચકો માર્યો કે ઉપર. પછી તેણે તેજપાળને ઉપર ખેંચી લીધો. તેમ જ પાઘડીનો ઉપયોગ કરી વસ્તુપાળને પણ ચઢાવ્યો: ઉભા ઉભા ચાલે તો કોઇનું ધ્યાન દોરાય એમ માની સાપની પેઠે ખસતા ખસતા ગઢને અડીને મકાન હતું તેની લગોલગ આવી પહોંચ્યા અને ખડખડાટ ન થાય તેની બરાબર સાવધાનતા રાખી ઉતરી ગયા.

"ચાલો, અર્ધા કામમાં ફત્તેહ મળી ગઇ." અમરસિંહ પ્રસન્નતાથી બોલ્યો.

"થોડા વખતમાં પૂરા કામમાં પણ ફત્તેહ મળશે." તેજપાળે કહ્યું.

વસ્તુપાળ મૂંગો રહ્યો.

"રહો. આપણે બારી જોઇ આવીએ. નીકળવું તો ત્યાંથી પડશે ને ?" અમરસિંહે કહ્યું.

"તમે એકલા જઇ જોઇ આવો. ત્રણે જણાએ ભેળા આંટા મારવા તે સલામત નથી. અમે અહીં ભરાઇ બેસીએ છીએ." તેજપાળ બોલ્યો.

"વાહ ! બહુ સારૂં." કહીને અમરસિંહ બારી જોવા ગયો.

વસ્તુપાળે અને તેજપાળે પેલા મકાનમાં જોયું તો પચ્ચીસ ત્રીસ માણસો-કોઇ ભોંય પથારી કરીને કોઇ ખાટલા પર-પડ્યા હતા અને ઘોરતા હતા. મકાનને બારણું એક જ હતું. તેજપાળે હળવે રહીને બારણું ખેંચી લીધું અને બહારની સાંકળ ચઢાવી દીધી તથા બારણાના કડામાં ભેરવેલું તાળું દઇ કુંચી ખિસ્સામાં નાખી.

"કદાચ હાથોહાથ આવી જવું પડે તો આટલા તો ઓછા." તેણે તેજપાળને ઉદ્દેશીને કહ્યું.

તેવામાં અમરસિંહ આવી પહોંચ્યો અને તેણે ઇશારતથી બન્ને જણને

“તો પછી આપનાં આ પવિત્ર પગલાં આમ અણધાર્યાં આ સ્થળે થવાનું કંઈ કારણ?” ગુર્જરેશ્વરે પૂછ્યું.

“ચોરી.” તેજપાળની તેજબુદ્ધિએ ચતુરાઈ વાપરી.

“અલ્યા! તમે દશ દશ પંદર પંદર લાખના આસામીના છોકરા આમ ચોરીઓ કરીને પેટ ભરો છો?” રાણી બુદ્ધિ લડાવી બોલી.

કોઈએ જવાબ ન આપ્યો.

“તમને એમ લાગતું હશે, કે અમે આ વેષ કાઢ્યો છે, તેથી અમને કોઈ નહિ ઓળખતું હોય, પણ તમારી તે માન્યતા ભૂલભરેલી છે.” પદ્માવતી બોલીઃ “તમે એ તો આશારાજના છોકરાને! અને આ અમારા ભીમદેવનો ભાઈબંધ.” રાણીએ ધડાકો કર્યો.

પેલા ત્રણે તો ડઘાઈ ગયા. આવું વેશપરિવર્તન છતાં પણ રાણી પોતાને ઓળખી ગયાં તે તેમને ખૂબ આશ્ચર્યની વાત થઈ પડી.

“હું તો હરહંમેશ ભીમદેવને કહ્યાં કરું છું કે, ‘વાણીઓ મિત્ર નહિ’. પણ એ આજકાલનાં છોકરાં થોડાં જ માને?” પોતે કેમ જાણે ઘરડી ડોસી હોય એમ પદ્માવતી બોલી.*

અજયપાળ પદ્માવતીને શાસ્ત્ર માનતો હતો અને તે વાત સાચી હતી. પરંતુ પદ્માવતીને તેના શાસ્ત્રાભ્યાસે માત્ર ધર્માંધતા જ પોષી હતી.

“કહો, મહારાજા! હવે આમને શી શિક્ષા ફરમાવો છો?” પદ્માવતીએ ગુર્જરેશ્વરને ઉદ્દેશીને કહ્યું.

“સમરસિંહ! અત્યારે તો એ ત્રણેને તારી પાસે ચન્દ્રપ્રાસાદમાં કેદ રાખ. સવારે તેમને ધર્માસન આગળ ખડા કરજે.”

---

*“નીતિશાસ્ત્રકારોએ બરાબર કહ્યું છે કે, કલ્યાણ સાધવું હોય તો વાણીઆની મિત્રતા ન કરવી.

अहिक्रीडा वणिङ्मित्रं लीलया विषभोजनम् ।
त्यजेच्च योषितां यावद्यदि कल्याणमिच्छति ॥

જો કલ્યાણની ઇચ્છા હોય તો સાપની સાથે અટકચાળાં, વાણીઆની ભાઈબંધી, રમતરમતમાં પણ અફીણ વગેરે માદક, નીશો ચઢે તેવા ઝેરી પદાર્થોનું ભક્ષણ, અને સ્ત્રીઓનો સહવાસ—આટલાં વાનાં છોડવાં.

"જેઓ ગર્વિષ્ઠ બની ગયા છે, રાજસત્તાને ગણકારતા નથી અને ફાવે
તેમ વર્તવા લાગ્યા છે તેવા જૈન શેઠો શાહુકારો અને નેતાઓને પહેલી જ તકે
નમાવો. જેઓ એકસંપ કરી આપ વિરુદ્ધ કાવતરૂં કરે છે તેમને વિખેરી
નાખો અને જે દુષ્ટ પુરુષો આપના રાજ્યમાં કંટક તુલ્ય છે તેઓને તો
જડમૂળમાંથી ઉખેડી ફેંકી દો. મૃદુઃ સર્વત્ર વાઘ્યતે આ જમાનામાં અલ-
મનસાઇ કામ આવતી નથી અને તેમાં પણ જૈનો આગળ તો નહીં જ
નહીં. તેઓ તો એક ઘા અને બે કટકા કરો તો જ પાંસરા ચાલે."
પદ્માવતીએ પોતાનું વ્યાખ્યાન પૂર્ણ કર્યું.

"હું પણ એ જ વિચાર કરૂં છું."

"એમ વિચાર કર્યે કામ ન આવે. વહુજીની બીક લાગે છે?"
ચતુર રાણીએ આ ભોળા રાજાને ઉશ્કેરવાનું શસ્ત્ર અજમાવ્યું.

"એવું તો કંઈ નહીં."

"એવું સ્તો. પણ પટરાણીએ રાજકાર્યમાં હાથ ઘાલવાનું કોઈ પણ
શ્રુતિ, સ્મૃતિ કે પુરાણમાં લખ્યું નથી. તેણે ઘરકામમાં હુશિયાર બનવું,
સામાન વગેરેને કલામય રીતે ગોઠવવો, ફાવે તેટલું ખર્ચ કરવું અને રાજી
રહેવું એટલું જ તેના કર્તવ્યપ્રદેશમાં આવે છે. નાયકાદેવી તમને રાજ-
કાર્યમાં સલાહ આપે છે અને તમે માન્ય રાખો છો, તે બન્ને વસ્તુ
શાસ્ત્રપ્રતિકૂળ છે અને તેથી ત્યાજ્ય છે."

"હું તે કબૂલ કરૂં છું."

"તો પછી વિચારવાનું જ શું છે?"

---

પૈસાદારો પાસેથી કરવેરા કે બીજી યુક્તિથી પૈસો મેળવવો, પણ ગરીબોને ખાલી
કનડવા નહિ. માળી જેમ નાના છોડોને ઉછેરે છે, તેમ રાજાએ જેમાં જેમાં
'શક્તિ' હોય અને જે મોટા થઇ રાજ્યના રક્ષણમાં ખપ લાગે તેવા હોય તેમનું
પાલનપોષણ તથા શિક્ષણ વગેરેની વ્યવસ્થા કરવી. માળી જેમ ઉંચા છોડને નમાવે
છે (કલમ કરીને નાના બનાવે છે) તથા એકમેકમાં ગુંચાઈ ગયેલા છૂટા કરે છે,
તેમ રાજાએ ગર્વિષ્ઠ લોકોને નમાવવા, તથા એકસંપ થયેલાને જૂદા પાડવા. જે
ાં કાંટાળાં ઝાડ થાય છે તેને માળી ઉખેડીને ફેંકી દે છે, તેમ રાજાએ દુષ્ટોને
મૂળથી ઉખેડી ફેંકી દેવા. માળી નબળા છોડને માટે પાણી તથા ખાતરની વ્યવસ્થા
ર છે, તેમ રાજાએ ગરીબોના પોષણ તથા આચ્છાદનનો પ્રબંધ કરવો.

"પણ રાજ્યમાં-જૈનો અને બ્રાહ્મણધર્મીઓ વચ્ચે અથડામણી થાય તેમાં રાજનું શ્રેય થશે? મારે નિષ્પક્ષપાત રહેવું જોઇએ, એમ વહુ કહેતી હતી." અજયપાળે કહ્યું.

"તો વહુજી કહે તેમ કરો." રાણીએ છણકો કર્યો.

ગુસ્સાભર્યું પદ્માવતીનું લાલચોળ મ્હોં, તેનાં ફુલેલાં નસકોરાં અને ભીડાયલા ઓઠ તેની શોભાને ઓર વધારતા હતા.

"કાકી! મારૂં કહેવું તો સાંભળો."

"બોલો, શું કહો છો?"

"હું કપર્દીને પ્રાણદંડ દઇશ."

"આવતે વર્ષે?" રાણીએ મર્મમાં પૂછ્યું.

"કાલે જ?"

"શો આરોપ મૂકશો?"

"એ તો પ્રત્યક્ષ છે ને!"

"તો પણ?"

"રાજદ્રોહ."

"તમારી મરજી." રાણી ઉદાસીન ભાવથી બોલી.

"હું એને ભયંકરમાં ભયંકર શિક્ષા કરવા માગું છું."

"તમે રાજા છો."

"હું તેને તેલની કડામાં નંખાવીને જીવ લઇશ."

"હું કહેતી નથી."

રાણીનો આ ઉદાસીનભાવ અજયપાળને સાલ્યો.

"આ શિક્ષા શાસ્ત્રવિરૂદ્ધ તો નથી ને?" અજયપાળે તેણીને ખુશી કરવા પૂછ્યું.

"ના, એવું તો કંઈ નથી."

"ઠીક ત્યારે, તમે નિરાંતે સૂઓ. હું જાઉં?"

"હા, ભલે."

"કાલે સૂર્યાસ્ત પહેલાં કપર્દી આ લોક છોડી જશે!" મહારાજા જતાં જતાં કહેતા ગયા.

“હાશ ! હવે મને ટાઢક વળી,” પદ્માવતી બબડી: “ઓ ચન્દ્રકળા ! મારી વહાલી બેનપણી ! તું તારા મનમાં ખાતરી રાખજે કે તારા આશાભર્યા જીવનને ધૂળધાણી કરનાર એક પણ જૈનને હું જીવવા દેવાની નથી. હું તારું વેર બરાબર લઈશ.”

પદ્માવતીની આંખમાં આંસુ આવ્યાં. તે તેણે ઓઢણીના છેડાથી લૂંછ્યાં અને આડે પડખે પલંગમાં પડી.

“મેના !...” તેણે બૂમ પાડી.

“ઓ...બા ! આવી...” સામેથી જવાબ મળ્યો.

દાસી આવી તેને ઉદ્દેશીને તેણે આટલા શબ્દો કહ્યાઃ “જઈને જો તો. મહારાજા નાયકાદેવી પાસે ગયા કે જયદેવપ્રાસાદમાં ગયા ?” અને મનમાં બબડી. “વહુજી પાસે જશે તો મારી બધી યોજના-ધૂળ મળશે.”

દાસી અગાસીમાં જોવા ગઈ, કે મહારાજા ક્યાં જાય છે ? થોડી વારે તેણે આવીને કહ્યું: “જયદેવપ્રાસાદમાં મહારાજા ગયા.”

“સારું, જા. તું જઈને સૂઈ જા.”

પદ્માવતીએ સૂવા પ્રયત્ન કર્યો પણ ઉંઘ આવી નહિ.



# પ્રકરણ ૧૧ મું
## આજ્ઞાભંગ ?

आज्ञाभङ्गो नरेन्द्राणां वृत्तिच्छेदोऽनुजीविनाम् ।
पृथक्शय्या च नारीणामशस्त्रविहितो वधः * ॥

"મેના !...... "

"જી. બા !... આવી."

"તપાસ કર. અત્યારે ડેલી પર કોણ છે?" પદ્માવતીએ ફરમાવ્યું.

"જેવો બાનો હુકમ." દાસી તપાસ કરવા ગઈ અને થોડી વારે આવીને બોલી: "લખમણ ગઢવી અને જેતો નાયક છે."

"સારૂં, લખમણ ગઢવીને બોલાવ."

દાસી લખમણ ગઢવીને બોલાવી લાવી. લખમણ ગઢવીએ લળી લળીને સલામો કરી અને બોલ્યો: "ઘણી ખમ્મા, બા સાહેબને!"

"મેના! તું જા. કોઈ અહીં આવે તો કહેજે કે, કામમાં છે, માટે મોડેથી આવજો."

દાસી પ્રણામ કરી ચાલી ગઈ.

"ગઢવી !..."

"બા !"

"અમરસિંહને તમે ઓળખો છો?

"હા, બા! બહુ સારી રીતે. ઓલ્યો જવાનડા સરખો રહ્યો તેને? બીમદેવ બાપુનો ભાઈબંધ."

"હા, તે." રાણી બોલી: "છોકરો બહુ ભલો અને સાલસ છે, પણ કોઈના ભમાવ્યાથી રાત્રે મહારાજાનું ખૂન કરવા આવ્યો હતો—"

"હત્ તારૂં જાય તારૂં......" ગઢવીએ રાજભક્તિ બતાવી.

---

* આજ્ઞાભંગ કરવો તે રાજાનો, આજિવિકા તોડવી તે સેવકનો અને જૂદી પથારી કરવી તે સ્ત્રીનો અશસ્ત્રથી વધ કર્યો કહેવાય છે.

“હાય! છોકરું છે. મહારાજા બચી ગયા, એટલે આપણે લાખો કમાયા. પણ મને હવે તે છોકરાની ચિંતા થાય છે. મહારાજા તેને જરૂર પ્રાણદંડ દેશે. આપણે તેને બચાવવો જોઈએ.”

“વાહ બા! વાહ. રાજમાતા હો તો આવાં જ હજો.”

“પણ એમાં એક મુશ્કેલી છે.” રાણીએ ગઢવીના કહેવા ઉપર ધ્યાન ન આપતાં આગળ ચલાવ્યું: “મહારાજા ખૂબ ક્રોધે ભરાયા છે, એટલે મારા સમજાવ્યા સમજે તેમ નથી. તો તમે અત્યારે ને અત્યારે તેને ઘેર જાઓ અને તેના માબાપને આ વાતની ખબર કરો.”

“આ ઘડીએ જાઉં. ધરમના કામમાં ઢીલ શા સારુ?” ગઢવીએ જવાનો ઉત્સાહ બતાવ્યો.

“મારા કહેવાથી તમે જાઓ છો એ વાત બહાર ન પડવી જોઈએ. કારણ કે કદાચ તે વાત ગુર્જરેશ્વરને કાને જાય તો તમને માઠું લાગે.”

“આપનું નામ જ નહીં લઉં.”

“તમે કહેજો, કે કોઈ ભયંકર અપરાધ માટે મહારાજાએ તેને પકડાવી ચન્દ્રમહાલયમાં કેદ કર્યો છે અને બપોર પહેલાં તો કદાચ તેનો ઘાત કરાવવામાં આવે. માટે તમે રડી કકળીને પણ કપર્દી મંત્રીને સમજાવો કે, તે તેને છોડાવે. મંત્રી સિવાય ગુર્જરેશ્વર અત્યારે કોઈનું માને તેમ નથી.”

“લ્યો. ત્યારે જાઉં છું, બા!”

“હા, પણ ઉભા રહો. હું પૂછું તેનો જવાબ આપો. રાજની નોકરી કેટલાં વરસથી કરો છો?”

“ચાલીસ વરસથી.” ગઢવીએ જવાબ આપ્યો. તેને આ પૂછપરછનો કંઈક શુભ હેતુ જણાયો. ગઢવીને લાગ્યું, કે પોતાનું નસીબ જોર કરે છે. “બા! પંદર વરસનો હતો ત્યારથી એકનિષ્ઠાથી રાજની સેવા બજાવતો આવ્યો છું. આજ તો બુઢ્ઢો થયો, પણ જુવાનીમાં મેં કર્યાં હતાં તેવાં પરાક્રમો બહુ થોડાયે કર્યાં હશે?” ગઢવીએ આત્મશ્લાઘા કરી.

“ત્યારે તમને સેવાનો યોગ્ય બદલો નથી મળ્યો લાગતો.”

“બા! મારી પછી ઘણે વરસે ચાકરીએ લાગેલા અત્યારે સેનામાં મોટી મોટી પદવી ભોગવે છે!”

"ફિકર નહીં. હું તમારે માટે પ્રસંગ આવ્યે ગુર્જરેશ્વરને કહીશ. તમારા જેવા પાકટ અને અનુભવી માણસનો રાજ્યને ઘણો ખપ છે." રાણીએ ગઢવીને ચઢાવ્યો.

× × × ×

મનમાં ને મનમાં પોતાની ભવિષ્યની ઉન્નતિનાં સ્વપ્નાં સેવતા ગઢવી અમરસિંહને ત્યાં ગયા અને સાંકળ ખખડાવી.

"કોઈ છે કે?"

"કોણ ભાઈ?" અંદરથી વૃદ્ધાવસ્થા સૂચવતો ખોખરો અવાજ આવ્યો.

"એ તો, હું લખમણ ગઢવી."

"કેમ હતું, ગઢવી! અમર તો ઘેર નથી." અમરસિંહને બોલાવવા કોઈ આવ્યું હશે તેમ જાણી જવાબ આપ્યો.

"મારે તો તમને મળવું છે."

"ભલે......"

કોઈ સત્તર અઢાર વરસની રૂપાળી છોકરી આવીને બારણું ખોલી ગઈ અને સરરરસર ઓરડામાં ચાલી ગઈ.

ગઢવીએ અંદર આવી સાંકળ દીધી અને ઓસરીમાં નાંખેલા ચાકળા પર જઈને બેઠા અને ચારે તરફ નજર ફેરવી બધું જોઈ લીધું.

"આપણે ત્યાં કોઈ અજાણ્યું માણસ તો નથી ને?"

અમરસિંહની માતાના મનમાં ફાળ પડી. તેણે પૂછ્યું: "કેમ?"

"સહેજ. મારે એક ખાનગી વાત કહેવી છે."

ખાનગી શબ્દ સાંભળી બન્ને વૃદ્ધો ગઢવી નજીક આવ્યાં. તેમના માથા પર પડતી ઓરડાની બારીમાં પેલું સુંદર મ્હોં ડોકાતું હતું.

"અમરસિંહ પર રાજદ્રોહનો આરોપ છે." ગઢવીએ ચલાવ્યું.

"શાથી?" જેમ વિંછીનો ડંખ થાય અને માણસ ચમકે તેમ બન્ને ચમક્યાં. બારીમાં ડોકાતું મુખ વધુ ઓરું—છેક ગોખના સળીયા પાસે આવ્યું.

"તેમણે ગુર્જરેશ્વરની હત્યા કરવાનો પ્રયત્ન કર્યો, તેમાં પકડાઈ ગયા."

"ખોટું ખોટું. એ કદી બને જ નહિ. મારો છોકરો એવો નથી."

"તે તમે જાણો. આ તો મને થયું, કે તમારે અમારે જૂનો નાતો એટલે તમને ચેતાવું તો ઠીક." ગઢવીએ નિસ્પૃહતા બતાવી: "ખોટું હોય કે સાચું હોય, તે ઇશ્વરને માલમ. પણ મહારાજાએ તેમને પકડી ચન્દ્રપ્રાસાદમાં કેદ કરાવ્યા છે અને આજે બપોરે ગરદન મરાવશે. લ્યો, રામરામ; હું જાઉં છું."

"ગઢવી! બેસો તો ખરા, એમ ઉતાવળ શી છે?" અમરસિંહની મા બોલી અને તેણે પોતાના સ્વામીને કહ્યું: "કાલે સાંજે ગયો છે ત્યારથી તે આવ્યો નથી."

"વહુને પૂછો તો, કે કાલે ગયો ત્યારે કહી ગયો હતો કે ક્યાં જાઉં છું?" અમરસિંહના પિતાએ સૂચના કરી.

અત્યાર સુધી પેલા બારીમાં ડોકાતા મ્હોં પર નિરાશા, શોક, ભય ત્રાસ આદિ વેદનાની લાગણીઓ તરવરતી હતી. તેવામાં સસરાનાં છેલ્લાં વચનો સાંભળતાં તે થથરી ઉઠી. તેનાથી ચીસ પડાઈ ગઈ.

અમરસિંહની મા દોડ્યાં અને અંદર ગયાં. પણ તે પહેલાં તો ધડ દઇને બાળા નીચે પડી અને બેભાન થઈ ગઈ.

"અહીં ઘરમાં આવોને. વહુ તો સાવ શીંગડું થઈ ગઈ છે."

હાંફળાફાંફળા શેઠ ઓરડામાં ગયા. તેમની પાછળ ગઢવી ગયા.

આ બાલા તે અમરસિંહની સ્ત્રી, એ વસ્તુ સ્પષ્ટ કરવાની હવે ભાગ્યે જ જરૂર રહે છે. થોડી વારે તેને ભાન આવ્યું. પોતાની પાસે બેઠેલાં સાસુસસરાને ભાળી તે લજવાઇ, અને બેઠી થઈ ગઈ.

"વહુ! ભા! અમરસિંહ કાલે સાંજનો ગયો તે અત્યાર સુધી આવ્યો જ નથી, ખરૂં?" વૃદ્ધાએ વહુને ખોળામાં બેસાડી અને તેના વાંસા પર હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું. તેમની આંખમાં ચોધાર આંસુ વહેતાં હતાં.

"આવ્યા તા." વહુએ લજવાતાં શરમાતાં કહ્યું: "મને કહે કોઇને કહીશ મા. એટલે કહ્યું નહોતું."

"તે રાત્રે એમ આવીને કેમ ચાલ્યો ગયો?" વૃદ્ધાએ જરા થોથરાતાં થોથરાતાં પૂછ્યું.

બાળા બોલી નહિ. તે ગઢવી સામે તાકી રહી.

"વહુ ભા! ગઢવી તો પ્રભુનું માણસ છે. તું તારે હૈઠે હૈયે વાત કર."

"હથીઆર લેવા અને વેશપાલટો કરવા આવ્યા હતા. તે તેમ કરીને ગયા." વહુએ જવાબ આપ્યો. મેં પૂછ્યું: 'અત્યારે મોડી રાત્રે શા સારૂ જાઓ છો,' તો જવાબ ન આપ્યો. કહે 'તારે શું કામ છે?' અને ચાલ્યા ગયા."

વૃદ્ધાએ કપાળ કૂટયું અને ડોસાને ઉદ્દેશીને બોલ્યાં: "તમે આ ઘડીએ જ કપર્દી મંત્રી પાસે જાઓ અને તેમને પગે પડીને વિનવો કે, કોઈ પણ રીતે અમારા છોકરાને બચાવો. અમારો એકનો એક છોકરો છે. એ જતે અમારૂં જીવતર ધુળધાણી થઇ જશે. ગમે તેમ કરો પણ અમરને છોડાવો. મારાથી આ વહુનું દુઃખ શે જોવાશે રે..." ડોસીએ વહુને બાથમાં ઘાલી ડુડવો મૂકયો.

"લે, ગાંડી થા મા. એમ હિમ્મત શું હારી જાય છે. જીન પ્રભુજીનું સ્મરણ કર. તે સૌ સારાં વાનાં કરશે. તું એમ રડવા બેસે તો બિચારી વહુનું શું? હવે એમ રડવાથી ફાયદો નથી. હવે તો છોકરાને બચાવવાના પ્રયત્ન કરવા જોઇએ." ડોસાએ કહ્યું.

"ત્યારે એક વાત કહું?" ગઢવી બોલ્યા.

"એક શું કામ? બધી કહી નાખોને. બાપા!"

"જુઓ, ભાઇ! કાનને દોષ છે, સાચું ખોટું ઇશ્વરને માલમ, પણ મેં રાજગઢમાંથી વાત સાંભળી છે કે, કપર્દી મંત્રીએ જ એ જુવાનીઆ-ઓને ચઢાવીને મોકલ્યા હતા. તેને જૈનોનું રાજ્ય સ્થાપવું છે."

અમરસિંહના માબાપને આ વાતનો ગળે ઘુંટડો ઉતરી ગયો હોય એમ લાગ્યું. પણ તે વિચારવંત હતાં એટલે એકદમ કંઇ બોલ્યાં નહિ.

ગઢવીએ રામરામ કરીને રજા લીધી અને ગયા.

અમરસિંહના પિતા કપડાં પહેરી લાકડીને ટેકે હળુ હળુ કરતા કપર્દી મંત્રીને ઘેર જવા નીકળ્યા.

× × × ×

ગઢવીએ આવીને પદ્માવતીને ખબર કરી અને દેવડીએ જઇને બેઠાં. ગુર્જરેશ્વર આવવાની પદ્માવતી રાહ જોવા લાગી.

એકાદ ઘડી નહીં થઇ હોય તેવામાં ગુર્જરેશ્વર પધાર્યાના ખબર મેના-એ આવીને કર્યા. રાણી સ્વસ્થ થઇ અને ગુર્જરેશ્વરને આવકાર દઇ આસન આપ્યું.

"આજ રાત્રે પકડાએલા ત્રણે જૈન યુવકોને ધર્માસન આગળ ખડા કરવામાં આવશે અને તેમનો ન્યાય થશે." મહારાજાએ વાત શરૂ કરી.

"રાજાએ ન્યાય આપવામાં જાગૃત રહેવું જોઇએ. તમારી કાળજી માટે અભિનંદન." રાણી બોલી: "પણ આપને કંઈ નવા સમાચાર મળ્યા છે?"

"ના." અજયપાળ ચમક્યો. જે સમાચાર પદ્માવતીને મળતા તે પોતાને મળતા જ નહિ. તેમના ગુપ્તચરો કરતાં પદ્માવતીના ગુપ્તચરો અધિક ચતુર છે, એમ તેઓ માનતા.

"અમરસિંહ તથા વસ્તુપાળતેજપાળને છોડાવી લેવા, કહો કે નસાડી મૂકવા, કાવતરું રચાય છે." રાણીએ ધીરગંભીર સ્વરે કહ્યું.

"એ કાવતરાની મુખ્ય વ્યક્તિ કોણ છે?"

"મંત્રી કપર્દી." રાણીએ ઉચ્ચાર્યું.

"મારી આજ્ઞાનો ભંગ?"

"આપે ક્યાં આજ્ઞા ફરમાવી છે, કે અમરસિંહ વગેરેને કોઇ છોડાવશો નહિ?" રાણીએ હસતાં હસતાં કહ્યું.

"મેં તેમને કેદ પકડ્યા એનો બીજો શો અર્થ થાય ત્યારે?" ગુર્જરેશ્વર ગુસ્સાભરી વાણીએ બોલ્યા.

"હું સમરસિંહને બરાબર બંદોબસ્ત રાખવા ફરમાવું છું."

"સમરસિંહ કોણ છે તે જાણો છો?"

"હા."

"કોણ છે?"

"વહુજીના પિયરનો છે એમ તમારે કહેવું છે?"

"હું શું કહું? એ કંઈ કહેવાની વાત છે?"

"એટલે?"

"નાયકાદેવીની નીતિ પ્રમાણે જૈનોને ચઢાવવા જોઇએ. તેઓને ફાવે તેમ મહાલવા દેવા જોઇએ. એઓનું અત્યારે જોર છે, એટલે એની સામે

દુશ્મનાવટ કરવામાં માલ નથી. એટલે વહુજી સમરસિંહને કહેશે, કે જો કેદીઓ નાસતા હોય તો તારે આડા હાથ ન દેવા. ત્યારે તમે એ વાત તો બરાબર કબૂલ કરશો કે સમરસિંહ જેટલો વહુજીનો હોય તેટલો તમારો નહીં ?"

"હું જાતે જ અત્યારે ત્યાં જાઉં છું અને બધો બંદોબસ્ત કરું છું."

"હાં, હવે બરાબર બોલ્યા." પદ્માવતી બોલી: "જે કરવું હોય તે તત્કાળ કરી નાંખવું." અને તેણીએ અજયપાળ સામે અર્થભરી દૃષ્ટિ ફેંકી.

"હા, હું બરાબર સમજું છું. ઠીક ત્યારે હું જાઉં છું."

"સાથે અંગરક્ષક તરીકે લખમણ ગઢવીને લઇ જાજો. અરે મેના !......"

"જી, બા !" દાસીએ જવાબ આપ્યો.

"જા, લખમણ ગઢવીને બોલાવ." રાણીએ આજ્ઞા કરી.

દાસી ગઢવીને બોલાવી લાવી.

"ગઢવી ! અત્યારે મહારાજા સાથે ચન્દ્રમહાલયમાં જાઓ. જૂઓ ગુર્જરેશ્વરને કંઇ પણ ઇજા થાય તે પહેલાં તમારું લોહી રેડાવું જોઇએ." રાણીએ ગઢવીને ભલામણ કરી.

"બા ! એ મને કહેવું પડે ? મારા બાપદાદાએ પાટણના રાજાઓ ખાતર પોતાની કાયાની કિમ્મત આંકી નથી અને હું એમ આ માટીની માયા કરીશ ?" ગઢવી બોલ્યા. તેને સ્પષ્ટ જણાયું, કે રાણી પોતાને સારી પદવી આપવા માટે આ પ્રસંગ આપતી હતી.

ગઢવી અને અજયપાળ ચાલ્યા. અજયપાળનું ક્રોધભર્યું મ્હોં જોઈ રાણી મનમાં બોલી: "હવે તે કંઇક કરશે." અને મેનાને ઉદ્દેશીને કહ્યું: "મારે માટે પાલખી તૈયાર કરવા કહે. મારે ચન્દ્રમહાલયમાં જવું છે !"

દાસી ગઈ.

રાણી વાળ ઓળવા બેઠી.



## પ્રકરણ ૧૨ મું
## મહા–અમાત્ય કપર્દીનો ઘાત

ઔર કરે અપરાધ કોઈ, ઔર પાવ ફલ–ભોગ;
અતિ વિચિત્ર ભગવંતગતિ, કો જગ જાને જોગ.
તુલસી જૈસી ભવિતવ્યતા, વૈસી મિલે સહાય;
આપ ન આવે તાહિપૈ, તાહિ તહાં લઈ જાય.
ભરદ્વાજ સુનુ જાહિ જબ, હોત વિધાતા વામ;
ધૂરી મેરૂ સમ; જનક યમ; તાહિ વ્યાલ સમદામ.

મહાત્મા તુલસીદાસજી.

અમરસિંહ અને તેજપાળ આવી પડેલી આપત્તિમાંથી છૂટવાની યોજના રચતા હતા, જ્યારે વસ્તુપાળ જાણે દુનિયામાં કોઈ બનાવ જ ન બન્યો હોય તેમ શાન્ત અને નિર્ભયપણે પથારીમાં પડ્યો હતો.

"ખરેખર, પદ્માવતી બુદ્ધિમતી બાઈ તો ખરી."

"હાસ્તો. એની ના કેમ કહેવાય? આ જમાનામાં તો બુદ્ધિર્યસ્ય બલં તસ્ય બુદ્ધિ આગળ બળ પાણી ભરે છે. પણ હવે આપણે તેને આપણી બુદ્ધિનો પરચો પણ બતાવવો જોઈએ. એવું કંઈક કરવું જોઈએ, કે તે પણ જાણે કે માથાના મળ્યા હતા."

"કેમ, અમરસિંહજી! શી ચર્ચા ચાલે છે?" સમરસિંહે આવીને પૂછ્યું.

"શાસ્ત્રચિન્તન. અમારે બીજી શી ચર્ચા હોય, ભાઈ?" અમરસિંહે વાત બદલી. "કહો મજાહમાં? હમણાં તો તમારા મહેમાન છીએ." તે જરા હસ્યો.

"મહેમાન આવડા આવડા. તેની થોડીક ના કહેવાય છે?" સમરસિંહે કહ્યું.

"તે હવે મહેમાનગીરિ પૂરેપૂરી ક્યે દિવસે કરો છો? તે કંઈ નક્કી કર્યું?" અમરસિંહે માહિતી મેળવવા સવાલ કર્યો.

"એ તો કેમ કહી શકાય? બધું પદ્માવતીબાના હાથમાં છે."

"મહારાણીના પિયરના થઇ તમે પણ તેમ કહેશો" અમરસિંહે તેનું માન વધારવા કહ્યું: "તેજપાળ! તને ખબર નહિ હોય? સમરસિંહજી નાયકાબાના પીઅરના છે. કંઇક છેટે છેટે કુટુંબી પણ થાય છે."

"કહો, મને તો ખબર પણ નહોતી. અત્યારે તમે વાત કરી, ત્યારે જાણ્યું." તેજપાળે સમયોચિત જવાબ આપ્યો.

"બાપુ! નાયકાબા તો જગદંબાનો અવતાર છે. તેમનું ચાલતું હોય તો ગુજરાતમાં સતજુગ શરૂ થાય." સમરસિંહ બોલ્યો.

"મારા પર પણ મહારાણી સગાભાઇ જેટલું વહાલ રાખે છે હો." અમરસિંહે કહ્યું.

"હું ક્યાં નથી જાણતો. ભીમદેવ બાપુના તમે ભાઇબંધ."

"પણ આ જમાનો જ એવો છે કે, જાણતા હોય તે ભૂલી જાય અને ઓળખીતા હોય તે આડા ફરે." તેજપાળે તીર માર્યું.

"મારે માટે એવું ન કહેશો હો!"

"ના. ના. હું તમારે માટે નથી કહેતો, હું તો પ્રાસ્તાવિક વાત કરૂં છું."

"ચાલો, એ તો બધું ઠીક. હવે સમરસિંહજી! તમે અમને કંઇ મદદ કરો ખરા? એ સવાલનો જવાબ આપો."

"આપને કેવી અને કેટલી મદદ જોઇએ છે, તે જાણું, એટલે કહું."

"અમને નાસી જવા દો." અમરસિંહે કહ્યું.

"એ મારાથી ન બને." સમરસિંહે સ્પષ્ટ જવાબ આપ્યો.

"ડરી ગયા?" તેજપાળે તેને ચાનક ચઢાવવા કહ્યું.

"ક્ષત્રિય-બચ્ચો કદિ કશાથી ડરતો જ નથી." સમરસિંહે ગર્વભર્યે સ્વરે કહ્યું: "એને કદાપિ ડર હોય છે તો માત્ર અપ્રતિષ્ઠાનો. આબરૂ જાય તેના કરતાં જીવ જાય, તે તે વધુ પસંદ કરે છે. મારા કબજામાંથી કેદીઓ નાસી ગયા, એમ કહેવાય, એમાં મારી કેટલી નાલેશી ગણાય?"

"પણ ત્રણ જણના જીવ બચશે, તે ઓછું પુણ્ય છે?" તેજપાળે કહ્યું.

"પુણ્ય તો મળે પરલોકમાં, પણ આ લોકમાં ખાસડાં ખાવાં પડે
તેનું કેમ ?"
"રહેવા દે ને ભાઇ! આપણું મોત આવ્યું હશે તો કોણ ઉગારી
શકે તેમ છે ?" અમરસિંહે તેજપાળને ઉદ્દેશીને કહ્યું.
"હા, એક ઉપાય છે." સમરસિંહ બોલ્યો. તેના મ્હોં પર અમાનુષી
તેજ ઝળહળતું હતું. તેની આંખો પ્રકાશિત લાગતી હતી.
"શો ?" બન્ને જણા ઉત્સુકતાથી બોલી ઉઠ્યા.
"લ્યો, આ મારૂં ખડ્ગ. મારૂં માથું વાઢીને તમે ત્રણે નાસી જાઓ."
અમરસિંહ અને તેજપાળ એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા.
તેમણે આટલી ઉદારતા સમરસિંહમાં કલ્પી નહોતી.
"ક્યાં નાસી જશો ?" વસ્તુપાળે આ ચર્ચામાં પહેલું વાક્ય ઉચ્ચાર્યું.
"પાટણમાંથી નાસીને અમે કોઇ સ્થળે જઇ શકીએ તેમ નથી.
અમારો કુટુંબકબીલો, અમારી નાતજાત, અમારી માલમિલકત, અમારો
વેપારવણજ એ બધું જ અહીં છે. માત્ર આ ખોળીયું લઇને બીજે નાસી
જઇએ, તેમાં શો દિ વળ્યો ? નાસવું હોય તે નાસી જાય. બાકી હું તેથી
તદ્દન વિરૂદ્ધ છું."
અમરસિંહ તથા તેજપાળને વસ્તુપાળનાં વચનોની સત્યતા સમજાઇ.
ખરૂં હતું. તેઓ નાસી જાય તો અહીંનાંની શી સ્થિતિ ?
"સમરસિંહજી! તમારી ઉદારતા અને વીરતા માટે તમને અભિનંદન.
અહિંસા પરમો ધર્મઃ માનનાર અમો જૈનોથી તમારા જેવા નિરપરાધીની
હત્યા કેમ થાય ? જાન જાય તો કુરબાન છે, બાકી અધર્માચરણ તો અમે
નથી જ કરવાના." તેજપાળ બોલ્યો.*

---

* શાસ્ત્રમાં કહ્યું છે કે,

धम्मो मङ्गलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमस्संति जस्स धम्मे सया मणो ॥

અહિંસા, સંયમ અને તપરૂપ જે ધર્મ તે પરમ કલ્યાણકારક છે. માટે
માણસે તે ત્રણ વસ્તુનો કદિ ત્યાગ ન કરવો. જે માણસનું મન નિરંતર આ ત્રણ
વસ્તુરૂપ ધર્મમાં લાગ્યું રહે છે તેને તો સાક્ષાત દેવતાઓ પણ નમે છે.

"અમારી એ ધર્મમાં દૃઢ શ્રદ્ધા હશે તો અજયપાળ મહારાજ અમારૂં શું બૂરૂં કરી શકવાના છે? માટે અમે તો ધર્મને શરણે છીએ."

સમરસિંહ આ જૈનોની ધર્મનિષ્ઠા જાણી ખુશ ખુશ થઈ ગયો, અને બોલ્યો: "ઈશ્વર તમારા જેવાની હત્યા કદિ નહિ થવા દે."

"સમરસિંહજી ! એક કામ કરો.

"શું?"

"તમો મહારાણીને અને ભીમદેવને અમારા પકડાયાના ખબર કરો તથા એ પણ જણાવો, કે જો અમને છોડાવવા માટે વખતસર પ્રયત્ન નહિ કરવામાં આવે તો અમારો જીવ જોખમમાં છે." તેજપાળે કહ્યું.

"એમાં કંઈ ખોટું નથી." સમરસિંહે કહ્યું.

"હાં ! ત્યારે એમ મુદ્દાની વાતપર આવોને." વસ્તુપાળ બોલ્યો.

"ચાલો, હું તૈયાર છું." સમરસિંહે કહ્યું.

"અને મંત્રી કપર્દીને પણ ખબર આપો, કે આપના પર આવો ખોટો આરોપ મૂકાયો છે, માટે તમારી નિર્દોષિતા સાબીત કરવા તત્પર રહેજો."

"ચાલો, તે પણ હું કરીશ. બા પાસે જતાં મંત્રીનું ઘર તો રસ્તામાં જ આવે છેને. તેમને કહેતો જઈશ, બસ બીજું કંઇ?"

"બસ, એટલું જ."

"ત્યારે આપ ત્રણે જણ આરામ લો. હું હમણાં જ જઈ આવું."

સમરસિંહ ઉઠયો, બન્ને જણ તેની તરફ કૃતજ્ઞતાભરી દૃષ્ટિએ જોઇ રહ્યા. સમરસિંહ ચાલ્યો ગયો.

×　　×　　×　　×

મંત્રી કપર્દીને ઘેર જઇ અંદર પેસે તે પહેલાં તો અમરસિંહનો બાપ તથા મંત્રી મહાશય તેમને મળ્યા એટલે તે બહાર જ ઉભો રહ્યો.

"કેમ સમરસિંહ ! ત્રણે જણ તમારી પાસે છે?" મંત્રીએ મીઠી વાણીમાં કહ્યું.

"હાજી." સમરસિંહે જવાબ આપ્યો અને ખાનગી વાત કરવી હતી, માટે આસપાસ દૃષ્ટિ ફેરવી. મંત્રી અને અમરસિંહનો બાપ ચાલ્યા જતા હતા અને પોતે પાછળ હતો. તેના મનમાં એમ હતું, કે મંત્રીને ખબર

ફરી પછી બાસાહેબ પાસે જવું. ત્યાં તેની દૃષ્ટિ બે પરિચિત વ્યક્તિઓ
પર પડી અને તે ચમકયો. કોઈ તરવારનો ઝટકો મારે તો ટીપુંયે લોહી
ન નીકળે તેવો તે બની ગયો. તેનાથી ચીસ પડાઈ જાત, પણ તેણે મહા
મહેનતે મન પર કાબુ મેળવ્યો. એક વ્યક્તિની લાલઘૂમ આંખો તેના
તરફ ઘૂરકી, અને બીજી વ્યક્તિએ માત્ર તેને ચૂપ રહેવા ઇશારત કરી.
આ બે ભેદી વ્યક્તિ તે બીજું કોઈ નહીં, પણ ગુર્જરેશ્વર અજય-
પાળ અને રાજમાતા પદ્માવતી રાણી હતાં.

"કંઈ સમજણ પડે છે?" રાણીએ ગુર્જરેશ્વરના કાનમાં કહ્યું.
રાણીનો અંતરનો આનંદ માતો નહોતો. તેને થયું, કે ભોળાનાથ જ તેની
સહાયમાં છે. તેણે મનમાં પંચાક્ષર મંત્રનું ઉચ્ચારણ કર્યું.

"પદ્માવતી બા! તમે તો ખરેખર ત્રિકાળજ્ઞાની છો. હજી સુધી તમારી
એક પણ વાત ખોટી નથી પડી." ગુર્જરેશ્વર બોલ્યા.

રાણીએ તેમને ધીરેથી વાતચીત કરવા ઇશારત કરી. બન્ને જણાં
આગલા ત્રણ જણા પર દૃષ્ટિ રાખીને ચાલવા લાગ્યાં.

ચન્દ્રવિલાસ મહાલયના દરવાજે આવ્યો. ત્રણે જણ બગીચામાં પેઠા.
રાણીએ ઉભા રહી પાછળ દૃષ્ટિ ફેંકી તો દૂર લખમણ ગઢવીને આવતો
ભાળ્યો. તેણે તેને જલદી આવવા ઇશારત કરી અને નજીક આવ્યો
ત્યારે કાનમાં કંઈ કહ્યું. પછી તે પણ ગુર્જરેશ્વર પાછળ ચાલવા લાગ્યો.

મંત્રી ઉંચા અને મજબૂત આદમી હશે, અત્યારે તો ઉમ્મરને લીધે
તેમનું શરીર નબળું પડ્યું હતું અને કંઈક વળી ગયું હતું, છતાં તેજ
ઓછું થયું નહોતું. તેઓ ચુસ્ત જૈન અને સારા પંડિત હતા, તેથી મંત્રી
ઉપરાંત એક ધાર્મિક પુરુષ તરીકે પણ તેમને માન મળતું. જૈનમય ગુજરાત
કરવાની તેમની મહેચ્છા હતી. હેમાચાર્ય અને ઉદયનમંત્રી પાસેથી તે કેળવણી
પામ્યા હતા, પરંતુ હેમાચાર્યજી જેટલી દીર્ઘદર્શીતા કે ઉદયનમંત્રી જેટલી
વાક્પટુતા તથા પ્રપંચ તેમને આવડતાં નહીં, છતાં અનુભવને લીધે તેમનું
કામ ચાલતું. ગુર્જરેશ્વર અજયપાળ ગાદીએ આવ્યા પછી મહારાણી નાયકા-
દેવીની ભલામણથી તેમને મંત્રીપદ મળ્યું હતું, પરંતુ મુંજાલ મહેતા
જેટલા નિષ્પક્ષપાત ન રહી શકવાથી બ્રાહ્મણધર્માવલંબી ગુર્જર પ્રજામાં

તેમને માટે અસંતોષ ફેલાયો હતો. તેઓ ખૂદ ગુર્જરેશ્વરની આંખે પણ ચઢી ગયા હતા. રાણી પદ્માવતી તેમની કટ્ટર વિરોધી હતી. કુમારપાળનાં સીસોદણી રાણી ચન્દ્રકલા પર ગુજારવામાં તેમનો પણ હાથ હતો, એવી લોકોની અને પદ્માવતીની દૃઢ માન્યતા હતી અને તે પ્રસંગ બન્યા પછી પદ્માવતી તેમની જીવલેણ શત્રુ થઈ પડી હતી. આમ હોવા છતાં પણ મહારાણી નાયકાદેવીના ગુર્જરેશ્વર પરના પ્રભાવને લીધે મંત્રી નભતા હતા.

મંત્રીએ ચન્દ્રવિલાસ મહાલયમાં પ્રવેશ કર્યો અને તેઓ જે ઓરડામાં અમરસિંહ વગેરેને રાખવામાં આવ્યા હતા તે ઓરડામાં પૈસવા લાગ્યા.

"ખબરદાર ! એક પગલું આગળ વધ્યા છો તો જાન જશે." પાછળથી જુસ્સાભર્યો અવાજ સંભળાયો.

મંત્રી ચમક્યા. તેમણે પાછળ વળીને જોયું. ગુર્જરેશ્વર તથા પદ્માવતી તેમની નજરે પડ્યાં.

"મહારાજ ! એ તો આ ત્રણ જૈનયુવકો શા સારૂ કેદ કરવામાં આવ્યા છે, તેની માહિતી મેળવવા આવ્યો છું." ગુર્જરેશ્વરને મંત્રીએ સમજાવવા માંડ્યા.

"હ્યોને એની હું માહિતી આપું. એમણે રાજદ્રોહ કર્યો છે."

"શો ?"

"મંત્રીપણું કરો છો અને એ પણ ખબર નથી !" પદ્માવતી જાણે મંત્રીને કાપી નાંખતી હોય તેમ વચન બોલી: "તેમણે મહારાજાનો ઘાત કરવા પ્રયત્ન કર્યો, હવે સમજ્યા ?"

મંત્રી અવાક્ થઇ ગયા.

"આમાં કંઇ ગેરસમજુતી તો નથી થતી ?" મંત્રીએ પૂછ્યું. તેમણે હજી સંપૂર્ણ શાન્તિ જાળવી રાખી હતી.

"તમે કરાવો તો થાય." પદ્માવતીએ પ્રહાર કર્યો.

"રાણીજી ! હું ગુર્જરેશ્વર સાથે વાત કરૂં છું." મંત્રીએ સત્તાવાહી સ્વરે કહ્યું. તેઓ પદ્માવતી તરફથી વારંવાર થતા અપમાનથી ઉશ્કેરાઈ ગયા હતા.

"ને હું પણ રાજમાતા છુંને ! એમાં આટલા ધુંઆંપુંવા શાને થાઓ છો ?" રાણીએ જાણે મંત્રીને બનાવતી હોય તેમ કહ્યું.

"તમે રાજમાતા છો કે કોણ છો, તે આખું પાટણ જાણે છે." મંત્રી બોલ્યા. ક્રોધમાં તેમને ભાન રહ્યું નહીં જનસમાજમાં અજયપાળ અને રાણી પદ્માવતી વચ્ચેના અયોગ્ય સંબંધમાં ચાલતી અફવાનો તેમણે નિર્દેશ કરી દીધો. પછી તે ચમક્યા, પણ હવે શબ્દો મ્હોં બહાર નીકળી ગયા હતા.

"આ શબ્દો બોલવા છતાં પણ તમે જીવતા રહી શકો છો? ગુર્જરેશ્વર! તમારી ધીરજને પણ ધન્ય છે. આ બે બદામનો વાણીઓ મારે માટે ન કહેવાનાં વેણ કહે!" રાણી પદ્માવતી ત્રાડી. તેનું શરીર ધ્રૂજતું હતું. ક્રોધને લીધે વિકૃત થએલું રાણીનું મ્હોં ભયંકર દેખાતું હતું.

"ગઢવી!" તેણે પાછું જોઇને બૂમ પાડી: "આ નિમકહરામ કુતરાને આ ઘડીએ જ બાંધી લે અને ક્યાં ગયાં તારાં માણસો?......"

"આ રહ્યાં, બા!" ગઢવી બોલ્યો: તેણે નજીક આવી ગુર્જરેશ્વર તથા રાણીને સલામ કરી તથા મંત્રીને બાંધવા માંડ્યા.

અમરસિંહનો બાપ તો આ દૃશ્ય જોઈ થથરી જ ગયો.

"અને તમે," રાણી ગાજી. તે ગઢવીના સાગરીતોને ઉદ્દેશીને કહેતી હતી: "પેલા ત્રણ જણાને બહાર કાઢો."

"હું તેમને પ્રાણદંડ ફરમાવું છું. આ ઘડીએ જ તેમનાં ડોકાં ધડથી જૂદાં થવાં જોઇએ." ગુર્જરેશ્વર બોલ્યા. માણસો વસ્તુપાળ, તેજપાળ તથા અમરસિંહને બહાર લાવવા દોડ્યા.

પોતાની દૃષ્ટિ સન્મુખ પોતાના એકના એક પિતૃભક્ત વિદ્વાન પુત્રનો ઘાત થશે! એ વિચારે અમરસિંહનો પિતા ત્રાસી ઉઠ્યા: તેનાં ગાત્ર ગળવા લાગ્યાં. તે લથડતે પગે દોડ્યો અને મહારાજાના પગમાં પડી ગયો.

"ગુર્જરેશ્વર! ક્ષમા કરો, દયા કરો. નિરપરાધ પર આવો કારમો કોપ ન હોય. અમારી ઘરડાની દયા લાવો. અમારાં ધોળામાં ધૂળ ન નાંખો. અમને રસ્તા પરના રઝળતા ભિખારી ન બનાવો. મહારાજ! કોઇના ચઢાવ્યાથી તેમણે એવું રાજવિરૂદ્ધનું કામ કર્યું હોય તોય આપ માબાપ છો. છોકરાં પર એવો કાળ ન જોઇએ." ડોસાની આંખમાંથી આંસુધારા વહેતી હતી.

"કોના ચઢાવ્યાથી? કોની શિખવણીથી?" પદ્માવતીએ પૂછ્યું.

ડોસો તેને પગે પડ્યો. "રાણી મા! તમે દેવી છો. મહારાજાને સમજાવો. આ બિચારાં આજકાલનાં છોકરાંને રાજદ્રોહ કરવાનું શું કારણ હોય? કોઈ દુષ્ટના ભરમાવવાથી બિચારે—"

"એમ નહિ. તે કોણ, તમે જાણો છો? કહો તો પછી તે છૂટા છે. અમે પેલાને પકડવાની પેરવી કરીએ."

"એ મને શું માલમ?"

"તો પછી ખસી જાઓ." રાણી બોલી અને પછી તેણે પેલા માણસો તરફ જોઈને કહ્યું: "હં, ચલાવો."

"એ કપર્દી!...... તેં મારું નખ્ખોદ વાળ્યું." ડોસાએ ચીસ નાખી અને તે બેભાન થઈ પડ્યો.

"બસ, બંધ કરો." રાણીએ તૂટી પડવા જતા માણસોને અટકાવીને કહ્યું અને પછી તે ગુર્જરેશ્વર તરફ જોઈને બોલી: "મહારાજ! સાંભળ્યું?"

"સમરસિંહ! તું નિમકહલાલ છે કે નિમકહરામ?"

"નિમકહલાલ." થરથર કંપતાં સમરસિંહે જવાબ આપ્યો.

"રાજભક્ત છે કે રાજદ્રોહી?"

"રાજભક્ત."

"સારે આજ ઘડીએ તાવડામાં તેલ તપાવ. ગઢવી! એને મદદ કરો. જૂઓ સમય ન જવો જોઈએ."

માણસો કામે લાગી ગયા. મંત્રી બંદીવાન હાલતમાં મુંગા મુંગા ઉભા હતા. તેમના પર ચારે તરફથી આફત આવી પડી હતી. નાહાબારી રહી નહોતી.

થોડા વખતમાં તેલ ગરમ થઈ ગયું, અને કડકડવા લાગ્યું. નાંખ્યું હોય તો નાળિયેર ફાટે એટલું બધું તે ઉકળ્યું હતું.

"ગઢવી! તું અને સમરસિંહ થઈને મંત્રીને તાવડામાં નાંખો. ગુર્જરેશ્વરની હત્યા કરવાનું કાવતરું કરનાર દુષ્ટ માટે આ સિવાય બીજી કઈ સજા હોઈ શકે? મંત્રી! ઇષ્ટ સ્મરણ કરી લો, અને ભોગવો રાજદ્રોહનું ફળ." રાણીએ છેલ્લાં વચનો મંત્રીને ઉદ્દેશીને કહ્યાં;

મંત્રી બોલ્યાઃ

"अर्थिभ्यः कनकस्य दीपकपिशा विश्राणिताः कोटयो
वादेषु प्रतिवादिनां विनिहिताः शास्त्रार्थगर्भा गिरः।
उत्खातप्रतिरोपितैर्नृपतिभिः शारैरिव क्रीडितं
कर्तव्यं कृतमर्थिता यदि विधेस्तत्राऽपि सज्जा वयम्."* ॥

"ઓ હો હો હો ! ! ! મરવા ટાણે પણ અભિમાન મૂકાતું નથી." ગુર્જરેશ્વર રાણી બોલીઃ "उत्खातप्रतिरोपितैर्नृपतिभिः शारैरिव क्रिडितम् કેમ ? અજયપાળને ઉખેડીને કોનું પ્રતિરોપણ કરવું હતું ?" રાણી મજાકમાં બોલી.



મંત્રીના મ્હોં પર અત્યારે ક્ષોભ કે ત્રાસનાં ચિહ્નો જણાતાં નહોતાં. તે શાન્ત અને ગંભીર થઇને ઉભો હતો.

થોડી વાર બધાં નિઃસ્વર રહ્યાં.

રાણીએ ઇશારત કરી કે, તરત જ મંત્રીને ઉપાડીને તાવડામાં ધકેલી દીધા. એક મોટી સડસડાટી થઈ અને ભયંકર ચીસ સંભળાઈ.

આ દૃશ્ય ન જોઈ શકાવાથી રાણી પદ્માવતી સિવાય બધાંએ આંખ આડા હાથ રાખ્યા.

---

* જેણે દિવાની શિખા જેવી પીળી સોના મહોરો કરોડો યાચકોને આપી, જેણે શાસ્ત્રવિવાદમાં શાસ્ત્રાર્થગર્ભિત વાણીઓ પ્રતિપક્ષીઓને કહી, શેતરંજ અથવા બુદ્ધિબળનાં મહોરાંની પેઠે, જેણે રાજાઓને ઉત્થાપી તેમને પાછા તેમની જગાએ સ્થાપ્યા;–એ પ્રમાણે જે કર્તવ્ય હતું તે અમે કરી ચૂકયા છીએ. હવે વિધિને જે કરવાનું હોય તે પ્રમાણે કરવા દેવા માટે અમે સજ્જ છીએ. જુઓ રાસમાળા પૃ. ૩૧૧.

"જ્યારે બ્હેન ચન્દ્રકળાએ સ્વધર્મ રક્ષા ખાતર પેટમાં કૃપાણ ખોસી પ્રાણત્યાગ કર્યો ત્યારે તેણે પણ આવી જ ચીસ નાંખી હશે." જાણે એક સામાન્ય હકીકતપર ટીકા કરતી હોય તેમ પદ્માવતી બોલી.

પછી તે ઘુંટણીએ પડી, આકાશ સામે જોયું. જાણે કોઈ સાથે વાતો કરતી હોય તેમ ઓઠ ફફડાવ્યા, હાથ ઉંચા કર્યાં અને આંખો મિંચી ધ્યાનસ્થ થઈ ગઈ. ગુર્જરેશ્વર આ અમાનુષી સ્ત્રી તરફ દિગ્મૂઢ બનીને જોઈ રહ્યા.

અમરસિંહનો પિતા હજી બેભાન જ હતો. તેને થોડી વારે સંજ્ઞા પ્રાપ્ત થઇ. તેને હજી આ બનાવની ખબર નહોતી.

"ઓ બાપુ...આ તમે શું કર્યું:" અમરસિંહે રાડ નાંખી.

"શું કર્યું શું ? સાચું બોલ્યા. સત્ય થોડુંક છાબડે ઢાંક્યું રહે છે ?" રાણી ધ્યાનમાંથી ઉઠતાં બોલી.

"તમે રાણી નહીં, પણ રાક્ષસી છો ?" અમરસિંહ પદ્માવતી સામે જોઇને તાડૂક્યો.

"શું બોલ્યો ?" રાણીએ તેના તરફ લાલઘૂમ આંખો કાઢીને કહ્યું.

"જે કહ્યું તે બરાબર કહ્યું છે. સત્ય કહ્યું છે." અમરસિંહ મક્કમ રહ્યો.

"ગઢવી ! ચલાવ તલવાર, રાજમાતાનું અપમાન કેમ થાય છે, તેની એ વાચાળ છોકરાને ખબર પડે."

ગઢવી આજે મનુષ્ય મટી રાક્ષસ થયો હતો. ઉંચી પદવી પ્રાપ્ત કરવાની લાલચમાં તે અકાર્ય કરવા તૈયાર થઇ ગયો. તેણે તરવાર ખેંચી.

"સબૂર ! હું જોઉં છું. અમરસિંહપર કોણ તરવાર ચલાવે છે." પાછળથી એક સત્તાવાહી સ્વર આવ્યો. બધાં ચમક્યાં. પાછું વાળીને જુએ તો મહારાણી નાયકાદેવી જાણે અમરસિંહને બચાવવા જ વખતસર આવી પુગ્યાં હતાં. ગઢવીના હાથમાંથી તરવાર પડી ગઇ.

## પ્રકરણ ૧૩ મું
## તમે પરમારને નહીં, પણ પરમારની પુત્રીને મળવા જાઓ છો

માતપિતા ભગિની પ્રિય ભાઈ, પિય પરિવાર સુહૃદ સમુદાઈ,
સાસુ, સસુર, ગુરુ સહજ સહાઈ, સુત સુંદર સુશીલ સુખદાઈ,
જહં લગી નાથ નેહ અરૂ નાતે, પિય બિનુ તિયહી તરણીને તાતે.

ગોસ્વામી તુલસીદાસજી.

લીલાદેવી સ્નેહાળ અને સરલ બાલિકા હતી. ભીમદેવ ફરવા ગયા પછી તેણે ઘડીક આમ તેમ આંટા માર્યા, દિવા પ્રકટયા, બધું ઠીકઠાક કર્યું અને રાહ જોતી બેઠી. રાત પડી તોય ભીમદેવ આવ્યા નહીં, તેથી તેને ચિંતા થવા લાગી.

તેણે દાસીને આજ્ઞા કરી કે, 'જોઇ આવતો. તેમનાં ભાભી પાસે તો નથી બેઠા ?' પણ તે તપાસ પણ અફળ ગઇ.

'એમને અહીં આવવા દે. આ વખતે તો એવી ખિજાઉંને ! ગમે તેટલી બોલાવે પણ બોલું જ નહિ. હરહમ્મેશ આટઆટલી વાટ જોવડાવે, એ તે બધું શેં સહેવાય ?' તેણી મનમાં બબડી, તથા મનમાં રીસાવાની રીત નક્કી કરવા લાગી. તેણે અરીસા સામે જોઇને મ્હોં ઉતારી નાંખ્યું. 'હાં, બસ. આમ જ.' તે દર્પણમાં પડતું પોતાનું પ્રતિબિંબ જોતાં બોલી.

'પણ રીસાય તેને વળી આટલા બધા ઘરેણાના ઠઠારા શા ?' પોતાનાં આભૂષણો તરફ દૃષ્ટિ જતાં તે બોલીઃ 'લાવ. તે આવે તે પહેલાં ઝપાટાબંધ કાઢી નાંખું.' તે પાછી ફરી.

કોઇના આવવાનો અવાજ સાંભળી તેણે પાછું વાળીને જોયું તો ભીમદેવ બારણામાં ઉભો ઉભો તેની સામે જોઇ રહ્યો હતો. લીલાદેવીએ રીસથી મ્હોં પાછું ફેરવી લીધું.

ભીમદેવ ધીરે ધીરે તેની નજીક આવ્યો. લીલાદેવીને બાથમાં ઘાલી અને તેનું મ્હોં ઉંચું કરી પોતાના ઓઠ નજીક લાવ્યો. લીલાદેવીએ ઝડપથી પોતાના નાનકડા નાજુક હાથ મ્હોં આડા ધરી દીધા અને બાથમાંથી છૂટવા બળ કરવા લાગી પણ ભીમદેવના મજબૂત હાથ આગળ તેનું શું ચાલે ?

"છોડી દો ! કહું છું છોડી દો ! નથી માનવું કે ? છોડી દો, કહું છું." લીલાદેવીને ન છૂટકે બોલવું પડ્યું.

"નથી છોડતો જા. તારાથી થાય તે કરી લે." ભીમદેવે તેને વધુ દબાવતાં કહ્યું: "જોઉં છું કેટલુંક ".ર" છે તારામાં ?"

"હમણાં રડી પડીશ હોં ? છોડી દો. મારા ભૂકા ઉડાડી દેશો, કહું છું." ખરેખર લીલાદેવીની આંખમાં આંસુ આવી ગયાં.

"રાજપૂતાણી થઇને રડે છ શું ?" ભીમદેવ તેને રડતી ભાળી બોલ્યો.

લીલાદેવી કંઇ બોલી નહિ. ભીમદેવે તેનાં આંસુ લૂછ્યાં અને પટાવવા લાગ્યો.

"કેમ રડતી હતી, કહે જોઇએ ?" ભીમદેવે વહાલથી પૂછ્યું.

"તમે હમ્મેશાં મોડા આવો છો." લીલાદેવીએ લાડથી કહ્યું: તેનો રીસાવાનો કાર્યક્રમ પડી ભાંગ્યો. તે ઘણી વાર ભીમદેવથી રીસાવાનો, તેની સાથે અબોલા લેવાનો નિશ્ચય કરતી, પણ એકેય વાર તેનો આ નિશ્ચય દૃઢ રહેતો નહિ.

"ચાલો, એ વાંક કબૂલ; પછી બીજું કંઇ ?"

"આવીને ચાલ્યા જાઓ છો. ઘડી વારે બેસતા નથી."

"એ વાતની પણ મારાથી ના પાડી શકાય તેમ નથી."

"અહીં આવો છો, પણ તમારૂં ચિત્ત તો બીજે જ ભમતું હોય છે." લીલાદેવીએ કહ્યું.

"એ વાતની હું ઘસીને ના પાડું છું." ભીમદેવ બોલ્યો.

તેના પર આ વેધક વચનની આબાદ અસર થઈ હતી. ખરી વાત હતી. તેનું ચિત્ત બીજે જ ભમતું હતું. તેને ઇચ્છાદેવી યાદ આવી. તે પરોઢીએ જવાની છે તે પહેલાં તેને મળવા જવું જોઇએ તે પણ યાદ આવ્યું. પોતે પરમારને તો મળશે, પણ ઇચ્છાદેવીને શી રીતે મળાશે ? આ પ્રશ્નથી તેનું મન ગુંચવાડામાં પડ્યું. બાથમાં પડેલી લીલાદેવી તેના ચહેરા સામે નિહાળી રહી હતી.

"જૂઓ, હું કહું છું કે, તમારૂં ચિત્ત બીજે જ ભમતું હોય છે. સાચુંને ?" લીલાદેવી બોલી. ભીમદેવ વિચારનિદ્રામાંથી જાગ્રત થયો.

"શો વિચાર કરતા હતા?" લીલાદેવીએ પૂછ્યું: "સાચું કહેજો."

"તને ખબર તો છે કે મોટાભાઇએ મને સેનાધિપતિ ઠરાવ્યો છે. તેથી મારે લશ્કરની ગોઠવણનો વિચાર તો કરવો જ જોઇએને?" ભીમદેવે ગપ જોડી કાઢ્યું.

"જે વિચાર કરતા હો તે! હું શું જાણું? હું થોડી જ અંતરજામી છું?" લીલાદેવી બોલી.

"બરાબર કહું છું, તને ખોટું કહેવાનું કંઇ કારણ?" ભીમદેવને આ સ્નેહાળ સરલ બાળા પાસે ખોટું બોલવા માટે દુઃખ થયું. પણ સાચું કહેવાની તેની હિમ્મત નહોતી. અમરસિંહની હાજરીમાં લીલાદેવીએ કહ્યું હતું કે, 'મારે મારા સ્વામીથી કશું ખાનગી ન હોય?' એ વચનો યાદ આવતાં તેને શરમ થઇ.

"પણ હું ક્યાં ખોટું કહું છું? ચાલો, હવે મારે તમારા ખોળામાં જ ઉંઘી જવું છે. જરા સરખી પલાંઠી કરો."

"પણ તે તે કેમ થશે?" ભીમદેવ મુંઝાયો અને બોલ્યો: "મારે આ ઘડીએ જ બહાર જવું છે."

"હું કંઇ જવા દેવાની નથી. આજ ભલા લાગમાં આવ્યા છો. જ્યારે ને ત્યારે બહાનાં બતાવીને નાસી જાઓ છો. આજે બિલકુલ ચસકવા દેવાની નથી." લીલાદેવી મક્કમતાથી બોલી. ભીમદેવ સામે જોઇ જરા વહાલભર્યું હસી અને તેના ખોળામાં સૂઇ ગઈ.

"સાવ ગાંડી—"

"ગાંડામાં ગાંડી," ભીમદેવના વાક્યને અડધેથી ઉચકી લીલા બોલી: "તમે ગમે તે કહી નાખો, પણ હું માનીશ તોને?" તેણે ભીમદેવના હાથ પોતાના હોઠે અડાડ્યા અને આંખે ચાંપ્યા.

"જો હું તને સમજાવું." ભીમદેવ બોલ્યો.

"ભઇસાબ! મને હવે સૂઇ જવા દેશો? મારે નથી સમજવું."

"પણ મારૂં કહેવું તો સાંભળ."

"કાલે કહેજો. જરૂર સાંભળીશ."

"એ ન કામ આવે."

"ઉભા રહો." લીલાદેવી બોલી.

"કેમ?" ભીમદેવ બોલ્યોઃ 'વળી કયાં ફટકયું' તે મનમાં બબડ્યો.

"અહીં આવો." દેવીએ હુકમ કર્યો. ભીમદેવ તેની પાસે આવ્યો.

"અત્યારે તમે ભાભી પાસે ગયા હતા?"

"હા." ભીમદેવ આ પ્રશ્નનો અર્થ ન સમજી શકયો. તેણે પૂછ્યું? "કેમ?"

"સહેજ." લીલાદેવીએ ટુંકો પ્રત્યુત્તર વાળ્યો.

"ના. પણ મારા સમ."

"આજે દીધા તે દીધા. હવે પછી કદિ સમ ન દેશો!"

"ચાલો, નહીં દઉં, પણ કહે તો ખરી?"

"તમે પરમારને નહિ, પણ પરમારની પુત્રીને મળવા જાઓ છો."

ભીમદેવનું લોહી ઠરી ગયું. આ ભોળી સરળ બાળા તેનું હૈયું વાંચી ગઇ હતી? તે એક શબ્દ પણ બોલી ન શકયો.

"તેનું નામ ઇચ્છાદેવીને?" લીલાએ પ્રશ્ન કર્યોઃ "મને તો ક્યાંથી ખબર પડે, પણ તમે મને આજે બે ત્રણ વાર એ નામે બોલાવી અને ભાભી પણ કહેતાં હતાં કે પરમારની દીકરી આવી છે."

"ત–ત–ત–ને નકામો થાય છે સંદેહ. કશું નથી એવું." ભીમદેવ બોલ્યોઃ તેના ઉચ્ચારમાં કે વાકયરચનામાં ઠેકાણું રહેતું નહોતું.

"જુઠું શા સારૂ બોલવું! હું તમને કંઇ કહું છું? હું તમને વિઘ્ન કર્તા થવા ઇચ્છતી નથી. જાઓ સુખી થાઓ." પંદર વરસની બાલિકાએ આધેડ સ્ત્રી જેટલી ગંભીરતા અને ઠાવકાઇથી આ વેણ ઉચ્ચાર્યાં.

"તું નકામી તારા મનમાં વહેમાય છે. હું આવીને તારી આગળ બધો ખુલાસો કરીશ." ભીમદેવ બોલ્યો અને ચાલ્યો ગયો.

અત્યાર સુધી તો તે હિમ્મત રાખી રહી હતી, પરંતુ ભીમદેવ ગયા પછી તે રડી પડી. તેની આંખોમાંથી આંસુનો ધોધ વહેવા લાગ્યો. કોઈ ન સાંભળી જાય એટલા સારૂ તેણે મ્હોંમાં રૂમાલનો ડુચો ભરાવ્યો, તો પણ પાલુ ડોસી સાંભળી ગયાં.

તેને હીબકતી જાણી તે દોડી આવ્યાં અને લીલાને ખોળામાં બેસાડી તેનાં આંસુ લુછી બોલ્યાં: "વહુ! આટલાં બધાં કેમ રૂઓ છો?" આ વહાલભર્યાં વચન સાંભળી લીલાદેવી મોટેથી રડી પડી.

પાલુ ડોસી તે ગુર્જરેશ્વરની માનીતી વડારણ હતી. તેણે અજયપાળ તથા ભીમદેવને નાનેથી મોટા કર્યા હતા. આ બન્ને ભાઇઓ પણ તેના તરફ માતા જેટલું વહાલ ધરાવતા, તથા તેનું માન જાળવતા. મહારાણી નાયકાદેવી પણ પોતાની સાસુને પગે લાગે તેટલા ભાવથી તેને નમતી અને ડોસીની આમન્યામાં રહેતી. લીલાદેવીપર ડોસીને પેટની છોકરી જેટલું વહાલ હતું. તેની સરળતા ડોસીને બહુ ગમતી. કોઈ કોઈ વખત તો ડોસી કહેતાં કે; "વહુ! આમ સાવ ભોળી રહીશ તો તારૂં કેમ ચાલશે? આ તો રાજનાં કામ છે." અત્યારે ડોસીએ માન્યું, કે વરવહુ વચ્ચે કંઇક બોલાચાલી થઈ હશે અને તેથી ભીમદેવ ચાલ્યો ગયો હશે તથા લીલાદેવી રડતી હશે.

લીલાદેવીએ ડોસીના સવાલનો જવાબ ન આપ્યો અને ડોસીએ પણ તે શરમાશે એમ જાણી વધુ પૂછપરછ ન કરી. ડોસીએ તેને સમજા-વી પટાવીને શાન્ત કરી અને પોતાની પથારીમાં જઇને સુતાં.

લીલાદેવીને ઉંઘ ન આવી. તેનું માથું ફાટફાટ થતું હતું. તેના મગજ-માં અનેક વિચાર આવતા અને ચાલ્યા જતા હતા. આજ સુધીમાં કોઇ દિવસ તેના મગજમાં આવો ગુંચવાડો નહોતો થયો. અકળામણમાં ને અકળામણમાં તેને તાવ ચઢી આવ્યો.

## પ્રકરણ ૧૪ મું



## લીલાદેવીની માંદગી

(૧)

બીજે દિવસે પાલુ ડોસી આવીને જૂએ છે તો લીલાદેવીનું શરીર તાવથી ધીકતું હતું.

“રાજલ!...” તેણે બૂમ પાડી.

રાજલ તે લીલાદેવીની દાસી હતી. બૂમ સાંભળી તે દોડી આવી. લીલાદેવીને ખૂબ તાવ ચઢી આવેલો જોઈ તેને પણ ચિંતા થવા લાગી.

“જા, ઉતાવળી થા. મહારાણીને ખબર કર કે, વહુને બહુના બહુ તાવ આવ્યો છે અને બોલાવીએ છીએ પણ બોલતી યે નથી.” રાજલ દોડી. “અને કહેજે કે વૈદ્યરાજને તેડતાં આવે.”

થોડી વારમાં મહારાણી આવી પહોંચ્યાં. તેમના પર ચિન્તા અને ગભરાટની રેખાઓ સ્પષ્ટ તરવરતી હતી. ઓરડામાં પેસતાં જ તેઓ લીલાદેવીના પલંગ પાસે આવ્યાં અને તેના કપાળ પર હાથ મૂક્યો.

“આટલો બધો તાવ ચઢી આવ્યો છે તોય તમે અત્યાર સુધી મને વાત ન કરી?” મહારાણી ઠપકો આપવા લાગ્યાં: “બીજાં બધાં તો ઠીક, પણ પાલુમા! તમને યે ખબર ન રહી?”

લીલાદેવીની માથા પાસેની બધી ચાદર તદ્દન ભિંજવાઈ ગઈ હતી, તે તરફ મહારાણીનું ધ્યાન ગયું: “આ તે પાણી ઢોળાયું છે કે શું?” તેમણે પાલુ ડોસીને પૂછ્યું.

“આખી રાત તે રડતાં હતાં!”

“તમને શું કહું મા! તમારાથી તો ઘડપણને લીધે દેખરેખ ન રખાય, પણ આ બીજી બધી વડારણો ક્યાં ગઈ હતી? બધાં આપસ્વારથી સૂઆં છે તો. મેં કેટલી વાર ઠરાવી ઠરાવીને કહ્યું છે કે, ‘લીલા નાની છે, તેની સંભાળ રાખવી,’ પણ બધાં બેદરકાર.” મહારાણી અકળાઈને બોલ્યાં. તેમણે તે ચાદર બદલાવી નાંખી અને બીજી પથરાવી.

"હજી વૈદ પણ ન આવ્યા ?"

"આ આવ્યાને, બા !"

"તમારી જ વાટ જોવાતી હતી. તમને દૂર પડતું હોય તો રાજગઢમાં રહેવા આવો. બોલાવીએ ત્યારે આટલું બધું મોડું થાય તે કેમ ચાલે ?" મહારાણીએ વૈદ્યને ઠપકો આપ્યો.

જો કે વૈદ્યરાજ જે ક્ષણે મહારાણી તરફથી ખબર મળ્યા તે જ વખતે અહીં આવવા ચાલી નીકળ્યા હતા અને વચમાં કોઈ જગાએ ન રોકાતાં દોડાદોડ આવી પહોંચ્યા હતા. પરંતુ લીલાદેવીની માંદગીથી મહારાણી એટલાં બધાં અધીરાં થઈ ગયાં હતાં, કે તેમને વૈદ્યરાજે ઘણું મોડું કર્યું હોય એમ લાગ્યું. વૈદ્યરાજ રજવાડામાં ટેવાઈ ગયા હતા અને ઘણી વાર બોલવા કરતાં મૌન વધુ કાર્યસાધક થાય છે, એમ માની તેમણે મહારાણી પાસે કશો ખુલાસો ન કરતાં લીલાદેવીના રોગનું નિદાન કરવા માંડયું.

"મનની પીડાથી તેમને તાવ ચઢી આવ્યો છે. સારૂં થયું આપણે વેળાસર આવી પહોંચ્યા છીએ. નહીં તો થોડા જ વખતમાં બકવાટ શરૂ થાત. હવે ફિકર નહીં. હમણાં જ હું જ્વરાંકુશ ક્વાથ આપું છું તેથી તાવ સપાટામાં ઉતરી જશે. સારવારમાં ખૂબ સાવધાનતા રાખવી પડશે." વૈદ્ય બોલ્યા અને રાજગઢના જે ભાગમાં ઓસડિયાં રહેતાં હતાં ત્યાંથી અમુક અમુક ઓસડિયાં લઈ આવવા દાસીને સૂચના કરી.

"તે તો સાવ અજાણી છે. કંઇને બદલે કંઇ દવા લઇ આવશે. વૈદરાજ ! તમારામાં પણ આખા ગામનું આળસ ભેગું થયું લાગે છે તો. તમે જ જાઓને, એમાં એ શું સમજે ?"

વૈદ્યરાજ પ્રસંગ સમજી ગયા અને મહારાણીની ઇચ્છાને અનુકૂળ થયા. તેમણે ઝપાટાબંધ જઈ ઓસડિયાં લાવી ક્વાથ તૈયાર કર્યો અને લીલાદેવીને પાઇ દીધો.

"જાઓ, હવે ઔષધશાળામાં બેસો. આજે ઘેર ન જતા. ભોજન અહીં ગઢમાં જ કરજો. વખતે અચાનક બોલાવવા "

વૈદ્યરાજ નમસ્કાર કરીને ગયા.

બપોર થયા તોય મહારાણી ત્યાંથી ખસ્યાં જ નહિ. તેમણે ખૂબ કાળજી-પૂર્વક લીલાદેવીની સારવાર કરી.

લીલાદેવીની ચિન્તા ઉપરાંત તેમના મનમાં બીજી પણ ચિન્તા હતી. ભીમદેવ અત્યાર સુધી દેખાયો નહોતો અને પોતે દાસદાસીઓ મોકલી તેની તપાસ કરાવી, પણ પત્તો લાગતો નહોતો. તેઓ મનમાં ને મનમાં મુંઝાતાં હતાં.

"બા! અમરસિંહ તથા બે વાણીઆઓને મહારાજે રાજદ્રોહના ગુન્હાસર પકડી કેદ કર્યા છે અને ચન્દ્રમહાલયમાં સમરસિંહની દેખરેખ નીચે રાખ્યા છે." એક દાસીએ આવી સમાચાર આપ્યા.

મહારાણીનું મ્હોં ઝાંખું પડી ગયું. તેમણે મનમાં ને મનમાં પદ્માવતી પર ઉભરા કાઢ્યા. પણ તેમના મનમાં એટલી નિરાંત હતી કે, તે ત્રણેને પકડીને સમરસિંહને સોંપવામાં આવ્યા હતા. સમરસિંહ તેમને ખબર પહોંચાડ્યા વગર રહેશે નહિ, એવી તેમને દૃઢ શ્રદ્ધા હતી.

લીલાદેવીને થોડે થોડે ઠીક થતું જતું હતું.

"ઓ બા!......" કંઇક ભાન આવતાં લીલાદેવી બોલી.

"છાની રહે, હું તારી પાસે જ છું, હો. હમણાં સારૂં થઇ જશે, ગભરાઇશ નહિ." મહારાણી બોલ્યાં તથા તેને પંપાળવા લાગ્યાં.

તેમણે દાસીને કહી વૈદ્યરાજને બોલાવ્યા તથા બીજી વાર દવા અપાવી અને દાસી જોડે થોડુંક ખાવાનું મગાવી પોતે પાસે બેસી લીલાદેવીને ખવડાવવા લાગ્યાં.

"લીલા! બોલતો બા! એટલું બધું શા માટે રડી હતી?" મહા-રાણીએ વહાલભર્યા સ્વરે લીલાદેવીનો વાંસો થાબડતાં કહ્યું.

"અમસ્તી જ."

"એ હું ન માનું. નકામું કોઈ રડે જ નહિ. અલીઓ! તમે બહાર જાઓ. હું બોલાવું ત્યારે આવજો." દાસીઓની હાજરીમાં લીલાદેવી શરમાય એમ ધારી તેમણે દાસીઓને રજા આપી. દાસીઓ ઉઠીને ચાલી ગઇ. "કહે હવે, સાચે સાચું કહેજે. મારાથી છૂપાવે તો તને મારા સમ છે."

લીલાદેવી મહારાણીની સોડમાં લપાઈ, અને મ્હોં છૂપાવી ધીરેથી બોલી: "તે મારાપર હેત રાખતા નથી."

"ગાંડી રે ગાંડી!" મહારાણીએ વહાલથી ઉભરાતે સ્વરે કહ્યું: "તારાપર હેત નથી રાખતા, ત્યારે બીજી કઈ પર હેત રાખે છે?"

"તે હું શું જાણું?" લીલાદેવી બોલી: શરમના માર્યા તેના ગાલ લાલઘૂમ થઇ ગયા હતા. "એવું શું પૂછતાં હશો?" તેણે મ્હો છૂપાવી દીધું.

મહારાણીએ વહાલથી લીલાદેવીને ચુંબન કર્યું અને બોલ્યાં: "એવું ન પૂછું તો કેવું પૂછું ગાંડી?"

થોડી વાર સુધી બેમાંથી કોઈ કંઈ ન બોલ્યું.

"સાચે જ તારાપર હેત નથી રાખતા?" કંઇ યાદ આવ્યું હોય તેમ મહારાણી બોલ્યાં: "કોનાપર હેત રાખે છે, તે કંઇ જણાયું?"

લીલાદેવી મુંગી જ પડી રહી.

નાયકાદેવીએ પણ તેને વધુ પૂછ્યું નહિ.

"વારુ, તે કયાં ગયા છે તે તને કંઇ ખબર છે?" થોડી વારે તેમણે લીલાદેવીને પૂછ્યું.

"રાત્રે તો તે પરમારને મળવા ગયા હતા અને ત્યાર પછીથી પાછા આવ્યા જ નથી. ત્યાંથી કયાં ગયા હશે, તે કંઇ ખબર નથી."

જાણે એક કોયડો ઉકલ્યો હોય તેટલો મહારાણીને સંતોષ થયો.

"તારી આગળ પરમાર સંબંધી કંઈ વાત કરતા હતા?"

"કાલે ત્રણ વખત મને 'ઇચ્છાદેવી' કહીને બોલાવી."

વળી થોડી વાર બેમાંથી કોઈ કાંઇ બોલ્યું નહિ.

"હું તેને ઠેકાણે લાવીશ." છેવટ મહારાણી બોલ્યાં: "તું તારા મનમાં લગીરે ચિન્તા ન કરીશ." તેમણે લીલાદેવીને આશ્વાસન આપ્યું.

લીલાદેવી પર મહારાણીને સગી બેન જેટલું વહાલ હતું. ભીમદેવ અને લીલાદેવીનાં લગ્ન થવામાં તેઓ જ કારણભૂત હતાં, તે તો વાચક! આપણે આગળ જોઈ ગયા છીએ. ભીમદેવના કોઇ પણ વર્તનથી લીલાદેવી દૂભાય તે મહારાણી સાંખી—સહી શકતાં નહિ. તેમણે ભીમદેવને સખ્ત ઠપકો આપવા નિશ્ચય કર્યો.

"તમે એમને કંઈ કહેશો નહિ." લીલાદેવી બોલી.

"કેમ? બીક લાગે છે?" મહારાણી હસતાં હસતાં બોલ્યાં.

"બીક તો લાગે જ ને?" દેવી શરમાતાં શરમાતાં બોલી અને નીચું જોઈ રહી.

"લે, રાણ હવે. એમ ડર્યે કામ આવે?" નાયકાદેવી બોલ્યાં અને લીલાદેવી સામે જોઈ રહ્યાં: "એમને ખોટું લાગે કે તારા પર ચીડાય, એવું નહીં કહું, હોં!"

આમ વાત ચાલતી હતી તેવામાં એક દાસી દોડાદોડ આવી અને બોલી: "બા સાહેબ! એક રાજસેવક આવી નીચે ઉભો છે." મેં કહ્યું કે, 'જે કામ હોય તે મને કહે, બાસાહેબને નહિ મળાય. અત્યારે લીલાબાની તબીઅત સારી નથી. તે તેમની પાસે બેઠાં છે.' પણ તે હઠ લઈ બેઠા છે કે, 'હું મહારાણીને મળવા જ આવ્યો છું. તેમને મળ્યા વિના જવાનો નથી અને તેમના સિવાય જે કહેવાનું છે તે બીજા કોઈને કહેવાનો નથી.'"

"જા, તેને અહીં તેડી લાવ." મહારાણી બોલ્યાં.

"અહીં?" દાસીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, અહીં. ન સાંભળ્યું કંઈ?" મહારાણીએ જરા ચીડાઈને કહ્યું.

દાસી ગઈ અને થોડા સમયમાં પેલા રાજસેવકને બોલાવી લાવી. સેવકે મહારાણીને પ્રણામ કર્યા.

"જા, તું બહાર જઈ બેસ. કોઈને આવવા ન દેતી." તેમણે દાસીને ઉદ્દેશીને કહ્યું. દાસી બહાર ગઈ.

"દેવી! દયા કરો, ક્ષમા કરો, ઉતાવળ કરો, નિરપરાધી માર્યા જાય છે." દાસીના ગયા પછી રાજસેવક બોલ્યો. બોલતાં બોલતાં તે ગળગળો થઈ ગયો. તેની આંખમાં આંસુ આવી ગયાં.

"પણ છે શું?" કંઈ સમજ ન પડવાથી રાણી ગુંચવાડામાં પડ્યાં અને બોલ્યાં: "કંઈ સમજાય તેમ વાત કરને, ભાઈ!"

"અત્યારે ને અત્યારે ચન્દ્રમહાલયમાં ત્રણ વણિકકુમારોને ઠાર મારવાના છે તથા મંત્રી કપર્દીનો ઘાત કરવા તેલની કડા ઉકાળવામાં આવે છે."

"પણ આ બધું કરે છે કોણ?"

"પદ્માવતીબા."

"ગુર્જરેશ્વર ત્યાં નથી?"

"છે." રાજસેવક બોલ્યો: "તેમણે પણ સંમતિ બતાવી છે. મને અમરસિંહે ઇશારતથી કહ્યું કે; 'જલદી બાસાહેબને ખબર આપ,' એટલે હું દોડતો આવ્યો. ત્યાં વળી તમારી દાસીઓએ અટકાવી રાખ્યો. દેવી! જલદી કરો. નહિ તો ચારમાંથી કોઇ બચવા પામશે નહિ."

અમરસિંહ વગેરે પકડાયાના સમાચાર સાંભળીને જ તેમણે નક્કી કરી લીધું હતું કે, પદ્માવતીને પકડવા જતાં તેઓ પોતે પકડાઈ ગયા છે. પણ આ કાવતરાનું પદ્માવતી આટલી ઉતાવળે વેર લેશે, તે તેમણે ધાર્યું નહોતું અને તેમાં પણ મહા અમાત્ય કપર્દીને શા સારૂ આમાં ભેળવવામાં આવે છે, તે તો તે મુદ્દલ સમજી શકયાં નહિ.

"તું જા, હું આવી પહોંચું છું." તેમણે સેવકને આજ્ઞા કરી અને દાસીને કહી પાલખી તૈયાર કરાવી, પોતે જલદી તૈયાર થઇ ચન્દ્રમહાલય જવા નીકળી પડ્યાં.

દરમિયાન ચન્દ્રમહાલયમાં શું થયું તે આપણે જોઈ ગયા છીએ. મહા અમાત્ય કપર્દીનો ઘાત થઈ ચૂક્યો છે, ત્રણ જણું બાકી છે.

---

## પ્રકરણ ૧૫ મું

### બચાવ્યા

નાયકાદેવીને જોતાં બધા સ્તબ્ધ થઇ ગયા. રાણી પદ્માવતી જરા થંભી. પછી તેણે નિડરતાથી પડકાર કર્યો: "બારોટ! ચલાવ તરવાર, આજ્ઞા ન સાંભળી?" પદ્માવતીના અવાજમાં ક્રોધ અને સત્તા હતાં.

"કોણ ચલાવે છે તરવાર, જોઉં છું." નાયકાદેવી ફરી બોલી.

"વહુજી! તમે રાજકાજમાં શું સમજો? તમે તમારે મહેલે જાઓ. જે થાય છે તે ઠીક થાય છે." પદ્માવતી રાણીને સમજાવવા લાગી.

"એક મનુષ્યનો તો ભક્ષ કર્યો એથી નથી ધરાયાં!" ઉકળતી તેલકઢા તરફ ધ્યાન જતાં મહારાણી બરાડ્યાં: "અને ગુર્જરેશ્વર! આપે આવા ઘાતકી કામમાં સંમતિ આપી?" તેમણે ગુર્જરેશ્વરને પૂછ્યું.

“તેણે પદ્માવતીનું અપમાન કર્યું.” ગુર્જરેશ્વરે ટુંકો જવાબ આપ્યો.

“અપમાન કરવા જેવાં કામ કરશે તો સૌ અપમાન કરશે.” જાણે પદ્માવતીને વિંધી નાંખવી હોય એમ મહારાણી બોલ્યાં. પછી તેમણે સમરસિંહને ઉદ્દેશીને કહ્યું: “આ ત્રણે છોકરાને છૂટા કર.”

“બારોટ! તરવાર ચલાવ.” પદ્માવતીએ બારોટને હુકમ કર્યો.

બારોટ મુંઝવણમાં આવી પડ્યો, પદ્માવતીની આજ્ઞા માનવી કે નાયકાદેવીની, તેનો તે નિર્ણય કરી શક્યો નહીં, તેથી મુંગા ઉભા રહેવામાં જ તેણે માલ ભાળ્યો.

“આ રાજદ્રોહીઓને તું જતા કરીશ?” પદ્માવતી નાયકાદેવીને ઉદ્દેશીને બોલી.

“હા.” નાયકાદેવીએ ટુંકો જવાબ આપ્યો.

“વહુજી!—” પદ્માવતી બોલી: “આ અનર્થ થાય છે હો.”

“ભલે થાય.”

“ગુર્જરેશ્વર! તમે અપરાધીઓને આમ જવા દેશો?”

ગુર્જરેશ્વર કંઈ ન બોલ્યા.

“ત્યારે હું જ તેમને દંડ દઈશ.” બારોટ પાસેથી તરવાર લેતાં પદ્માવતી બોલી.

“દંડ દેવો તે રાજાનું કામ છે, તમારૂં નથી.” નાયકાદેવીએ મક્કમપણે કહ્યું: “રાજાને કરવાના કામમાં તમે ડખલ કરશો, તો દંડપાત્ર થશો. તમે તો ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે.” દેવીએ છેલ્લા વાક્યપર જરા ભાર મૂક્યો, અને પદ્માવતી સામે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી.

આટલા સમયમાં સમરસિંહે ત્રણે જણને મુક્ત કર્યા હતા.

“જાઓ, તમે ત્રણે છૂટા છો.” મહારાણીએ આજ્ઞા કરી.

પદ્માવતી ગુર્જરેશ્વર સામે તાકી રહી.

“પણ દેવી, તેમણે રાજદ્રોહ કર્યો છે.” ગુર્જરેશ્વર બોલ્યા.

“નથી કર્યો.”

“પણ હું કહું છું, કર્યો છે. મેં પોતે તેમને પદ્માવતીબાના મહેલમાંથી કેદ કર્યા છે. તેઓ મારૂં ખૂન કરવા આવ્યા હતા.”

"તમે તેમને પકડયા તે વાત સાચી છે. પણ તે આપનું ખૂન કરવા આવ્યા હતા તે સાવ તરકટ છે." નાયકાદેવી શાન્તિથી બોલ્યાં.

"ત્યારે શું હું ખોટું કહું છું?" ગુર્જરેશ્વરે ગુસ્સાથી કહ્યું.

"આપ ખોટું નથી કહેતા. આપને ખોટું સમજાવવામાં આવ્યું છે." મહારાણીએ ખુલાસો કરવા માંડ્યોઃ "આપનો ઘાત કરવો હોય તો જયદેવપ્રાસાદમાં આવે કે મારા મહેલમાં આવે, પણ પદ્માવતીબાના મહેલમાં શા સારૂ જાય? તેઓ પદ્માવતીબાના મહેલમાં ગયા તેથી સ્પષ્ટ જણાય છે કે તેમનો ઉદ્દેશ આપનો ઘાત કરવાનો નહોતો, પણ કંઇક બીજો જ હતો."

"તેઓ પદ્માવતીબાને કેદ કરવાના હતા?"

"એ વાત સાચી."

"તો પછી તેમને કેમ જવા દેવાય?"

"તેઓ નિરપરાધી છે."

"પદ્માવતીબાને પકડવા ગયા તે તેમનો અપરાધ નહીં?" ગુર્જરેશ્વર ગુંચવાડામાં પડી ગયા. તેમણે ગુસ્સે થઇને પૂછ્યું.

"તેમાં તેમનો વાંક નહોતો."

"ત્યારે કોનો વાંક હતો?"

"મારો." મહારાણીએ નિડરતાથી જવાબ આપ્યો.

"તમારો?" મહારાજાએ આશ્ચર્ય પામીને પૂછ્યું.

"હાજી, મારો પોતાનો."

"તેમ કરવાનું કંઈ કારણ?"

"મેં એક વખત તેમને કેદ કર્યાં તેમાંથી છટકી ગયાં, તેથી બીજી વાર કેદ કરવાં હતાં."

"પણ કેદ શા માટે કરવાં હતાં?" અજયપાળે ગુસ્સાથી પૂછ્યું.

"આપણા શાન્ત રાજ્યમાં અશાન્તિ પેદા કરે છે, આપને ખોટી સલાહ આપે છે, ધર્મવિદ્વેષનું ઝેર ફેલાવે છે તેથી." મહારાણીએ પદ્માવતીને કેદ કરવાનાં કારણો રજુ કર્યાં.

"તો મને કહેવું હતું ને."

"મને થયું કે આપને ક્યાં તસ્દી આપવી?" મહારાણીએ પદ્માવતી તરફ કોપભરી દૃષ્ટિ ફેંકી અને બોલ્યાંઃ "તેઓ છૂટાં છે તે સમગ્ર ગુજરાતને માટે ભયરૂપ છે, આપની કીર્તિને કલંકરૂપ છે. જુઓ, તેમણે

આપને હાથે કેવું કુકર્મ કરાવ્યું?" રાણીએ તેલકઢા સામે જોઇને કહ્યું, અને સેવકો તરફ જોઇને આજ્ઞા કરીઃ "સમજતા નથી? તમે પણ માણસો છો કે પશુ? એક માણસને આમ તેલમાં તળાતો શે જોઇ શકો છો? ઉતારી નાંખો જલદી, અગ્નિ શાન્ત કરો, ગામમાં ખબર કરો. કપર્દી અમાત્યનાં ઘરનાંને બોલાવો. પદ્માવતીબા! આપ હવે મહેલે સીધાવો. મંત્રી મરણ પામ્યા છે, અને તે ફરી જીવતા થશે એવો મિથ્યા ડર રાખવાનું આપને કંઈ કારણ નથી.

"અને મહારાજ! આપ પણ પધારો. મહા અમાત્યના વગર વાંકે કરેલા ઘાતથી ઉશ્કેરાયલી જૈન પ્રજાને મારે શાન્ત કરવી પડશે અને આપની હાજરી તેમાં વિઘ્નરૂપ થઇ પડશે."

નાયકાદેવીનો કંઇક એવો જ અજબ પ્રભાવ હતો કે, તેની આગળ ગુર્જરેશ્વર આનાકાની કરી શકતા જ નહીં, કે તેનું વચન ઉથાપી શકતા જ નહીં. તેમણે નીચે મ્હોંએ મહેલનો રસ્તો લીધો. પદ્માવતીએ પણ તે પ્રમાણે કર્યું.

"સમરસિંહ! તું તથા તારા માણસો ગુર્જરેશ્વર સાથે જાઓ. જો જો તેમને કોઈ કશી ઇજા ન કરે."

સમરસિંહે માથું ઝુકાવી આજ્ઞાનુસાર વર્તન કર્યું.

"અમરસિંહ! તારા પિતાને આ બે યુવકો સાથે ઘેર મોકલી દે. થવાનું હતું તે થઇ ગયું. હવે સેંકડો ઉપાયે પણ તે સુધરે તેમ નથી. તું અહીં રોકાઇ જા અને મને મદદ કર. અત્યારે જૈનપ્રજામાં ઝનુનનું વિષ રેડવામાં દેશસેવા પણ નથી અને ધર્મસેવા પણ નથી, પણ દેશદ્રોહ અને ધર્મદ્રોહ છે. અત્યારે તો તેમને શાન્ત પાડવામાં જ ગુજરાતનું કલ્યાણ છે."

ત્રણે યુવકોની મદદથી મહારાણીએ વિકૃત થઇ ગયેલા મંત્રીના દેહને ભોંય લિપાવી વસ્ત્રાચ્છાદન કરી સુવાડ્યા. તેમની આંખમાં આંસુ આવ્યાં. "ઓ પ્રભુ! મારા રાજ્યમાંથી ધર્મવિદ્વેષ કાઢવામાં તું મને નહિ સહાય કરે?" રાણીએ આક્રંદપૂર્ણ સ્વરે કહ્યું.

"દેવી! ધીરજ રાખો, આપની શુભ વાંછનાઓ અવશ્ય પાર પડશે." અમરસિંહ બોલ્યો.

તેજપાળ અમરસિંહના પિતાને ઘેર પહોંચાડવા તથા બીજી વ્યવસ્થા કરવા ગયો. વસ્તુપાળ ત્યાં રોકાયો.

# પ્રકરણ ૧૬ મું

## ભીમદેવ ચન્દ્રમહાલયમાં

'કહેઉ રામ વિયોગ તવ સીતા, મોકહુઁ સકલ ભવઉ વિપરીતા;
નવ તરુકિશલય મનહુ કૃશાનુ, કાલનિશા સમ નિશિ; શશિ ભાનુ.
કુવલય વિપિન કુંતવન સરિસા, વારિદ તપત તેલ જનુ બરીસા;
જેહિ તરુ રહે કરત સોઇ પીરા, ઉરગ શ્વાસ સમ ત્રિવિધ સમીરા.
કહે તે કુછ દુઃખ ઘાટી ન હોઇ, કાહિ કહૌ યહ જાન ન કોઇ,
તત્ત્વ પ્રેમ કર મમ અરૂ તોરા, જાનત પ્રિયા એક મન મોરા;
સો મન સદા રહત તોહિ પાંહિ, જાનુ પ્રીતિરસ ઇતને માંહી.'

રામચરિત માનસ.

ઇચ્છાદેવી પાસેથી જૂદા પડ્યા પછી ભીમદેવની સ્થિતિ અત્યંત વ્યાકુળ બની ગઈ હતી. તેને ઘડીએ અને પળે પેલું વાક્ય યાદ આવતું હતું. 'મારૂં હરણ કરવું હોય તો અર્બુદાચળ આવજો.' પોતે ગાદી-વારસ નહોતો. તેને પોતાનો નિર્વાહ રાજ્યમાંથી મળતી જીવાઇ( વર્ષાસન —સાલીયાણું )માંથી કરવાનો હતો. પરમાર આ પ્રમાણે સ્થિતિ ભોગવતા ફટાયાને પોતાની પુત્રી આપશે ? એ સવાલ તેને મુંઝવતો હતો. તેથી હરણ કર્યા સિવાય ઇચ્છાદેવીને પ્રાપ્ત કરવાનો એક ઉપાય તેને સૂઝતો નહોતો.

પોતે ઇચ્છાદેવીનું હરણ કરે તેમાં પણ મુશ્કેલી હતી. કદાચ મોટા-ભાઇ ખીજાય અને જો આ બનાવને પરિણામે આબુ અને પાટણ વચ્ચે લડાઇ જાગે તો તેનો કારણભૂત પણ પોતે ગણાય. તે મનમાં ને મનમાં મુંઝાતો હતો.

મનની આવી અસ્તવ્યસ્ત સ્થિતિમાં લીલાદેવી પાસે જવું તેને ઠીક લાગ્યું નહીં. તેથી તેણે સહસ્રલિંગપર જવાનો વિચાર કર્યો. દરવાન પાસેથી દરવાજો ઉઘડાવી તે તળાવની પાળે ગયો અને એક દેરીના ઓટલાપર બેસી વિચારમાં પડી ગયો.

ઘડીકમાં ઇચ્છાદેવી તેની આગળ આવીને ઉભી રહેતી અને તેને વહાલ બતાવતી, તો બીજી બાજુ આંસુ નીતરતી આંખે ઉભેલી લીલાદેવી દેખાતી. ઇચ્છાદેવીના વિચારોને મનમાંથી કાઢી નાંખવાની તાકાત તેનામાં રહી નહોતી, તેમ લીલાદેવીને દૂભવવા જેટલી તેનામાં નિર્દયતા પણ નહોતી.

ઇચ્છાદેવીને મળવા આવ્યો ત્યારે લીલાદેવીએ તેને પકડી પાડ્યો હતો. તે પ્રસંગ તેને યાદ આવ્યો. લીલાદેવીની ઉદારતાભરી વાણીને યાદ કરી તે શરમાયો.





આમ વિચારમાં ને વિચારમાં અરધી રાત વીતી ગઈ. ભીમદેવ દેરીમાં ગયો. તેણે બળતા દીવાની વાટ સંકોરી. **ભોળા શંભુને મસ્તક નમાવ્યું અને ખરા દિલથી પ્રાર્થના કરી.** મનમાં વિચાર આવ્યો, કે હવે પદ્માવતી કાકાને કેદ કરવા ગએલા જુવાન મિત્રો આવી ગયા હશે, માટે જઇને તપાસ કરૂં, પણ તેના મને ના પાડી. તે દહેરીના એક ખુણામાં બેઠો. વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ આવી ગઈ. ઉંઘમાં અનેક સ્વપ્નાં જોયાં.

સવારે તળાવમાં નહાનારાં ધોનારાં માણસોનો શોરબકોર સાંભળીને તે જાગી ગયો. તેણે ઘાટ પર જઇને આંખ અને મ્હોં સાફ કર્યાં અને મહાદેવજીના મુખ્ય દેવાલયમાં દર્શન કરવા ગયો. ત્યાં રૂદ્રાભિષેક ચાલતા હતા. અનેક બ્રાહ્મણો વેદમંત્રોના ધ્વનિથી વાતાવરણને તરંગિત કરતા હતા. મહાદેવજી પર ફૂલ અને બિલિપત્રનો ઢગ જામ્યો હતો. ભીમદેવને ભાળી એક બ્રાહ્મણે પ્રસાદીરૂપે થોડાં ફૂલ તથા બિલિપત્ર મહાદેવજી પરથી લઇ તેને આપ્યાં

તે તેણે આંખે અડાડયાં. બીજા બ્રાહ્મણોએ તેને સારૂં લગાડવા 'शतं जीव शरदो वर्द्धमानः' કરીને તેને આશીર્વાદ આપ્યા.

ભીમદેવે પોતાના ગજવામાંથી કાઢી દરેક વિપ્રને એકેક સોનામહોર દક્ષિણામાં આપી અને નમન કરી વિદાય થયો. બ્રાહ્મણો ગુર્જરેશ્વરના ભાઇની ઉદારતાનાં મ્હોંફાટ વખાણ કરવા લાગ્યા.

પાટણમાં આવીને તેણે સૈનિકોની સલામી લીધી તથા સૌને હુકમો ફરમાવ્યા તથા કામકાજ સોંપ્યાં. પદ્માવતી કાકીને પકડાવવાની વાતથી પોતાને તદ્દન અલગ રહેવું હતું તેથી તે સંબંધી કંઇ પ્રશ્નો ન કર્યા અને તે સીધો અમરસિંહને ઘેર ગયો.

× × × ×

ભીમદેવ અમરસિંહને ઘેર ક્વચિત જ આવતો હતો. બારણું બંધ ભાળી સાંકળ ખખડાવી અને "અમર......અમર......" કરી બૂમ પાડી. થોડી વારે પેલી સુંદર બાલિકાએ આવી સાંકળ ઉઘાડી અને પોતે બારણા આડી લપાઇને ઉભી રહી અને ભીમદેવને જોઇ ધીમેથી બોલી: "તે તો નથી."

"ઓહો! શોભના ભાભી! તમે છો?" ભીમદેવ હસતો હસતો બોલ્યો: "ભલાં માણસ! આવ્યાને આવકાર પણ નથી દેતાં?"

શોભના એમ ને એમ લપાઇ રહી કશું બોલી નહિ.

"જુઓ ભાભી થયાં છે! પૂછીએ તેનો જવાબ તો આપતાં નથી! અમર ક્યાં ગયો છે? ક્યારે ગયો છે? ક્યારે આવવાનો છે? કંઇક તો કહો? તમે તો અમરનાં ઉપરી અમલદાર છોને? તમારાથી થોડું જ અજાણ્યું હશે?"

"તે કેદ પકડાયા છે. કહે છે, ગુર્જરેશ્વર તેમને કતલ કરવાના છે. તમે તેમને માટે કંઈ નહીં જ કરો?" એક ધીરૂં ડુસકું ભરતાં શોભના બોલી: એ એક જ ડુસકાએ અને એ થોડાક શબ્દોએ ભીમદેવને આખી પરિસ્થિતિનો ખ્યાલ આપી દીધો. ભીમને ગુર્જરેશ્વરના ક્રોધનો ખ્યાલ હતો તથા પદ્માવતી કાકીની મુસદ્દીગીરીનો ડર હતો. પોતે મોડો થશે તો તે અમરને નહીં જ મળી શકે એમ તેને લાગ્યું. તેના મનમાં ફાળ પડી.

"ભાભી! તમે ચિન્તા ન કરતા, હું આ ઘડીએ જ જાઉં છું. અમરનો વાળ વાંકો થવાનો નથી. તમે બેફિકર રહો. બા ક્યાં ગયાં છે વારુ?"

"બાપાજી! મહાઅમાત્ય પાસે વિનવણી કરવા ગયા છે, તે હજી આવ્યા નથી તેથી ચિન્તા થતાં બા પણ મહાઅમાત્યને ત્યાં ગયાં છે."

"તેમને કહેજો, કે અમરની ચિન્તા ન કરે."

"સારૂં."

"અમરને કેદ પકડીને ક્યાં રાખવામાં આવ્યો છે તે તમે જાણો છો?" ભીમદેવે બારણાં બંધ કરતી શોભનાને અટકાવીને કહ્યું.

"હા, ચન્દ્રમહાલયમાં."

ભીમદેવ ચન્દ્રમહાલય તરફ ચાલ્યો, કહો કે ઉડ્યો.

× × × ×

રસ્તામાં લોકોની ઠઠ વચ્ચેથી પગપાળા જવું તેને અયોગ્ય લાગ્યું, તેથી તેણે શેરીઓ તથા ગલી કુંચીઓનો રસ્તો લીધો. તેને ભાળીને પાટણની લજ્જાશીલ યુવતીઓ આડું જોઈને ઉભી રહી જતી હતી તથા વૃદ્ધાઓ અને કુમારિકાઓ પાસે આવ્યા વગર ઓવારણાં લઈ આશીર્વાદ આપતી હતી. ભીમદેવ બધાને નમન કરતો કરતો ઝપાટાબંધ ચાલ્યો જતો હતો. બાઈઓ માંહોમાંહે ભીમદેવની સાદાઈ તથા નમ્રતાનાં વખાણ કરતી હતી.

રસ્તો લાંબો હોવાથી તેને ચન્દ્રમહાલયમાં પહોંચતાં વાર લાગી. દરમિયાન તેના મનમાં અનેક વિચાર આવીને ચાલ્યા ગયા.

દરવાજામાં પેસતાં જ તેણે જાણી લીધું, કે ગુર્જરેશ્વર અને પદ્માવતી કાકી હમણાં જ પોતપોતાને મહેલે ગયાં અને ભાભી–મહારાણી અંદર છે. નાયકાદેવી અંદર છે તે જાણી તેને આનંદ થયો. તેણે માન્યું કે તે હશે ત્યાં સઘળું ક્ષેમકુશળ જ હશે.

બાગને વટાવી તે અંદર ગયો. ત્યાં નાયકાદેવી પાસે ઉભેલા અમરસિંહને જોઈ તેને નિરાંત થઈ.

"સેનાપતિપણું તો આવું કરો છો ને?" નાયકાદેવી ઠપકાભર્યા સ્વરે બોલી.

"આજે મહાદેવજી પાસે મહારુદ્ર થતો હતો એટલે ત્યાં બપોર

સુધી રોકાણો. પછી અમરને ત્યાં ગયો અને આ હકીકત સાંભળી અહીં આવ્યો." ભીમદેવે ટુંકો ખુલાસો કર્યો.

"મહા અમાત્ય કપર્દી, કાઝીના કાવત્રાંનો ભોગ થઈ પરલોકવાસી થયા !" નાયકાદેવીએ સમાચાર આપ્યાઃ "અને હું સમયે ન આવી પહોંચી હોત તો તમે મિત્ર ગુમાવી બેસત. જોખમભર્યું કાર્ય સોંપ્યા પછી તે કાર્ય કરનારની રક્ષા કરવાનો ભાર કાર્ય સોંપનારને શિર છે, તે કંઈ તમને સમજાવવું પડે તેમ નથી."

"હું ઘણું જાણું છું, પણ ભાભી ! મારાથી મોડું થઈ ગયું."

"ચાલો, એ તો જે થવાનું હતું તે થયું. હવે આપણું મુખ્ય કર્તવ્ય એ છે, કે મંત્રીના ઘાતથી કોપે ભરાયલી જૈન પ્રજાને આપણે કાબુમાં રાખવી; તેને શાન્ત પાડવી સમજાવવી. અમરસિંહ તે કાર્યમાં આપણને ઘણો મદદગાર થઈ પડશે."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, તેવામાં તો રડારોળ કરતાં મહાજનનાં માણસો, મંત્રીનાં સગાં-વહાલાં તથા તેમનાં ઘરનાં માણસો આવી પહોંચ્યાં. નાયકાદેવીએ તેમને શાન્ત પાડવા માંડ્યાં. થોડા સમયમાં તો આખો બગીચો અને મહેલ માણસોથી ઉભરાઈ જવા લાગ્યો.

×　　×　　×　　×

મહા અમાત્યનો અગ્નિસંસ્કાર થયા પછી સૌ માણસો વિખરાયાં અને પોતપોતાને ઘેર ગયાં. નાયકાદેવી જાતે મંત્રીને ત્યાં ગઈ તથા તેમના ઘરનાંને આશ્વાસન આપ્યું. રામચન્દ્ર વગેરે જૈન આગેવાનો જેઓ ખૂબ ઉશ્કેરાઈ ગયા હતા, તેમને શાન્ત પાડ્યા અને પોતાને મહેલે આવી.



દ્વિતીય ખંડ સમાપ્ત

# તૃતીય ખંડ

## પ્રકરણ ૧ લું

## મહારાણી પિયર પધારે છે

आलक्ष्य दन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति* ॥ शाकुंतल ७/१७

દ્વિતીય ખંડમાં વર્ણવેલા બનાવો બન્યાને અઢી ત્રણ વરસ જેટલો સમય વીતી ગયો છે. દરમિયાન રાણી પદ્માવતીએ નાયકાદેવીને અણમાનીતી ઠરાવવા તથા તેના પર શોક (સપત્ની) લાવવા મહારાજાને ઘણા સમજાવ્યા. પણ તેનું કંઈ ચાલ્યું નહીં. ગુર્જરેશ્વર અજયપાળ પદ્માવતી રાણીની બધી વાત કબૂલ રાખતા, પણ આ વાત કબૂલ રાખી નહિ.

તેવામાં મહારાણીને આશા છે તે વાત પ્રકટ થઈ અને નવ માસે મહારાણીએ સૂર્ય સરખા તેજસ્વી પુત્રને† જન્મ આપ્યો. તે મૂળ નક્ષત્રમાં જન્મવાથી તેનું નામ મૂળરાજ પાડવામાં આવ્યું. મહારાજાનો મહેલ આનંદભર્યા જયજયકારના નાદથી ગાજી રહ્યો. ગુર્જરેશ્વરે દાનમાનથી સૌને સંતોષ્યાં. મહારાણીનું માન હતું તેથી અનેકગણું વધ્યું.

---

* કંઈ કંઈ દિસંતી દંતકળીઓ, વણ નિમિત્ત હસવા થકી,
ને કાલી કાલી બોલી ના સમજાય તેવી તોતલી;
અંકે ચઢીને બેસવા બહુ તલપતા પુત જે લીયે,
થાયે મલિન વળી અંગ ધૂળે ધન્ય તેને લેખીએ.
(ઝ. ઉ. કૃત ભાષાંતર)

† અજયપાળ=નાયકાદેવી
|
મૂળરાજ

આ ખંડ આપણે શરૂ કરીએ છીએ તે સમયે મૂળરાજની ઉમ્મર બે વરસની થઈ હશે.

નાયકાદેવી ઘણા સમયથી તેમને પિયર ગયાં નહોતાં અને તેડાં ઉપરાછાપરી આવ્યા કરતાં હતાં, તેથી પોતાનાં વૃદ્ધમાબાપને મળવા, મૂળરાજની બાધા આખડી છોડવા તથા એ નિમિત્તે પિયરમાં પાંચ દહાડા રહી આવવા દેવીએ ગુંર્જરેશ્વરની આજ્ઞા માગી અને અજયપાળે તે વાતનો સહર્ષ સ્વીકાર કર્યો. ભીમદેવ તથા લીલાદેવી પણ મહારાણી સાથે જવાનાં હતાં. તેમને સાથે મોકલવાનો હેતુ પદ્માવતી કાકી સિવાય કોઈ નહોતું જાણતું. મહારાણીને આનંદમાં ને આનંદમાં તથા દિયરને પોતાને પીઅર તેડી જવાની હોંસમાં ને હોંસમાં પાટણમાં પોતાનો કોઈ વિશ્વાસુ પ્રતિનિધિ રાખવાનું યાદ ન રહ્યું; અથવા તેમને તેમ કરવાની જરૂર ન જણાઇ અથવા અમરસિંહ છે એટલે કશી ફિકર નથી, એમ માની તેમણે સંતોષ માન્યો.

"વહુજી! વહેલાં વહેલાં આવતાં રહેજો." પદ્માવતીએ સૂચના કરી.

"સારૂં. તમે બધાંને જાળવજો." નાયકાદેવીએ જવાબ આપ્યો.

પદ્માવતી રાણીએ આશિષ આપી રજા લીધી.

અજયપાળે બાળકપુત્રને ખોળામાં લીધો અને રમાડવા લાગ્યો.

"જો તો મૂળુ! આ કોણ છે?" અજયપાળે નાયકાદેવી તરફ આંગળી ચિંધીને પૂછ્યું.

"બા........" મૂળરાજે તેની મીઠી મધુરી બોલીમાં જવાબ આપ્યો.

નાયકાદેવી નજીક આવી અને મહારાજાની પડખોપડખ બેઠી તથા મહારાજા સામે સ્નેહ છલકાતી આંખે જોતી મૂળરાજને પૂછવા લાગી.

"અને બેટા! આ રમાડે છે તે કોણ?"

"બા...પુ......બા...પુ......બા...બાપુ—" મૂળરાજ બોલવા તથા ખિલખિલાટ હસવા લાગ્યો.

મહારાજાને બાળકપુત્ર પર વહાલ ઉભરાઇ આવ્યું. તેમણે તેને ચુંબન કર્યું તથા હસાવવા કુદાવવા લાગ્યાઃ "આ મારો દીકરો તો બહુ જબરો થવાનો! ખરૂંને અલ્યા?" મહારાજાએ પૂછ્યું.

"મૂળુ! કહે તો બેટા, બા ગમે કે બાપુ?" મહારાણીએ પ્રત્યેક હિન્દુ ઘરમાં નાનાં બાળકોને પૂછાતો સર્જનજૂનો પ્રશ્ન પછ્યો.

"બા......" મૂળરાજ બોલ્યો અને તેણે નાયકાદેવી પાસે જવા પોતાના નાનેકડા રૂપાળા હાથ લંબાવ્યા.

"લુચ્ચો, માનો જ સગો છે!" મહારાજે બાળકને ધીરી લપડાક મારી.

"જૂઓ હું આપને કહું છું, કે તમારે અમારા દીકરાને ગાળો ન દેવી અને મારવો નહિ. આ વખતે થયું તે થયું, હવે તે હું ઘડી પણ નહીં ચાલવા દઉં. તમારી વાત તમે જાણો; પછી કહેશો કહ્યું નહોતું." નાયકાદેવીએ લાડભરી ભાષામાં કહ્યું અને કૃત્રિમ ગુસ્સો બતાવ્યો તથા મહારાજા પાસેથી મૂળરાજને પોતાના ખોળામાં લીધો અને સ્તનપાન કરાવવા લાગ્યાં.



"ઓહોહોહો, ગુસ્સો છે કંઈ ગુસ્સો! જૂઓ દીકરાવાળાં થયાં છે! સાચું જ છે ને—ઓછું પાત્રને અદકું ભણ્યો, અને વઢકણી વહુએ દીકરો જણ્યો."* મહારાજા બોલ્યા: તેમણે 'વઢકણીવહુ' શબ્દ પર જરા ભાર મૂક્યો અને હસ્યા તથા જરા નમીને મહારાણીના ગાલ ભીંજવ્યા.

"વઢકણી વઢકણી ન કરશો. એવી મેં આપની સાથે શી મોટી વઢવાડ કરી કે એમ કહો છો?" મહારાણીએ છણકો કરીને મોં ફેરવ્યું તથા હેત નિતરતે હળવે હાથે ધાવતા મૂળરાજના વાળ પંપાળવા લાગ્યાં.

"એક વખત નહિ, પણ સત્તર વખત વઢકણી વહુ અને બહુ કરશો તો બત્રીસ વખત વઢકણી વહુ." ગુર્જરેશ્વરે હસતાં હસતાં કહ્યું.

"સારૂં. તમારી સાથે વઢીએ ત્યારે કાઢી મૂકજો."

"મારી સાથે નહીં વઢો તો પદ્માવતી કાકી સાથે વઢશો!"

"તે વઢવા જેવું હોય તો વઢવુંયે પડે."

આ રસવર્ધક પ્રણયકલહથી આકર્ષાઇ વળી મહારાજે પોતાનો પ્રચંડ

---

* માતેલો સાંઢ ચોમાસું મહાલ્યો, કરડકણો કૂતરો ને હડકવા હાલ્યો;
મર્કટ ને વળી મદિરા પીએ, અખા તેથી સૌ કો બીએ.

આ પંક્તિ આપણે વેદાન્તનિષ્ઠ અખાની જાણીએ છીએ. પણ તે તેની સ્વયંરચિત જ છે, એવો કોઈ મત ન બાંધે. અખાએ તેને પ્રચલિત કરી, સુધારી, સંસ્કારી એટલું જ.

અધિક બુજ નાયકાદેવીની ડોકમાં ભેરવી તેને નજીક ખેંચી અને તેની આંખો પર, કપાળ પર, ગાલે તથા લાલચટક અધર–ઓષ્ઠ પર ચુંબન–પરંપરા વરસાવી.

"અરે, અરે, પણ આ ધાવે છે એની તો કંઈક ખબર રાખો." મહારાણીએ ગુર્જરેશ્વરના ભુજપાશમાંથી મુક્ત થવા કહ્યું.

"હેવી! એવું વહાલ આવે છે ને કે–" મહારાજાએ ઓઠથી સીત્કાર કરતાં કહ્યું: "કાયમ આમ ને આમ ભીડી રાખું. કદિ અળગી ન થવા દઉં." મહારાજાએ આકપણું કરતાં કહ્યું.

"તે અહીં મારી પાસે છો ક્યાં સુધી." નાયકાદેવીએ પોતાની પ્રેમભરી દૃષ્ટિથી મહારાજા સામે નિહાળતાં કહ્યું: "પદ્માવતી કાકી પાસે ગયા કે વહાલ વણસી જવાનું અને કોરાકટ્ટ થઈ જવાના!" તેણે મ્હોઢું માર્યું.

"તમારી બેની આંખો વઢે છે ખરું?" મહારાજા મ્હોઢું મળી ગયા અને હસ્યા.

"અને તમે અમને લઢાવીને મજા માનો છો ખરું?"

"હા પાડું, તો તું શું કરી નાખવાની હતી?"

"હું શું કરી શકું?" મહારાણીએ ધીરા શોકમિશ્રિત અવાજે કહ્યું: "હિન્દુ અબળા પોતાના સ્વામીને શું કરી શકે?"

મહારાજા રંગમાં ભંગ પાડવા ઇચ્છતા નહોતા. તેમને આ વાર્તાલાપ લંબાવવામાં માલ ન લાગ્યો તેથી તેમણે વાત બદલી.

"તમે વધુ રોકાવું હોય તો રોકાજો, પણ ભીમદેવને ઝાઝું ન રોકશો."

"કેમ, હું કંઈ ખટકું છું તે વધુ રોકાવાનું કહો છો?" દેવીએ ગુસ્સાભર્યો અવાજે પૂછ્યું અને ગુર્જરેશ્વર સામે જોઈ રહી.

"તમારે અવળો અર્થ લેવો હોય તો તમે જાણો!" મહારાજા બોલ્યા અને થોડી વાર શાન્તભાવથી દેવી સામે જોઈ રહ્યા: "તમે મને ખટકો છો, એમ શા ઉપરથી જાણ્યું, ભલા? હું તમને ખટકતો હોઉં તો તમે મને ખટકો. આમ જીવ બાળવો હોય તો હું તો કહું છું તમારે પીયર જ નથી જવું." વળી થોડી વારે અજયપાળ બોલ્યા. તેમના અવાજમાં સ્નેહની કુમાશ અને વેદના હતાં.



## પ્રકરણ ૨ જું

## કાવતરાંખોરોની કાર્યવાહી તપાસવા

પયોનિધિમાં પડતો પતંગ, સરોજની માંહી ભરાય ભૃંગ;
ઉદ્યાનવૃક્ષે છુપતાં વિહંગ, ધીમે વધે નારી વિષે અનંગ.*

મહારાજા અજયપાળ પ્રિયા તથા પુત્રને વળાવી પોતાના મહેલ જયદેવપ્રાસાદમાં આવ્યા પણ તેમને સારું ગમ્યું નહીં. તેઓ ઉપલા માળની અગાસી પર ચઢ્યા અને આથમતા સૂર્ય તથા સહસ્રલિંગ તળાવનો દેખાવ નિરખવા લાગ્યા.

સરસ્વતીને આરે આવેલું પાટણ સંધ્યાના રંગોથી રંગાઇ અધિક સુંદર દીસતું હતું. તેના શુભ્ર ગગનચુંબી મહાલયો, મંદિરોની હારોની હાર, તેમને માથે ફરકતી ધજાઓ અને ચમકાટ મારતા સોનાના કળશ, ફુલ-ઝાડો અને વેલોથી ભરચક બગીચાઓ, જૈન મંદિરો, સમૃદ્ધિથી છલકાતા કોટિધ્વજ શાહુકારોના રાજમહેલોની બરોબરી કરે તેવાં મકાનો, પાટણને સુંદરતા સાથે ભવ્યતા અર્પણ કરતાં હતાં.



આ બધું અવલોકવા છતાં મહારાજાને આનંદ ન પડ્યો. તેઓ નીચે ઉતર્યા અને ઘોડા પર બેસી પદ્માવતી કાકીને મહેલે જવા નીકળ્યા.

રાત્રિનો આછો અંધકાર અવનિપટ પર ઉતર્યો હતો અને તે પ્રત્યેક

---

* નીચેના શ્લોકનું લેખકે કરેલું ભાષાંતર

परिपतति पयोनिधौ पतङ्गः सरसिरुहामुदरेषु मत्तभृङ्गः ।
उपवनतरुकोटरे विहङ्गः, युवति जनेषु शनैःशनैरनङ्गः ॥ भोजप्रबंधे ॥

ઘટિકાએ અધિક ને અધિક ધાડો થતો જતો હતો. મહારાજા પદ્માવતીને મહેલે આવ્યા ત્યારે દીવા થઈ ગયા હતા.

એક દાસીએ દોડાદોડ જઇ અંદર ખબર કરી કે, "ગુર્જરેશ્વર પધારે છે."

પદ્માવતી સામે આવી અને હસતે મુખડે તેમને આવકાર આપી અંદર લઇ ગઇ અને સિંહાસન પર ચાકળો નાંખી આપી બેસવા સૂચવ્યું. મહારાજા આસન પર બિરાજ્યા.

"કેમ મ્હોં પડી ગયું છે?" પદ્માવતીએ લાગણીભર્યે સ્વરે પૂછ્યું અને તેણે થોડી વારે ઉમેર્યું: "વહુજી પિયર ગયાં તેથી અણગમો થતો હશે, નહીં વારુ?" આ બીજું વાક્ય ઉચ્ચારતાં તેના અવાજમાં લાગણીને બદલે મિઠ્ઠા ઉપહાસની માત્રા વિશેષ જણાતી હતી.

"એમ તો કંઈ નહીં." મહારાજાએ પદ્માવતી સામે જોયું અને ચમક્યા.

"એવો બચાવ ન કરો તો ન ચાલે?" રાણી બોલી.



"આ શું કરો છો, કાકી?" અજયપાળે પૂછ્યું. પદ્માવતીએ પોતે પાયજામો પહેર્યો હતો તેના છેડા તે સરખા કરતી હતી.

"પુત્રની હિતરક્ષા, બીજું શું?"

"એટલે?"

"મને ખબર મળ્યા છે, કે રાજવિરૂદ્ધ ષડ્યંત્ર રચનાર જૈનોની એક સભા આજે મળવાની છે." રાણીએ શાન્તભાવથી જવાબ આપ્યો. તેના કામકાજને જાણવા હું વેશપરિવર્તન કરૂં છું."

"ત્યારે આ પહેલાં પણ આવી સભાઓ એકત્ર થતી હતી એમ?" અજયપાળે આશ્ચર્ય પામતાં કહ્યું.

"હા, અનેક વખત."

"શું કહો છો? ત્યારે હું કેમ ન જાણું?" ગુર્જરેશ્વરે વધુ આશ્ચર્ય પ્રગટ કર્યું.

"વહુજી કહેતાં હશે, કે જૈનો શાન્તિપ્રિય છે, અહિંસક છે, રાજભક્ત પ્રજા છે. પાટણ અને પાટણના રાજકર્તાઓ પર તેમને પ્રેમ છે, એટલે આપ તે સંબંધી ખાનગી તપાસ કરવાનો યત્ન નહિ કરતા હો." રાણીએ જરા વિરક્તભાવથી કહ્યું અને માથે બાંધવાનો સાફો સરખો કરવા લાગી.

"તે હમણાં જ જશો ?"

"હાજી. સૂર્યાસ્ત પછી પાંચ ઘટિકા બાદ ત્યાં કામકાજ શરૂ થવાનું છે."

"તો હું પણ સાથે આવું ?" અજયપાળે ઉત્સુકતા બતાવી.

"મારી ના નથી."

"ત્યારે હું તૈયાર છું."

"પણ આપ જમ્યા ?"

"મને ભૂખ નથી લાગી."

"કેમ આજે એમ થયું !" પદ્માવતી હસી અને તેણે ગુર્જરેશ્વર સામે જોઈ કહ્યું: "વહુજીના વિજોગમાં ભોજન પણ અળખામણું લાગતું હશે, નહીં ભલા ?"

"કાકી ! તમે પણ તેમ કહેશો ?"

"લ્યો, વહુજીના વિજોગમાં નહીં, પુત્રના વિજોગમાં, બસ. થાઓ ખુશી. બાકી, મારી માન્યતા પ્રમાણે તો, બેય વાક્યો સમાનાર્થ છે."

"મેના... ! ક્યાં મરી ગઈ ?"

"આવી બા !......"

મેનાએ આવી ગુર્જરેશ્વરને પ્રણામ કર્યા અને પદ્માવતી રાણીની આજ્ઞા સાંભળવા તેની પાસે જઈ ઉભી:

"જા. જલદી ભોજનથાળ લઈ આવ. ગુર્જરેશ્વરને જમાડવા છે."

દાસી પ્રણામ કરીને ગઈ અને થોડી વારમાં સોનાના થાળમાં વિવિધ વાનીઓ ગોઠવી લઈ આવી.

"કાકી ! તમે પણ ખાવાની બાબતમાં શોખીન છો, હો !" અજયપાળે ભોજનની વિવિધ સામગ્રી જોઈ કહ્યું.

"તમને એમ લાગે છે?" રાણી મ્હોં મલકાવતી બોલી: "મારે તો આજે ઉપવાસ છે. આ તો બધું તમારે માટે."

પદ્માવતીની પોતાના પરની લાગણી તથા કાળજી જોઇ અજયપાળને આનંદ થયો. તેણે ભોજન કરવા માંડ્યું. રાણીને જમવા આગ્રહ ન કર્યો, કારણ કે, તે ખરેખર ઉપવાસ હોય ત્યારે જ 'ઉપવાસ છે' એમ કહેતી અને તેવે સમયે ગમે તેટલો આગ્રહ કરવા છતાં તે પોતાના નિયમનો ભંગ ન કરતી.

"મહારાજને દૂધ આપ." રાણીએ મેનાને આજ્ઞા કરી.

"નહીં. હવે ન જોઇએ."

"થોડું લેજો. રેડ તો, અલી! થાંભલીની માફક ઉભી શું રહે છે?"

"બસ. રાખ, રાખ."

"રાખે શું? રેડી દે." રાણીએ મેનાને સૂચના કરી: "ઉતાવળ કરશો નહીં હો! ગમે તેવું કામ હોય પણ જમવામાં ઉતાવળ ન કરવી." તેણીએ મહારાજાને ઉદ્દેશીને કહ્યું.

"સો કામ પડતાં મૂકી જમી લેવું.* મતલબ કે ગમે તેવાં મહત્વનાં અને ગમે તેટલાં કામો હોય પણ જમવા ટાણે તેની ચિંતા ન કરવી."

મહારાજે જમીને હાથ ધોયા અને આચમન કર્યું. રાણીની આજ્ઞાથી મેનાએ તેમને મુખવાસ આપ્યો.

"આપ જરા વિરામ લો. બારોટ એ ષડયંત્ર રચનારાઓની તપાસ કરવા જતી વેળા મારી સાથે આવવાનો હતો, પણ હવે આપ સાથે આવો છો એટલે હવે તેની જરૂર નથી. માટે હું તેને ના કહેવડાવી દઉં. આવી તપાસમાં થોડા સારા."

પદ્માવતી કેટલોક બંદોબસ્ત કરી આવી. પછી મહારાજા તથા તે વેશપલટો કરી મહેલની પાછલી બારીએથી નીકળી પડ્યાં.

---

* शतं विहाय भोक्तव्यम्

# પ્રકરણ ૩ જું
## કાવતરાંખોરોની કાર્યવાહી

રાત્રિના કાળા અંધકારમાં તેમના કાળા પોષાક ભળી જતા હતા. સાવચેતીથી રસ્તા પછી રસ્તા અને શેરીઓ પછી શેરીઓ વટાવતાં તેઓ એક જૂના ખંડિયેર જેવા ગણાતા મકાન નજીક આવી પહોંચ્યાં.

બહાર ઉભાં ઉભાં અંદરની હિલચાલ જોવા પ્રયત્ન કર્યો. ત્રણ ચાર માણસો ધીરે પગે પહેરો ભરતા જણાયા. મકાનમાંથી દિવાનો પ્રકાશ દેખાતો હતો, તેથી ત્યાં કામકાજ શરુ થઈ ગયું હોય એમ લાગતું હતું.

"આપણે મોડાં થયાં." પદ્માવતીએ મહારાજાના કાનમાં કહ્યું.

"મારે લીધે." મહારાજા બોલ્યા.

"હરકત નહિ." રાણી બોલી.*

મહારાજાએ ઇશારતથી પદ્માવતીને પોતાની પાછળ આવવા કહ્યું અને પોતે આગળ ચાલ્યા. તેઓ મકાનના પાછલા ભાગ તરફ જતાં હતાં.

આ તરફની વંડી કંઈ બહુ ઉંચી નહોતી. વગર શ્રમે મહારાજા ઉપર ચઢી ગયા અને પદ્માવતીને ઉપર ખેંચી લીધી. તરત જ બન્ને જણાં ફળીમાં કૂદી પડ્યાં. ત્યાં ઉભાં ઉભાં દિવાનો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. પણ મકાન ઘણું દૂર હતું, તેથી ત્યાં થતી વાતચીત મુદ્દલ સંભળાતી નહોતી. તેમણે નિશ્ચય કર્યો કે, ધીરે પગલે ત્યાં પહોંચી જવું અને અનુકૂળ સ્થાનકે છુપાઈ રહી અંદર થતી વાતચીત સાંભળવી. પદ્માવતીએ ચપળતાપૂર્વક ચારે તરફ જોઈ લીધું અને કોઈ નજરે ન દેખાતાં વેગથી મકાન તરફ ચાલવા માંડ્યું.

---

* विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ।

વિઘ્નોથી વારંવાર મુશ્કેલીમાં આવી પડવા છતાં ઉત્તમ પુરુષો શરૂ કરેલું કામ પડતું મૂકતાં નથી.

તેઓ સાવ મકાનની લગોલગ હવે આવી ગયાં હતાં. ત્યાંથી અંદર થતી વાતચીત સ્પષ્ટ સંભળાતી હતી. પંડિત રામચન્દ્રજીનો મોહક સંસ્કારી અવાજ સંભળાતો હતો. તેઓ જુસ્સાભર્યા શબ્દોમાં રાણી પદ્માવતીના દોષો તથા અજયપાળની પરાધીનતા વિષે હાજર રહેલા માણસોને કહેતા હતા. પદ્માવતીએ દાંત કચકચાવ્યા અને હાથની મુઠ્ઠીઓ વાળી. અંધારામાં તેના આ ક્રોધના અભિનય તરફ મહારાજાનું ધ્યાન ગયું નહિ.



આમ ખુલ્લામાં ઉભા રહેવાથી પકડાઈ જવાનો ભય હતો. તેથી સંતાવા માટેની યોગ્ય જગા ખોળવા તેમણે ચોમેર દૃષ્ટિ ફેંકી. મકાનને અડીને નાની સરખી ઓરડી હતી તે તરફ તેમનું ધ્યાન ગયું. ઓરડી ઉઘાડી હતી. બન્ને જણાં તે તરફ ગયાં.

ઓરડીમાં પગ મૂકતાં જ તેમને ખુશાલીભર્યું એ લાગ્યું, કે તે ઓરડી અને સભાસ્થાન વચ્ચે નાનકડો ગોખ હતો, ત્યાંથી સભામાં કોણ કોણ હાજર છે તે જોઈ શકવાનો સંપૂર્ણ સંભવ હતો. ગોખમાંથી પ્રકાશ આવતો હોવાથી ઓરડીમાં અંધારું પણ ઓછું જણાતું હતું. બન્ને જણાં

ઓરડીમાં પેઠાં અને ચારે તરફ તેને નિહાળવા લાગ્યાં. તેમને આશ્ચર્ય થયું, કે ખુણામાં બેઠા બેઠા એક માણસ ઘોરતો હતો. તરત જ પદ્માવતીએ તેના નાક આગળ પોતે સાથે લાવેલી બેભાન બનાવનારી દવા ધરી અને તે બેભાન થયો, કે તરત જ તેને તેની જ પોતાની પાઘડીથી બાંધી 'રણગોવાળીઓ' બનાવી હડસેલીને એક કોર નાંખી દીધો અને પોતે નિરાંતે અંદર થતો વાર્તાલાપ સાંભળવા લાગી. તેણે માન્યું કે; પેલો માણસ પહેરો ભરવા બેઠો હશે અને ઝોકું ખાઈ ગયો હશે.

પંડિત રામચન્દ્રજી બોલતા હતાઃ

" ઉદયનપુત્ર આમ્રભટ્ટ (આંબડ) કાલે સાયંકાળે એકાએક પાટણમાં પ્રવેશ કરશે. ગુર્જરેશ્વરને કે પદ્માવતીને શંકા ન આવે તેવું તેઓ વર્તન રાખશે. બીજે દિવસે સવારમાં તો તમો સાંભળશો કે પદ્માવતીને ઠાર કરવામાં આવ્યાં છે અને મહારાજાને મરણપર્યંતને માટે કારાવાસમાં ધકેલી દેવામાં આવ્યા છે."

"પછી ગુજરાતની ગાદીએ કોણ બેસશે ?" એક જણે પૂછ્યું.

"ભીમદેવ." પંડિતજીએ જવાબ આપ્યો.

"પોતાની કાકીનો જાન જાય, અને મોટાભાઈ આ પ્રમાણે અપમાનિત જીવન ગુજારતા હોય તેવે સમયે શું ભીમદેવ રાજા બનવાનું પસંદ કરશે ? વળી, તેને મહારાણી નાયકાદેવી પર પોતાની સગી માતા કરતાં પણ વિશેષ પ્રેમ છે. તે શું મહારાણીના પુત્ર મૂળરાજ જીવંત હોવા છતાં તેના હક્કનું ઉલ્લંઘન કરીને રાજગાદી સ્વીકારશે ?" એક જણે શંકા બતાવી.

"તમે કહો છો તે મુશ્કેલી છે ખરી. આપણે ભીમદેવને જાણીએ છીએ તેટલા પરથી તો કહી શકીએ છીએ, કે તે આવે સમયે રાજગાદી નહીં ગ્રહણ કરે. પરંતુ કદાચ પોતાના ભાઈને કેદ કરનાર જૈનો તરફ વૈરવૃત્તિ પણ દાખવશે." બીજાએ તેને ટેકો આપ્યો.

ત્રીજો જણ બોલ્યોઃ "મને તો એમ લાગે છે, કે આપણે ગુજરાતની બ્રાહ્મણધર્માવલંબી પ્રજાનો ખોફ ન વહોરવો હોય, મંડળેશ્વરોને ન ખિજાવવા હોય, ભાયાતોની દુશ્મનાવટ ન વહોરવી હોય અને બધું શાન્ત અને સ્વસ્થપણે ચલાવવા ઇચ્છા હોય તો કુમારશ્રી બાળ મૂળરાજને રાજગાદી આપવી. તેમની શિશુવય હોવાથી રાજ્યકારભાર તેમની માતા મહારાણી

નાયકાદેવી કરે. ભીમદેવજી છે તે પ્રમાણે સમગ્ર ગુજરાતના સેનાપતિ તરીકે કાયમ રહે. આમ થવાથી આપણે ન્યાય પણ કર્યો કહેવાશે."

"આ અભિપ્રાય વધુ પસંદ કરવા જેવો છે." પંડિતજી પેલાના અભિપ્રાય પર બોલવા લાગ્યા: "આપે દીર્ઘ દૃષ્ટિથી અભિપ્રાય આપ્યો છે. બરાબર છે, એ પ્રમાણે કરવાથી મહારાણીનાં પિઅરીઆં પણ આપણને નહીં સતાવે. સૌ ખુશ ખુશ રહેશે. વળી કુમાર બાળક હોવાથી તેમ જ મહારાણી સ્ત્રીજાત હોવાથી સ્વાભાવિક રીતે જ તેને મંત્રીમંડળ પર વિશેષ વિશ્વાસ રાખવો પડશે અને પરિણામે મહાજન સમગ્ર ગુજરાતમાં પોતાની મનમાની રીતે શાસન ચલાવી શકશે. મને તો જીનશાસનનો સર્વતોમુખી વિજય સાવ સમીપ દેખાય છે."

"પરંતુ, પંડિતજી ! આપે એ વિચાર કર્યો કે, મહારાણી નાયકાદેવી પતિવ્રતા સતી સ્ત્રી છે ?

आर्तार्ते मुदिते हृष्टा प्रोषिते नियता कृषा ।
मृतौ म्रियेत या पत्यौ सा स्त्री ज्ञेया प्रतिव्रता ॥ *

સમજ્યા ? પોતાના પતિ કારાવાસનું કારમું કષ્ટ ભોગવે ત્યારે તે રાજમાતા બની રાજભોગ ભોગવવાનું કેમ પસંદ કરશે ! એ દેવી કંઇ સાધારણ સ્ત્રી નથી, આદર્શ આર્યવનિતા છે.

सुखदुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
यत्र त्वं तदहं तत्र प्रथमे साब्रवीदिदम् ॥
भर्तृभक्तिरता नित्यं, सदैव प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साब्रवीदिदम् ॥
आर्ते आर्ता भविष्यामि सुखदुःखसमभागिनी ।
तवाज्ञां पालयिष्यामि कन्या तुर्यपदेऽब्रवीत् ॥ †

---

* જે સ્ત્રી પતિના દુઃખમાં દુઃખ અને પતિના સુખમાં સુખ માનતી હોય, પતિ પ્રવાસે જતાં અનેક પ્રકારનાં વ્રત ઉપવાસાદિ નિયમો પાળી કૃશ બનતી હોય અને છેવટે પતિ મરણ પામતાં તેના વિજોગે જીવનને વિષતુલ્ય સમજી સહગમન કરે એટલે કે પતિની પાછળ મરણ પામે તે સ્ત્રીને પતિવ્રતા જાણવી.

† આ શ્લોકો "સપ્તપદી"ના સાત શ્લોકોમાંથી અનુક્રમે પહેલા ત્રીજા અને ચોથા નંબરના છે. એ તો અંદર આવેલા પ્રથમ, તૃતીય તથા તૂર્ય શબ્દ પરથી

તાકાત હોય તે આવો મારી પાછળ, પણ એવા મરણીઆ તમારામાંથી મળવા દુર્લભ છે. અહીં બેઠાં ધર્મના ઉદ્ધાર અને પ્રચારની વાતો કરનારાના અંતરમાં તો શેઠાણીનાં રૂપમાં આવતાં હશે. બાયડીઘેલા અને બાળકોઘેલા બાયલાઓ જિનશાસનના કલંક રૂપ છે."

પ્રથમ તો આ જુવાનનું કહેવું બધા ધ્યાનપૂર્વક સાંભળતા હતા. પરંતુ જેમ જેમ તે વધુ બોલતો ગયો તેમ સમાજની સહાનુભૂતિ ગુમાવતો ગયો. છેવટે ઘોંઘાટ વધી પડતાં પંડિત રામચન્દ્રજી ઉઠીને તેને શાન્ત પાડવા લાગ્યા.

"ભાઈ ત્રિલોકચન્દ્ર! બાપુ! તારૂં કહેવું સાવ સાચું છે. દરેકે ધર્મ માટે આત્મભોગ તો આપવો જ જોઇએ અને તે પ્રમાણે આત્મભોગ આપનાર જ સાચો જૈન છે. વિષયલાલસામાં બદ્ધ રહેનાર નિર્માલ્ય જૈન જિનશાસનનું કલંક છે. પરંતુ તે કંઇ બૂમરાણ મચાવવાથી થોડુંક ધોવાઇ જાય તેમ છે? ભાઈ! હવે તું બેસી જા. હજી આપણે ઘણો વિચાર કરવાનો છે."

"હું કેમ બેસી જાઉં? મારાથી બેસાય જ કેમ? તમે બધા એ જૈનદ્રોહી અજયપાળના પુત્ર કે ભાઇને ગાદી આપવાની વાત કરો છો, તેથી મારૂં લોહી ઉકળી ઉઠે છે, મારૂં મગજ ધમધમી જાય છે. શું આપણે અક્કલ ગુમાવી બેઠા છીએ? આપણે મુત્સદ્દીગીરી અને યુદ્ધકલા ગુમાવી બેઠા છીએ? શું રાજ કરવાને આપણે નાલાયક છીએ, કે એ પ્રમાણે કોઇને ગાદી સોંપવી જોઇએ? શા સારૂ મહાજન શાસન ન ચલાવે. આમ્રભટ્ટ જેવા શૂરવીર અને બુદ્ધિમાન જૈન હોવા છતાં ઇતર ધર્મીને રાજગાદી સોંપવાનો કંઈ આશય ખરો?"

"જો ભાઈ ત્રિલોકચન્દ્ર! તમારૂં કહેવાનું હું સમજી ગયો છું, હવે વધુ સમય નથી. મહેરબાની કરીને તું બેસી જા." પંડિતજીએ વિનતિ કરી.

ત્રિલોકચન્દ્રે પંડિતજીની આજ્ઞા માન્ય કરી: "લાગણીના આવેશમાં કંઇ અજુગતું કહેવાયું હોય તો માફી માગું છું." એટલું બોલીને તે બેસી ગયો.

હવે પંડિતજી બોલવા લાગ્યા:

"ભાઇઓ! શાસ્ત્રવચન છે કે, बालादपि सुभाषितम् ग्राह्यम्, युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि એટલે કે બાળક પાસેથી પણ સારી સલાહ ગ્રહણ

કરવી. યુક્તિપૂર્વકનાં વચન બાળક પાસેથી પણ ગ્રહણ કરવાં. ત્રિલોકચન્દ્ર બાળક છે, પણ તેનામાં રહેલો જિનશાસન તરફનો પ્રેમ બાળક નથી, તેનામાં રહેલો જૈન તરીકેનો જુસ્સો બાળક નથી. સૌ કોઇ જૈનને માટે તે પ્રેમ અને તે જુસ્સો સર્વાંશે નહિ, તો અલ્પાંશે પણ અનુકરણીય છે. તેણે સૂચવેલી, મહાજન દ્વારા રાજ્ય ચલાવવાની સૂચના મને ગમે છે અને દરેક જૈન ધર્માવલંબીને ગમે જ. માત્ર તે ભાવના વ્યવહારમાં શક્ય છે કે નહિ, તે જ આપણે વિચારવાનું રહ્યું.''

"આપણે પ્રથમ રાજતંત્ર કબજે કરીએ. વ્યવસ્થા શી કરવી તે તો પછી વિચારી લેવાશે. વળી જ્યાં સુધી આંબડ મહેતા ( મહારાજા કુમારપાળના મહામંત્રી ઉદયનનો પુત્ર ) નથી આવ્યા ત્યાં સુધી છેવટનો નિર્ણય થોડો જ થવાનો છે? માટે અત્યારે તો આપને કાલને માટે જે સૂચનાઓ આપવી હોય તે આપો.'' એક વૃદ્ધ જૈને કહ્યું.

"બરાબર છે. આમ્રભટ્ટની હાજરી વિના છેવટનો નિર્ણય થવાનો નથી. ત્યારે આવતી કાલને માટે મારે જે કહેવાનું છે તે કહું: આમ્રભટ્ટને મોટા રાજા મહારાજાને પણ ન મળ્યો હોય તેવો આવકાર આપવાનો છે. તે તો મારે આપને ન જ સમજાવવાનું હોય. બીજું મહેતા સાથેનું સૈન્ય પર્યાપ્ત (બસ, પૂર્ણ) ન હોય તો આપણે તેમને લશ્કરી મદદ આપવી પડશે, તેથી તેની આગળથી તૈયારી રાખવી યોગ્ય છે. ઓછામાં ઓછા એકહજાર સશસ્ત્ર સૈનિકો તો આપણી પાસે હોવા જોઇએ, કે જેથી આપણી પૂર્વ તૈયારી જોઈ મહેતા પણ રાજી રાજી થઈ જાય. મને લાગે છે, કે આ કાર્ય આપણે ત્રિલોકચન્દ્રને જ સોંપીએ.''

"તે બરાબર છે.'' એકસામટો અવાજ આવ્યો.

"ત્યારે ત્રિલોકચન્દ્ર! આ કાર્ય તમને સોંપવામાં આવે છે. મને વિશ્વાસ છે અને હું ધારૂં છું તેના કરતાં પણ તમે તે સારી રીતે બજાવશો. વધારામાં તમારે રાજારાણીની હિલચાલ પર પણ ગુપ્ત રીતે દેખરેખ રાખવાની છે.''

"હું મારી સર્વ શક્તિ આ કાર્ય માટે ખરચીશ.'' ત્રિલોકચન્દ્રે ટુંકો જવાબ આપ્યો.

"ત્યારે ભાઇઓ! આપણું અત્યારનું કાર્ય પૂર્ણ થયું છે.'' પંડિતજીએ સર્વને ઉદ્દેશીને કહ્યું.

થોડે થોડે માણસો વિખરાવા લાગ્યા.

થોડી વારે એક યુવકે આવી ત્રિલોકચન્દ્રના કાનમાં કંઈ કહ્યું. ત્રિલોકચન્દ્ર બે મિનિટ તેની સામે જોઈ રહ્યો. પછી તે પંડિત રામચન્દ્રજી પાસે આવ્યો અને તેમના કાનમાં વાત કહી. પંડિતજી પ્રથમ તો ચમક્યા, પણ પછીથી સ્વસ્થ થયા.

"એ વાત સંભવિત નથી. પણ કદાચ તેમ હોય તો, હું ધારૂં છું કે, તું તે તક નહીં જ ગુમાવે. એથી આપણું કામ ઉલટાનું સહેલું થશે." પંડિતજીએ ધીરે સાદે કહ્યું.

"જોઈશ, વાત સાચી હશે તો." ત્રિલોકચન્દ્ર બોલ્યો અને વળી પંડિતજીના કાન પાસે મોં લઈ જઈ તેણે કંઈક કહ્યું. પછી તે મોટેથી બોલ્યોઃ "અને આપને ખબર કરીશ."

---

## પ્રકરણ ૪ થું
## પદ્માવતી અને ગુર્જરેશ્વર કેદ

રાણીએ હળવે રહીને ઓરડીની સાંકળ ઉઘાડી અને બન્ને જણાં ધીરેથી બહાર આવ્યાં. જરા આગળ ચાલ્યાં ત્યાં કોઈનો પગરવ સંભળાયો. તેમણે પાછું વાળી જોયું તો બે શ્યામ છાયાઓ (કાળા ઓળા) તેમની તરફ આવતી હતી. રાણી જરા ગભરાઈ. તેણે ગુર્જરેશ્વર સામે જોયું તો સ્વસ્થ હતા. પદ્માવતીએ મહારાજાનું તે તરફ લક્ષ્ય દોર્યું અને ઝપાટાબંધ ચાલવા સૂચવ્યું.

તેઓ ભાગ્યે જ દશ પગલાં આગળ ચાલ્યાં હશે તેવામાં પેલી છાયાઓ છેક જ નજીક આવી ગઈ.

"જીવવાની ઇચ્છા હોય તો એક પગલું પણ આગળ ન ચાલશો." બેમાંથી એક જણે સત્તાવાહી સ્વરે કહ્યું.

"તમે કોણ છો ?" બીજાએ સવાલ પૂછ્યો.

"જે છીએ તે છીએ. તમો છો તે અમે છીએ. તમે તમારે રસ્તે જાઓ. અમે અમારે રસ્તે જઇએ છીએ. તમે તમને સોંપાયલું કામ કરો. અમે અમને સોંપાયલું કાર્ય કરશું." પદ્માવતીએ પોતાનો સ્વર ન ઓળખાઇ જાય તેની કાળજી રાખી ગોળગોળ જવાબ આપ્યો અને ચાલવાની ઝડપ વધારી.

હવે તો તેઓ વંડીની છેક જ નજીક આવી ગયાં હતાં. ટપીને બહાર જાય એટલી જ વાર હતી.

"એમ ગોળગોળ જવાબ નહીં ચાલે. તમે કોણ છો તે તમારે કહેવું જ પડશે." સામાએ પુનઃ સત્તાવાહી શબ્દો સંભળાવ્યા.

"અમે આ છીએ." મહારાજાએ પોતાની વિજળી જેવી તેજસ્વી તરવાર ઝીંકતાં કહ્યું.

પેલાએ ચપળતાથી પોતાનું શરીર બચાવી લીધું અને ઝટકો પોતાની તરવાર પર ઝીલી લીધો. બન્ને તરવારોના અફળાવાથી તણખા ઝર્યા.

"આ તો ભલા શૂરવીરનો દીકરો લાગે છે! વાતવાતમાંથી તરવાર પર આવી ગયો." એક જણે હસતાં હસતાં કહ્યું.

મહારાજાએ ગુસ્સાથી દાંત કચકચાવ્યા અને ફરી તરવાર ઉગામી તેના તરફ ધસ્યા. એ જ ક્ષણે પાછળથી તેમના હાથ પર લાકડીનો મજબૂત ફટકો પડ્યો અને તેમની તરવાર હાથમાંથી વછૂટી ગઇ. સામા માણસે ધક્કો મારી તેમને પછાડી નાંખ્યા અને તરવાર ઉગામી એક ઘા અને બે કટકા કરવા ધસ્યો.

મહારાજાએ ઢાલ પર તે ઘા ઝીલી લીધો અને તેના હાથમાંથી તરવાર ઝૂંટાવી લેવા તેનો હાથ કાંડામાંથી મજબૂતપણે પકડ્યો. બન્ને વચ્ચે ખેંચાખેંચ ચાલતી હતી તે વખતે પાછળ ઉભેલાએ ફરીથી ડાંગ ઉગામી. મહારાજાની ખોપરીનાં કાચલાં થવાને ક્ષણની જ વાર હતી. પરંતુ તેજ ક્ષણે રાણી પદ્માવતીએ દૂર પડેલી તરવાર તેની ડોક પર ઝીંકી તેના બે કટકા કરી નાંખ્યા. તેવામાં તો મહારાજાએ પેલા પાસેથી તરવાર ખૂંચાવી લીધી અને તેને જ ફટકાવી.

"તેજપાળ! તેજપાળ! દોડો દોડો." બૂમ પડી.

મહારાજાને લાગ્યું, કે આ તો હવે આવી ભરાણા જેવું થયું. તેમણે પદ્માવતીને એક ખૂણામાં ઉભી રાખી અને પોતે તેનું રક્ષણ કરવા તરવાર સમણુતા ઉભા રહ્યા. થોડી વારમાં તો પંદર વીશ હથિયારબંધ માણસો દોડી આવ્યાં અને તેમને ઘેરી લીધા. તરવારની પટ પડવા લાગી. લાકડીનો ફટકો વાગવાથી લગભગ ખોટા પડી ગયેલા એક હાથથી ઢાલ પકડી પોતાનું રક્ષણ કરવું અને બીજે હાથે પકડેલી તરવારેથી સામા માણસોને આગળ વધતા અટકાવવા તે ખરેખર મુશ્કેલીભરેલું કાર્ય હતું. તેમના રાજ્યકાળમાં લડાઇઓ ખેલવાનો અવસર તેમને પ્રાપ્ત થયો નહોતો, તેથી આ નાનકડી લડાઇ બરાબર મ્હાણી લેવાનો નિશ્ચય કર્યો હોય તેમ તેઓ ઉછળી ઉછળીને ઘા કરતા હતા. પરંતુ મનુષ્યશક્તિને પણ મર્યાદા હોય છે.

તેમને લાગેલા ઘામાંથી લોહી વહેતું હતું અને તેથી શરીરમાં ઝણઝણાટ કરતી ખાલી પ્રસરતી હતી. હાથ ઉપાડવામાં અને ઘા કરવામાં ઘણો પ્રયત્ન કરવો પડતો હતો અને તેમ છતાં ઘણી વખત તો તે સાવ ખાલી જતા હતા અને કોઇ કોઇ વખત નહીં જેવો જખમ થતો હતો.

પદ્માવતીએ એકદમ ઉઠી એક કપાઈ ગએલા મનુષ્યના હાથમાંથી તરવાર ખેંચી કાઢી અને ઉછળી. ચંડી જેમ દૈત્યોને વિદારવા ધસે તેમ તે ધસી. ક્ષણ વારમાં તો ત્રણ ચારનાં ડોકાં ઉડાવી દીધાં, પણ તે જ ક્ષણે તરવારના એક જ ઝટકાથી તેનો હાથ કાંડામાંથી કપાઈ ગયો. તેણે વેદનાથી કારમી ચીસ નાખી અને તે બેભાન થઇ પડી ગઇ. બરાબર એ જ વખતે મહારાજા પણ રહ્યુંસહ્યું બળ વાપરી ધરતી પર ઢળી પડ્યા.

તેવામાં બેચાર જણ મશાલ લઇ આવી પહોંચ્યા અને તેને અજવાળે તેમને ઓળખવા પ્રયત્ન કરવા લાગ્યા.

ગુર્જરેશ્વર અજયપાળને ઓળખતાં વાર ન લાગી. તેમની સાથે રહેલી પદ્માવતી જો કે પુરુષ વેશમાં હતી, પરંતુ તેજપાળની તેજસ્વી આંખે તેને ઓળખી લીધી. તેણે રાણીના કપાયલા હાથ પર પાટો બંધાવ્યો, મહારાજાના જખમને પણ પાટા બંધાવ્યા અને ઝોળીમાં નાખી ત્રિભુવનવિહારના ભોંયરામાં કેદ કરવા આજ્ઞા ફરમાવી. બે બે માણસો તે ઝોળીઓને લઇ વિદાય થઇ ગયા.

× × × ×

"ત્રિલોકચન્દ્ર! આજે તમે ભારે પરાક્રમ કર્યું છે." એક યુવકે તેજપાળને ઉદ્દેશીને કહ્યું: ત્રિલોકચન્દ્ર એ તેજપાળનું બીજું નામ હતું.

"વસ્તુપાળભાઇ! અહીં હોત તો તમને ખૂબ ખૂબ અભિનંદન આપત."

"ભાઇ કયે દિવસે આવવાના છે?"

"હજી તેમને આવતાં બે મહિના તો સહેજે લાગશે." તેજપાળે જવાબ આપ્યો.

"તેઓ અહીં આવશે ત્યાં તો જૈનશાસન સ્થપાઈ પણ ગયું હશે." એક જણે આનંદથી ઉછળતે હૈયે કહ્યું.

"એક જૈન જાત્રાવાસીને ઘટતું મોટામાં મોટું માન આપણે તેમને આપશું." બીજા માણસે કહ્યું.

"આપણામાંથી થોડાક પેલી ઝોળીઓને ત્રિભુવનવિહાર સુધી સહી-સલામત પહોંચાડવા ગયા હોત તો સારૂં હતું." તેજપાળે ચિન્તાયુક્ત સ્વરે કહ્યું.

"દરેક ઝોળી દીઠ એક એક જણ રખવાળ તરીકે ગએલ છે."

"તો પણ વધુ હોય તેમ વધુ સારૂં."

"પણ તે રસ્તો જ એવો લેવાના છે, કે કોઇ પણ પ્રહરી (પહેરેગીર) તેમને સામે મળે જ નહિ."

"તો પણ, તમે થોડા જાઓ, તો સારૂં."

"ભલે. તમે ઘેર જાઓ અને જખ્મો ધોવડાવી દવા લગાડાવો. તમે કંઇ ફિકર ન કરશો. અમને હમણાં પહોંચ્યા જાણો."

× × × ×

પેલાઓ ગયા. તેજપાળ પોતાના એક મિત્રને ટેકે છીંગતો છીંગતો ચાલવા લાગ્યો.

"લ્યો હું તમને તેડી જ લઉં." પેલા મિત્રે તેજપાળને કહ્યું, અને તેને પોતાના ખભે બેસાડી લીધો.

રાજમાતા તથા ગુર્જરેશ્વરને કેદ કર્યાના આનંદમાં અમરસિંહની તપાસ કરવાનું તેને ન સાંભર્યું; અથવા તેણે ધારી લીધું, કે તે ઘેર ગયો હશે.

તેના મિત્રે તેને આગ્રહ ન કર્યો હોત તો તો તે આ જ ક્ષણે પંડિત રામચન્દ્રજી પાસે આ સુસમાચારની વધામણી ખાવા પહોંચી ગયો હોત.

સદ્‌ભાગ્યે રસ્તામાં તેમને કોઇ પહેરેગીર મળ્યો નહિ. ઘેર જઇ
સાંકળ ખખડાવી કે તરત જ બારણું ઉઘડ્યું.

"અનુપમા! હજી જાગે છે?"

"તમે ગયા હતા એટલે મને ચિન્તામાં ઉંઘ ન આવી! કેમ કંઇ
બહુ વાગ્યું છે?" અનુપમાએ વહાલભર્યા સ્વરે પૂછ્યું.

"ના, સહેજ. ચિન્તા કરવા જેવું નથી." તેજપાળે હસતાં હસતાં
કહ્યું: "તને મારી બહુ ફિકર રહે છે, ખરૂં?" અને તે ખાટલામાં પડ્યો.

"પણ આ ઝપાઝપી શાથી થઇ?" અનુપમાએ પાસે આવીને પૂછ્યું.

"અમે રાજારાણીને કેદ કર્યાં." તેજપાળે આનંદથી છલકાતે સ્વરે
પત્ની આગળ વધામણી ખાધી.

પેલા મિત્રને આ દંપતીના એકાંતમાં વિઘ્ન કરવું ઠીક ન લાગ્યું.
તેણે વંદન કરી રજા લીધી.

"આવજો હો ભાઇ! તમે તો મારૂં સૌભાગ્ય સાચવ્યું." અનુપમા-
એ પેલાને વિદાય આપતાં ટહુકો કર્યો, અને પોતે પતિ પાસે આવી બેઠી.

"કેમ, હવે તું ખુશી થઇને?" તેજપાળે પૂછ્યું અને અનુપમાને
પોતાની નજીક ખેંચી.

"હું સાચું નથી માનતી. પદ્માવતી રાણી એમ કેદ પકડાય એવાં
નથી." અનુપમાએ લીલાપૂર્વક મસ્તક ધૂણાવી પોતાનો અવિશ્વાસ પ્રકટ
કર્યો. "એ તો વહાલા! તમે ભૂલમાં ને ભૂલમાં કોઇ બીજીને જ કેદ કરી હશે."

"તારા સમ. મેં બરાબર ઓળખી છે, પદ્માવતી પોતે જ હતી."
તેજપાળે પોતાની પ્રિયતમાને ખાતરી આપતાં કહ્યું.

"મૂઇ, રાંડ રાક્ષસણી! મામા જેવા ધર્મિષ્ઠ પુરુષનો ઘાત કરાવનાર
એ તો એ જ લાગની છે." અનુપમા બોલી. આ વચનો તેણે કપર્દી મંત્રીને
અનુલક્ષીને ઉચ્ચાર્યાં હતાં. મંત્રીકુટુંબમાં તેનું મોસાળ હતું.

તેજપાળ પોતાની પ્રિયતમા સામે પ્રેમભરી આંખે જોઇ રહ્યો.

આ વરઘેલી પતિવ્રતા પોતાના સ્વામીની સારવારમાં લાગી.

---

# પ્રકરણ ૫ મું—બંધનમુક્તિ

જેને જગપતિની દયા, જગમાં તેનું જોર. દલપતરામ.

ગુર્જરેશ્વર અજયપાળ અને રાણી પદ્માવતીને ઝોળીમાં નાંખી છાને રસ્તે ત્રિભુવનપાળ–વિહારમાં લઇ જતા હતા. બન્ને ઝોળીઓની આગળ અને પાછળ સશસ્ત્ર જૈન યુવકો ચાલતા હતા. ત્રિભુવનપાળવિહારની ભવ્ય મહેલાત સામે દેખાતી હતી. તેનો દેખાવ ઉપાશ્રય કરતાં રાજમહેલને વધુ મળતો આવતો હતો.

એક જણ બારણું ઉઘડાવવા આગળ દોડ્યો. તેવામાં તેણે પચીસ-ત્રીસ સશસ્ત્ર માણસોને તે રસ્તેથી આવતા જોયા. આ માણસો બરાબર તેઓ ઝોળીઓ લઇ આવતા હતા તે તરફ જ આવતા હતા. તેથી તેણે પાછા હઠી ચપલતાપૂર્વક દોટ મૂકી અને પોતાના મિત્રોને સાવધાન રહેવા સૂચના આપી.

પેલાઓએ છુપાવવા માટે આસપાસ દૃષ્ટિ કરી, પણ કોઇ સ્થળ જણાયું નહીં. તેથી હિમ્મતભેર આગળ વધ્યા, તેવામાં પેલી સૈનિકોની ટુકડી પણ સામી મળી.

"કોણ એ......" આવનારમાંથી અવાજ આવ્યો.

"એ તો અમે." પેલાઓએ જવાબ આપ્યો.

"એ તો હું પણ જાણું છું કે તમે, પણ તમે કોણ ?"

"અમે ?" ઝોળીની આગળ ઉભેલા યુવકે થોથરાતાં સામો સવાલ પૂછ્યો: "અમે પ્રજાજન." અને પાછો પોતે જ જવાબ આપ્યો.

"ભાઇઓ ! આ પ્રજાજનો ઝોળીઓમાં શું લઇ જાય છે તે તો જૂઓ. મેરામ ! તું મશાલ કર. ટોળીના મુખીએ આજ્ઞા કરી.

ઝોળીવાળાએ નાશી છૂટવા એક વખત દૃષ્ટિ ફેરવી. પણ તેમ કરવાની સગવડ ન જણાતાં સ્થિરતાથી ઉભા રહ્યા.

મેરામે મશાલ કરી, અને તેને અજવાળે બે સૈનિકો ઝોળી તપાસવા ગયા. બાકીના પેલાઓને ઘેરીને ઉભા રહ્યા.

" જય જિનેશ્વર ! " પહેલા યુવકે ઝોળીમાં શું છે તે નિહાળવા નીચા નમેલા સૈનિક પર તરવારનો ઘા કર્યો. સૈનિકનું ડોકું ધડથી જૂદું થઇ ઝોળીમાં પડ્યું



" ત્યારે તુંયે લે તો જા." બીજા સૈનિકે યુવકને પૂરો કર્યો.

હવે તેમને શંકા પેઠી, કે ઝોળીમાં કંઇક અવનવું છે.

"ઝોળીઓ નીચે મૂકી દો." ટોળીના મુખીએ હુકમ કર્યો: " અને આ જવાનના હથિયાર ખુંચવી લો, ત્રણે જણને કેદ કરો."

" જોઉં છું, મારાં હથિયાર કોણ ખૂંચવી લે છે." એક જવાને પડકારો કર્યો.

" પાણી જૂવોને પાણી ! 'મારાં હથિયાર કોણ ખુંચવી લે છે !' આ તારા બાપની દશા નથી જોતા ? " એક સૈનિક ડામતો બોલ્યો અને તેણે કેપાઇને ભોંય પડેલા જુવાન તરફ આંગળી ચીધી: "ડાહ્ડાહ્યો થઇશ, તો તારી પણ તે જ વલે થશે."

પાછળથી એક સૈનિકે આવી તેનું કાંડું પકડી લીધું અને તરવાર ખૂંચવી લીધી તથા તેને બાંધીને પેલા બે ઝોળીવાળા પાસે લઇ ગયા.

" અલ્યા ! આમાં તો ગુર્જરેશ્વર લાગે છે ? " ઝોળી તપાસનારે આશ્ચર્ય પ્રકટ કર્યું.

"હેં!!" મુખીએ ચોંકતાં કહ્યું.

"હા. અને પદ્માવતીબા પણ!!!"

એકદમ ટોળીનો મુખી ઝોળીઓની નજીક આવ્યો અને તેણે ખાતરી કરી. "હા. સાચે જ!" તે આશ્ચર્ય પામતાં બોલ્યો: "અલ્યાઓ! શું જૂઓ છો, પેલા ત્રણેને ત્યાં ને ત્યાં વધેરી નાંખો. ચાંડાળો! રાજમાતા અને મહારાજાની હત્યા કરતાં પણ કંપ્યા?"

આજ્ઞા થતાં તો પેલા ત્રણ પર તરવારોની પટ પડી. એક ક્ષણમાં તો ત્રણેના ટુકડે ટુકડા થઇ ગયા અને લોહીની નીક વહી. તેમને ચીસ નાંખવા જેટલો સમય પણ ન મળ્યો.

"અલ્યા! પણ ગુર્જરેશ્વર જીવતા લાગે છે હો?" પેલાએ ગુર્જરેશ્વરના નાક આગળ હાથ ધરી કહ્યું. આનંદથી નાચતે હૈયે બીજા પણ જોવા દોડ્યા.

"ઘેરો ન વળશો. ખુલ્લી હવા આવવા દો. અલ્યા શંકર! તારા ઘડામાંથી જરા પાણી લાવ." મુખીએ હુકમો પર હુકમો કરવા માંડ્યા.

"આ ઝપાઝપીમાં ઘડો તો ઢળી ગયો!" શંકરે ગરીબડે સાદે કહ્યું.

"હરામી! એમાં રોતલ સૂર શું કાઢે છે? દોડ, આ તે કંઇ ગામ છે કે ઉજ્જડ? ગમે તેને જગાડી પાણી ભરી લાવ." મુખી ગુસ્સાથી બરાડ્યો.

કોઇને ઉંઘમાંથી ઉઠાડવાની જરૂર નહોતી. આ ધમાધમી, ઝપાઝપી. હોકારા અને ચીસોથી આસપાસનાં માણસો જાગી ગયાં હતાં અને બારી બારણામાંથી છાનાંમાનાં આ દૃશ્ય જોઇ ધ્રૂજતાં હતાં. કોઇનામાં બહાર આવવાની હિમ્મત નહોતી.

સૈનિકે નજીકનાં ઘરનું બારણું ભટભટાવ્યું અને બૂમ પાડી: "અરે, કોણ છે?"

પણ કોઇએ જવાબ ન આપ્યો.

"અંદર કોઈ છે કે? કાં ન બોલે?" સૈનિકે ચિઢાઇને બારણાં ભાંગી જાય તેટલા જોરથી ભટકાવવા માંડ્યાં, છતાં જવાબ ન મળ્યો.

બે સૈનિકો ત્યાં દોડી ગયા, ધક્કો મારી બારણાં પાડી નાંખ્યાં અને અંદર ઘૂસ્યા. તેમને જોઇ એક ખુણામાં લપાએલાં સ્રીપુરુષ થરથર ૂપવા લાગ્યાં.

"અરે, ભલા માણસો ! તમને કોઇ મારી નથી નાંખતું. પાણીઆરું ક્યાં છે તે તો બતાવો ?"

પુરુષે બોલ્યા વિના આંગળી ચીંધી પાણીઆરું બતાવ્યું.

સૈનિક આખો ગોળો ઉપાડી દોડ્યો અને ગુર્જરેશ્વર અને પદ્માવતી હતાં ત્યાં આવ્યો. તેણે આશ્ચર્ય પામતાં જોયું, કે રાણી પદ્માવતી મહારાજા પાસે બેઠી હતી અને પોતાની ઓઢણીના છેડાથી ગુર્જરેશ્વરને પવન નાંખતી હતી.

પાણી આવી પહોંચતાં ગુર્જરેશ્વરને પાયું. પદ્માવતીએ જાતે પીધું તથા આંખે છાંટયું અને મુખીને આજ્ઞા કરી.

"બારોટ ! મહારાજાને મહેલે લઇ ચાલ."

"જેવી બાની આજ્ઞા." બારોટે કહ્યું: આ ટોળીનો મુખી તે લખમણ બારોટ પોતે જ હતો.

"અને તમારામાંથી દશ જણ અહીં રોકાવ. ત્રિભુવનપાલવિહારમાંથી કોઇ પણ સાધુ છટકવા ન પામે તેનો બંદોબસ્ત રાખો, તથા 'આ રસ્તો બંધ છે' એમ જાહેર કરી સવારે કોઇને આ રસ્તેથી આવવા જવા ન દેશો. તેમ જ આ લત્તાના માણસોને પણ રોકી રાખશો." રાણી કંઇક વિચારતી વિચારતી આજ્ઞા આપતી હતી: "તમારી રાજભક્તિ બતાવવાનો આવો પ્રસંગ ફરી મળવાનો નથી તે યાદ રાખજો અને અખંડ રાજભક્તિનો બદલો શો મળશે તે પણ વિચારજો."

રાણી આટલા શબ્દો બોલી, મહારાજાની ઝોળી ઉપડાવી, ત્વરાથી મહેલ તરફ ચાલી. મહારાજાની મૂર્છાવસ્થા જોઇ તે પોતાના જખમનું દુઃખ વિસરી ગઇ હતી. ઘણું જ લોહી વહી જવાથી આવેલી અશક્તિની તેણે દરકાર ન કરી. કાંડામાંથી કપાયલા હાથ સામું જોઇ તેણે દાંત ભીંસ્યા.

## પ્રકરણ ૬ ઠ્ઠું

## પેલાઓનું શું કરવું? અથવા ઘાટ કેમ ઘડવા

"કેમ વૈદરાજ! હવે ગુર્જરેશ્વરની તબીયત કેવી જણાય છે?" રાણી પદ્માવતીએ લાગણીથી ધ્રૂજતા સ્વરે વૈદ્યને પૂછ્યું.

"બા! ઘણો ફેર છે. મુદ્દલ ચિન્તા કરવા જેવું નથી. તો પણ ઘા સખ્ત લાગ્યા છે અને લોહી ઘણું વહી ગયું છે, તેથી જરા અશક્તિ જણાશે. બાકી મૂર્છા હવે ઝાઝો વખત ટકશે નહીં."

"તમારા મ્હોંમાં સાકર." રાણી રાજી થઈ.

વૈદરાજ ખરલમાં દવા ઘૂંટતા હતા તે એક બારીક કપડામાં નાખી અને વાડકીમાં નીચોવી તથા આચમનીથી ગુર્જરેશ્વરના મ્હોંમાં રેડવા લાગ્યા.

"બા! જુઓ આ દવાનો પ્રતાપ." વૈદરાજે પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું. પદ્માવતી ગુર્જરેશ્વર પાસે આવી. "આ દવાનાં પાંચ ટીપાં પેટમાં જાય એટલે ગમે તેની તીવ્ર મૂર્છા હોય તોપણ દરદી ભાનમાં આવી જાય."

"તમે તમારાથી બનતા બધા સારા ઉપચાર કરો. ગમે તે રીતે મહારાજા જલદી ભાનમાં આવવા જોઇએ."

"આ આવ્યા જાણો."

દવા પાઈ રહ્યા પછી વૈદરાજ પંખો કરવા લાગ્યા.

થોડી વારે ગુર્જરેશ્વરે આંખ ઉઘાડી અને પાછી મીંચી દીધી.

"મહારાજ!......" વૈદરાજે અજયપાળને બોલાવવા માંડ્યો.

"હં."

"આપને કેમ છે?"

"હં."

વૈદરાજે વળી વાડકીમાં રહેલી દવા પાઈ.

"પદ્માવતી બા!......" મહારાજ ભાનમાં આવી બોલ્યા.

"આ રહી હું; આપને કેમ છે?" મહારાજાનો અવાજ સાંભળી પદ્માવતી છેક નજીક ગઈ અને ભાવપૂર્વક પૂછ્યું.

"સારૂં." ગુર્જરેશ્વરે જવાબ આપ્યો.

"કરોડ વરસના થાઓ, તમારૂં રાજ અમર તપો." વૈદ્યરાજે આશીર્વાદ આપ્યા.

"સત્ય વચન." રાણી બોલીઃ "તમારા જેવા અપર ધન્વન્તરીનાં વચન સદા સફળ જ હોય છે."*

"પદ્માવતી બા!" ગુર્જરેશ્વર બોલ્યા.

"મહારાજ!"

"તમને કેવુંક વાગ્યું છે?"

"કંઈ ફિકર કરવા જેવું નથી." પદ્માવતી બોલી, અને તેણે કાંડાંમાંથી કપાએલો પોતાનો હાથ ગુર્જરેશ્વરને બતાવ્યોઃ "વૈદ્યરાજે લેપ કર્યા પછી મુદ્દલ વેદના નથી થતી." રાણીએ ફીકું હાસ્ય કર્યું.

"શું કાંડાંમાંથી હાથ કાપી નાંખ્યો છે?" મહારાજા ગુસ્સે થયા.

"તમે ચીડાશો નહિ. તમારી તબિયત નબળી છે. એ તો લોકોક્તિ છે કે, 'આંગળી આપીએ, તો પ્હોંચો કરડે.' આપણે જૈનોને આટલા બહેકાવ્યા તો તેનું આ પરિણામ આવ્યું. હજી સવેળા નહીં ચેતીએ તો કોણ જાણે શું યે થશે?!"

"હું વિદ્યમાન છું, ત્યાં સુધી શું થવાનું છે?"

"રાત્રે પંડિત રામચન્દ્ર કહેતો હતો તે?"

અજયપાળ ઝંખવાણો પડી ગયો.

"આપ ચિન્તા ન કરશો. હવે એકલે હાથે હું ઝુઝીશ." ગુર્જરેશ્વરને ચિન્તાતુર જોઈ રાણી તેમને શાન્ત પાડવા લાગી.

× × × ×

"મેના!......" તેણે દાસીને બૂમ પાડી.

"આવી—બા!"

થોડી વારમાં દાસી આવીને ઉભી રહી. તેણે પ્રણામ કર્યા.

---

* नहीश्वरव्याहृतयो कदाचित् पुष्णन्ति लोके विपरीतमर्थम्।

"દેવડીએ હોય તેને બોલાવ."

"દેવડીએ તો બધાય છે. કોને બોલાવું બા ?" દાસીએ પૂછ્યું.

રાણી હસી. રાત્રિના બંડની વાત સાંભળી તેણે સુનંદા પચાસ સશસ્ત્ર પહેરેગીર દેવડીએ ચોકી કરવા બેસાડી દીધા હતા.

"બારોટને બોલાવ."

દાસી ગઈ.

"એ બિચારો બહુ કામ આવે છે." ગુર્જરેશ્વર બોલ્યા.

"આપણને એણે છોડાવ્યાં, નહીં તો કોણ જાણે કેટલો કાળ ત્રિભુવનવિહારનાં ભોંયરામાં સડવું પડત !"

"આપણે તેની કદર કરવી જોઈએ."

"હું પણ એ જ કહું છું. વહુજી( નાયકાદેવી )ની શિખામણથી ભીમદેવે તેને સૈન્યમાંથી પણ રજા આપી છે, છતાં તે રાજભક્તિ મૂકતો નથી." રાણીએ બારોટનાં વખાણ કર્યાં.

"ત્યારે તેના ગુજરાનનું સાધન શું ?"

"હું તેને જાળવું છું."

"આપણે તેની રાજભક્તિનો પૂરતો બદલો આપશું."

"લ્યો, આ બારોટ આવ્યો." બારોટને આવતો જોઈ રાણી બોલી: "બારોટ ! મહારાજા કહે છે, તને સૈન્યમાંથી રજા આપી તેની તો તેમને મુદ્દલ ખબર પણ નથી ! ફિકર નહીં કરીશ. તારી સ્વામીભક્તિનો સારામાં સારો બદલો મળવાની ઘડી નજીક આવી છે."

"બા ! આપ જેવાં દેવીની સેવા કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તે જ હું તો મારી રાજભક્તિનો બદલો સમજું છું. ગુર્જરેશ્વરની કૃપા હોય તો મારે મન લાખો રૂપીઆ છે." બારોટ બોલ્યો.

"તું અત્યારે જ જઈ સેનાપતિ કૃષ્ણદેવને બોલાવી લાવ."

"જેવી આજ્ઞા."

"અને અહીંથી દશ માણસ લઈ જા. તેમને આશાશેઠ તથા પંડિત રામચન્દ્રના મકાન પર સખ્ત જાપતો રાખવા બેસાડતો જા. કહેજે કે તેમના મકાનમાંથી કોઈ છટકી જશે તો તમારાં ડોકાં ધડથી જુદાં થયાં સમજજો."

તે અત્યારે દાદાજીના વંશજોને જડમૂળથી ઉખેડી જિનશાસનની આણ વર્તાવવા આવે છે!" જુસ્સાભરી ભાષામાં રાણી બોલી અને કડવાશભર્યું હસી: "તમારે પણ તેને સોલંકીઓનો પ્રતાપ બતાવી દેવો. એ પણ જાણે કે પૃથ્વી વીરવિહીન નથી થઈ."

"બા! અમે એને બરાબર પૂરા પડશું. મેં બરાબર વ્યૂહરચના ગોઠવી છે."

"શી રીતે તે કહે?"

"તે પાટણને પાધર આવશે કે તરત હું તેને મળીશ અને કહીશ કે તમને ગુર્જરેશ્વર મળવા બોલાવે છે."

"પછી?"

"અહીં રાજગઢમાં બસો ચુનંદા સૈનિકો છૂપાવી રાખીશું. તે મહારાજાને મળી જેવા બહાર નીકળશે કે કેદ કરશું."

"શાબાશ!"

"પછી નાયક વગરના સૈન્યનો નાશ કરવો એ કંઈ મોટી વાત નથી. પાટણના દરવાજા બંધ કરી, વીણી વીણીને અમે ખંભાતીઓને સ્વર્ગે મોકલશું."

"પણ તને બીજી ખબર છે?"

"શી?"

"ત્રિલોકચન્દ્ર. નહીં આપણો આશાશેઠનો તેજપાળ. તેણે પ્રતિજ્ઞા લીધી છે, કે અહીં પાટણમાંથી જ સાંજ સુધીમાંથી એક હજાર જૈન સૈનિકો એકઠા કરીશ!" રાણી બોલ્યાં.

આ સાંભળી કૃષ્ણદેવ ખડખડાટ હસી પડ્યો.

"કેમ કૃષ્ણદેવ?" ગુર્જરેશ્વરે પૂછ્યું.

"જુઓને વાત કરે છે! તળપદ પાટણમાંથી એક હજાર જૈન સૈનિકો એકત્ર કરવા છે! વાણીએ હિસાબ કરવામાં ભૂલ કરી છે. પાટણમાંથી એવા સો સૈનિકો મળવા પણ મુશ્કેલ છે."

"પણ ધાર કે તેણે મેળવ્યા તો?"

"પણ એવી અશક્ય વાત હું ધારું જ શા માટે?"

"પણ ધાર કે એમ થયું તો?"

"પણ એમ થાય જ શા માટે?"

"કેમ?"

"આપણે તેને તેના ઘરમાં જ કેદ કરાવ્યો છે ને." કૃષ્ણદેવ બોલ્યો.

"કોણે? ક્યારે!" રાણીએ પૂછ્યું.

"ભૂલી ગયાં. આપે બારોટને આજ્ઞા આપી દીધી છે, કે પંડિત રામચન્દ્રજી તથા તેજપાળના મકાન પર છૂપો પહેરો ગોઠવી દો!"

"તને બારોટે કહ્યું હશે?"

"જી, હા. હું બન્ને ઠેકાણે બંદોબસ્ત કરીને જ આવ્યો છું."

"તેજપાળ અને રામચન્દ્રને શી શિક્ષા કરવી? તું શું ધારે છે?"

"એ તો આપને અને ગુર્જરેશ્વરને વિચારવાનું."

"પણ અમે તારી સલાહ માગીએ છીએ."

"હું તો રહ્યો લડવૈયો. એક ઘાને બે કકડા, એ મારૂં કામ. ન્યાયની બાબતમાં મને સૂઝ ન પડે." કૃષ્ણદેવ બોલ્યો.

"પણ તોયે?"

"હું તો કહું છું બન્નેને દેશનિકાલ કરવા અને તેમની સંપત્તિ લૂંટી લેવી." કૃષ્ણદેવે સલાહ આપી અને અદબ વાળી ઉભો રહ્યો.

"કૃષ્ણદેવ!"

"બા!"

"તું લડવૈયો જ છો."

"છું જ."

"પણ સાથે સાથે મુત્સદ્દી થવાની પણ જરૂર છે."

"કેમ?"

"તને સલાહ આપતાં ન આવડી."

"એ તો હું પહેલેથી કહેતો હતો કે, એ મારૂં કામ નહિ."

"આપણે એમને દેશનિકાલ કરીએ તો દેશપરદેશમાં આપણી નિન્દા કરી પાટણની પ્રતિષ્ઠા હલકી પાડે. બીજું આપણા પર તલપી રહેલા શત્રુરાજાઓ સાથે ભળી જઇ તેમને પાટણ પર લઇ આવે. ત્રીજું જૈનોમાં ગુજરાત વિરૂદ્ધ પ્રચારકાર્ય થવાથી પાટણના વેપારને પણ ધક્કો લાગે

અને ચોથું એ એ જીવે ત્યાં સુધી કાંટાની માફક ખટક્યા કરે. આપણે તેની દરેક પ્રવૃત્તિની બારીક તપાસ રાખવી પડે અને જરાક ગફલતમાં રહીએ તો મોટી મુશ્કેલીમાં આવી પડીએ અને પાટણના રાજાના ખજાનામાં લક્ષ્મીની લીલાલહેર છે. આપણે શા સારૂ તેની સંપત્તિ લૂંટવાનો વિચાર સુદ્ધાં કરવો જોઇએ?" રાણીએ મજબૂત દલીલો કરી.

"આપનું કહેવું બરાબર છે." કૃષ્ણદેવ બોલ્યો: "ત્યારે આપ એને શી શિક્ષા ફરમાવવા ધારો છો?"

"પ્રાણદંડ." રાણી જુસ્સાથી બોલી.

"નહીં, નહીં, નહીં. એ તો રહેવા દો."

"કેમ?"

"એથી જૈનપ્રજા છંછેડાશે."

"એવો ડર રાખવો નકામો."

"આપણે આગળપાછળનો વિચાર કરીને પગલું ભરવું જોઇએ."

"મંત્રી કપર્દીનો ઘાત કરાવ્યો ત્યારે જૈનપ્રજા કેમ છેડાઈ નહોતી?"

"એ વખતે તેમને શાન્ત પાડનાર હાજર હતાં."

"કોણ? વહુજી!"

"હાજી. મહારાણી નાયકાદેવી." જાણે પદ્માવતીના બોલવાને સુધારતો હોય તેમ કૃષ્ણદેવ બોલ્યો: "એમની ચોવીશ કલાકની ગેરહાજરીમાં કેટલું તોફાન મચ્યું છે?"

"અને એ હોત તો આવું કશું ન થાત?"

"ઘણો ફેર પડત."

"એ તો તારી માન્યતા." રાણી બોલ્યાં. તેમને આ ચર્ચા લંબાવવામાં માલ ન લાગ્યો.

"એ તો છે સ્તો."

"ઠીક ત્યારે તું જા અને બંદોબસ્ત કર."

"પાટણ અને ગુર્જરેશ્વરની સેવા કરવાની આવી અમૂલ્ય તક હું નહીં ગુમાવું." કૃષ્ણદેવની ભાષામાં રાજા અને રાષ્ટ્ર તરફ પ્રેમ હતો. સાથે સાથે સ્વધર્મપરના સ્નેહની આછી છાંટ હતી.

"ફર ફત્તેહ."

"આપનો આશીર્વાદ."

"પાંચસો સૈનિકો ક્યારે આવશે?"

"સૂર્યોદય પહેલાં."

"સારૂં."

સેનાપતિએ વિનયપૂર્વક પ્રણામ કરી વિદાય લીધી.

× × × ×

"વારૂ! કૃષ્ણદેવ!" રાણી તેને જતો અટકાવતાં બોલી.

"બા!" કૃષ્ણદેવે પાછા ફરીને જવાબ આપ્યો.

"મહારાજ આ હીરાનો હાર તને બક્ષીસ આપે છે."

"બક્ષીસ તો કાર્ય કર્યા પછી હોય."

"પણ એ તો સામાન્ય માણસોનો રીવાજ. આ તો મહારાજા."

"મને જે બદલો મળે છે તે બસ છે."

"પણ મહારાજા પ્રસન્નતાથી આપે છે."

"મહારાજાની પ્રસન્નતાને જ હું હીરાનો હાર સમજું છું."

"ત્યારે નહીં જ લે?"

"ના."

"કેમ?"

"તો હું ધનલોભી ગણાઉં. લક્ષ્મીનો પૂજારી લેખાઉં. મારે તો રાજભક્ત બનવું છે, સ્વામિભક્તિ કરવી છે." કૃષ્ણદેવ અટમ રહ્યો.

"ઠીક ત્યારે."

"હા, જય જય."

"જય જય, મધ્યાહ્ને તેજપાળ તથા પંડિતને ચન્દ્રમહાલયમાં મોકલાવજે. ત્યાં તેમની ન્યાયપરીક્ષા થશે."

"આજ્ઞા." કૃષ્ણદેવ બોલ્યો, અને તેણે પલંગમાં પડેલા અજયપાળ સામે જોયું. જાણે તેને પરિસ્થિતિ પર કાબુ રાખવાની સૂચના કરતો હોય.

કૃષ્ણદેવ ગયો.

× × × ×

થોડી વાર સુધી તો રાણી વિચારમાં ને વિચારમાં બેસી રહી.

"પદ્માવતીબા!"

"મહારાજ!"

"શો વિચાર કરો છો?"

"એ તો અમસ્તું."

"તો પણ?" અજયપાળે લાગણીથી છલકાતે સ્વરે પૂછ્યું.

"પેલાઓનું શું કરવું?"

અજયપાળ કંઈ બોલ્યો નહીં, તે એમ ને એમ પડી રહ્યો.

## પ્રકરણ ૭ મું

### તેજપાળ નાઠો અને પકડાયો

"અની......" તેજપાળે બૂમ પાડી.

"આવીઇંઇ," મંજુલ સ્વર સંભળાયો. થોડી વારમાં એક દેવાંગના તુલ્ય રૂપવંતી રમણી આવી તેના પલંગ પાસે ઉભી રહી.

"બેસ......ઉભી કેમ રહી?" તેજપાળે ચીઢવાઇને કહ્યું.

"ઉભી છું, તમે શું કહેતા હતા?" તેણે લાગણીભર્યે સ્વરે પૂછ્યું અને તેજપાળના કપાળ પર હાથ મૂકી તેની સામે જોઇ રહી.

"હું તો કહું છું બેસ. પણ તું ક્યાં માને છે!"

"પણ ઘરમાં કંઇક કામ પણ હોય ને! એમ બધો વખત આપની પાસે બેસી રહું તે કેમ ચાલે?"

"તે કામવાળાં બધાં ક્યાં મૂઆં છે?"

"મૂઆં તો કંઇ નથી, બધાંય જીવતાં છે, અને ઘરમાં હરેફરે છે. તેમાં જ કહું છું ને કે, હું અહીં એમ બેસી રહું તે કોઇ ભાળે તો કેવું ખરાબ લાગે?"

"તો બધાને કાઢી મૂક." તેજપાળ ચીઢવાઇને બોલ્યો.

"કંઈ કારણ?"

"મારે તને પાસે બેસાડવી છે."

"ઓહોહોહો, એટલા સારૂ બંધાને કાઢી મૂકાતાં હશે?"

તેજપાળની આ અની તે ઇતિહાસપ્રસિદ્ધ અનુપમા, તેજપાળની પ્રેરણામૂર્તિ અને પ્રણયમૂર્તિ. તે તેજપાળના ઓશીકા પાસે બેઠી, અને તેના કપાળ પર હાથ ફેરવતી ફેરવતી બોલીઃ "કંઇ વહુઘેલા! કંઈ વહુઘેલા!" અને લગાર હસી.

તેજપાળે પોતાના જખમી અને પાટા બાંધેલા હાથવડે તેનું મધુર અને સુંદર મુખ ખેંચ્યું અને "ખુઉઉચ"કારો બોલાવી તેના ઓઠ ચૂસ્યા.

"કહો છો અશક્તિ છે, તો પછી બચ્ચી ભરવા ટાણે શક્તિ ક્યાંથી આવી ગઇ?" અનુપમા હસી અને બોલી.

"એથી તો શક્તિ આવી." તેજપાળ બોલ્યો. તેની આંખોમાં તેજ છલકાતું હતું. તેનો અવાજ પ્રણયાર્દ્ર હતો.

"ચુંબન લેવાથી શક્તિ આવતી હોય તો પચ્ચીસ, પચ્ચાસ, સો, બસો તમારે લેવાં હોય તેટલાં લો."

તેજપાળે અનુપમાને ફરી પાછી ખેંચી અને છાતી સાથે જડી લીધી. ચુંબનનો તો ખરેખર વરસાદ વરસાવ્યો.

"અરે, પણ તમને દુઃખાશે." અનુપમા લગાર પણ સળવળ્યા વિના બોલી.

"કંઇ નથી દુખતું." તેજપાળે જવાબ આપ્યો. બન્ને જણાં આંખો મિંચીને સ્વપ્નસુખ અનુભવતાં પડી રહ્યાં.

"છોડો છોડો." અનુપમા ચમકીને બોલી.

"કેમ, એમ એકદમ?"

"કોઇક આવે છે." અનુપમા લજવાતી બોલી.

"ભલે આવે." તેજપાળે જવાબ આપ્યો અને તેને ન છૂટવા દીધી.

"અરે! પણ તમે તે કંઇ સમજો છો?"

"ના. કશું સમજતો નથી."

પગરવ વધુ ને વધુ નજીક આવતો હતો. અનુપમા અકળાતી હતી પણ તેજપાળ માનતો ન હોતો.

"વહુ?" વૃદ્ધાવસ્થાને લીધે ખોખરો જણાતો સ્વર સંભળાયો.

"માજી!" તેજપાળની સોડમાં પડ્યાં પડ્યાં અનુપમાએ જવાબ આપ્યો: "આવી." અને પછી તે તેજપાળને ઉદ્દેશીને બોલી: "હવે તો જવા દેશો ને?"

"ના."

"પણ એ તે કેમ ચાલે?"

"ચાલશે. ચલાવવું ન ચલાવવું એ તો આપણા હાથમાં છે ને!"

"વહુ! ભા!...... અહીં આવો." બીજી વાર અવાજ આવ્યો.

"હું તમને પગે લાગું. ભલા થઈને હવે મને જવા દો."

"ક્યારે આવીશ પાછી?" તેજપાળે પૂછ્યું.

"હમણાં."

"હમણાં નહિ, ક્યારે?"

"માજીની સાથે વાત કરીને તરત જ."

"અની!......"

"હું."

"કોઈ દિવસ નહિ ને કોણ જાણે આજે એમ થાય છે, કે તારાથી એક ઘડીનો વિજોગ ભોગવું છું તે મોટી ખોટ ખાઉં છું."

"આપણને વાણીઆં વરણને તો લાભખોટના વિચાર જ આવ્યાં કરે."

"મશ્કરી કરે છે?" તેજપાળે ગુસ્સે થઈ પૂછ્યું.

"ના. સાચું કહું છું."

"તારા સમ. અની! મારો જીવ ચચણ્યા કરે છે."

"એવા વિચાર મનમાંથી કાઢી નાંખો અને ઘડીક ઉંઘી લો. આખી રાતનો ઉજાગરો છે. પછી શરીરનો પણ કંઈ વાંક છે?"

× × × ×

અનુપમા માજી પાસે ગઈ. માજી એટલે કુમારદેવી નહિ. તેને તો ઘરમાં બધા બા કહીને સંબોધતાં. માજી તો તેમની ઘરના જેવી થઈ પડેલી દાસી હતી. કુમારદેવીને પરણ્યા પહેલાં તે આશારાજને રાંધી ખવાડતાં અને માતા જેટલા સ્નેહથી જાળવતાં. આશારાજ, કુમારદેવી, વસ્તુપાળ,

લલિતા, સુખાં વગેરે જાત્રાએ ગયાં ત્યારે ઘર સાચવવા તેજપાળ તથા અનુપમાને મૂકી ગયાં હતાં, અને તેમની સોંપણ માળીને કરી હતી.

"વહુ! બારીમાંથી જો તો, આપણા ઘર પર કંઈ ચોકીપહેરા જેવું લાગે છે! ચંદનની વહુ કહે છે, કે કોઈ સિપાઈ જેવાં માણસો આપણા ઘર આસપાસ ફરે છે અને કોઈને અંદર આવવા દેતા નથી. તેને પોતાને બહાર પાણી ભરવા જતી હતી તે રોકી અને સોમચંદ શેઠ તેજપાળને જોવા આવતા હતા તેમને પાછા વાળ્યા."

અનુપમાએ બારી નજીક જોયું તો પોતાના ઘરની આસપાસ બારીક તપાસ રાખવા ગોઠવાયલા માણસો જોયા: તે માણસોએ વેશ એવો રાખ્યો હતો, કે સામાન્ય રીતે તેમને 'રાજનાં માણસ' તરીકે ન ઓળખી શકાય, પરંતુ અનુપમાની ચતુર આંખોને તે ઠગી શક્યા નહિ.

તેને પોતાના પતિએ કહેલી હકીકત યાદ આવી. તે આજ સાંજ સુધીમાં એક હજાર જૈન સૈનિકો ઉભા કરવાનો હતો. 'શું આ હકીકત બહાર પડી જવાથી તો આ પહેરો નહિ ગોઠવાયો હોય?' અનુપમા વિચારમાં પડી ગઈ.

તેવામાં તેણે પોતે ઉભી હતી તે મેડા પર ખડખડાટ સાંભળ્યો. તે ચમકી. 'શું તેના મકાન પર પણ પહેરાવાળા ગોઠવ્યા હતા?' પરંતુ તેના આશ્ચર્ય વચ્ચે તે ખડખડાટ અગાશી તરફ જતો હતો.

'શું છે,' તે જોવા તે અગાશી તરફ ગઈ. તે વીરબાળા હતી. ડર શું તે સમજતી નહોતી, સાહસ ખેડવાં તેને બહુ ગમતાં. વેપારી વાણીઆને ત્યાં પરણી હતી તોપણ તેનો આ વીરોચિત સ્વભાવ નાશ નહોતો પામ્યો. તેજપાળ જેવા સ્વામીના સહવાસથી તેનો સ્વભાવ દૃઢ બન્યો હતો. અગાશી-માં પહોંચે તે પહેલાં તો છાપરા પરથી કોઈ અગાશીમાં કૂદી પડ્યું.

"કાન્તિચન્દ્ર..." હર્ષથી ઉભરાતે હૈયે અનુપમા બોલી.

"હા." નાક પર તર્જની ધરી અનુપમાને ચૂપ રહેવાનું સૂચવતાં કાન્તિચન્દ્રે જવાબ આપ્યો: "તમે કોઈ ચોર ધાર્યો હતો?" તેણે સામો સવાલ પૂછ્યો. "પૈસાદારને ચોરનો ભય બહુ હોય ખરું?" કહી તે હસ્યો.

"મેં તો કંઈ જુદું જ ધાર્યું હતું." " આપ્યો.

"કોણુ ધાર્યું હતું?"

"પહેરેગીર."

"મકાન પર પહેરો બેસી ગયો છે તે તમને ખબર પડી ગઈ?"

"હા."

"ભાઈ ક્યાં છે?"

"ચાલો મારી સાથે."

× × × ×

અનુપમા કાન્તિચન્દ્રને લઈ તેજપાળ પાસે આવી.

"કેમ કાન્તિચન્દ્ર! શા સમાચાર છે? બન્નેને ત્રિભુવનપાલવિહારમાં બરાબર રાખ્યા છેને?"

"તેઓ છૂટી ગયા."

"શું કહે છે?!" તેજપાળ બોલ્યો. તેનું આખું શરીર ધ્રૂજી ઉઠયું.

"રાત્રે ત્રિભુવનવિહાર પાસે જ પ્રહરીઓનો ભેટો થતાં આપણા યુવકો હતા તેઓ પકડાઈ ગયા અને તેમની કતલ કરવામાં આવી."

તેજપાળ ક્ષણભર મૌનપણે વિચાર કરવા લાગ્યો.

"અને આપણા ઘર ફરતો પહેરો ગોઠવાયો છે." અનુપમા બોલી.

"ત્યારે કાન્તિચન્દ્ર ક્યાંથી આવ્યો?"

"આપના મકાનના પછવાડાના ભાગ પર પહેરો નથી. મને લાગે છે કે, પહેરેગીરોને આ વાતની ખબર જ નહીં હોય. હું ત્યાં થઈને છાપરા પર ચઢીને આવ્યો."

"સારું થયું તું આવ્યો તે. આટલા નવા સમાચાર મળ્યા. ત્યારે તો હું મારા પોતાના મકાનમાં જ કેદ થયો છું, કાં?"

"લગભગ."

"બીજા કંઈ સમાચાર?"

"હાજી. મને અત્યંત ગુપ્ત બાતમી મળી છે, કે આજે બપોરે આપને તથા પંડિતજીને ચન્દ્રમહાલયમાં બોલાવવામાં આવશે."

"શા સારુ?" તેજપાળે પૂછ્યું.

કાન્તિચન્દ્ર કશું ન બોલ્યો.

"ન્યાય કરવા અને શિક્ષા ફરમાવવા." અનુપમા બોલી.

"ભાઈ! ઢીલ કરવામાં માલ નથી."

અનુપમા કંઈ બોલી નહિ. તે તેજપાળ સામે જોઈ રહી. તેની દૃષ્ટિમાં નાસી છૂટવાની વિનવણી સ્પષ્ટ જણાતી હતી.

"મારૂં નથી માનવું?" તે માત્ર આટલા શબ્દો બોલી.

"તારૂં વચન કદિ પણ ઉથાપ્યું નથી, પણ આ વેળા તો નહીં જ માનું."

"ભલે." અનુપમા બોલી. "મારાં ભાગ્ય." તેણે ઉમેર્યું અને તે મ્હોં ફેરવી ચાલી જવા લાગી.

"અની!......" તેજપાળે ધીમી બૂમ પાડી.

અનુપમાએ પાછું વાળી ન જોયું.

"અની!...... નથી સાંભળતી?" તેજપાળે બીજી વાર બોલાવી.

અનુપમાએ પાછું વાળી તેની સામે જોયું.

"અહીં આવ."

અનુપમા નજીક આવી.

"હું નાસી જાઉં છું."

"ભલે."

"તું જાળવજે."

"મારી ફિકર ન કરશો."

"ઠીક ત્યારે, જય જિનેશ્વર."

"જય જિનેશ્વર! તમારા માર્ગમાં વિઘ્નરૂપ થાઉં માટે જ હું સાથે નથી આવતી. પરંતુ તમારી સાથે જ છું એમ માનજો."

"ઉઘાડો." નીચે સાંકળના ખખડવા સાથે અવાજ સંભળાયો.

"ત્યારે હું જાઉં." અનુપમા બોલી: "નહીં તો પેલા બારણાં તોડીને અંદર આવશે. તમે હવે ઉતાવળ કરજો અને કાન્તિભાઈ! તમે અને તમારા ભાઈ ક્ષેમકુશળ પાટણ બહાર નીકળી ગયા છે, તે સમાચાર કોઈ પણ રીતે પહોંચાડજો. ધર્મ તમારી રક્ષા કરો." અનુપમા બોલી.

તેણે તેજપાળને પ્રણામ કર્યા. તેની ચરણરજ લીધી અને પછી નીચે આવવા દોડી.

"તમે તો ભાઈ બહુ ઉતાવળા! કોઈ બાઈ માણસ નહાતું ધોતું

હોય તે પે ન સમજો !" ચન્દ્રની વહુએ બારણું ઉઘાડતાં અંદર આવનાર માણસોને ઉદ્દેશીને અનુપમા બોલી.

"તેજપાળ શેઠને ગુર્જરેશ્વર બોલાવે છે." બારોટ બોલ્યો.

"પણ તે તો ગામ ગયા છે. કૃપા કરીને આપ ગુર્જરેશ્વરને કહેજોને કે આવશે એટલે પ્રથમ પહેલાં આપની પાસે આવી જશે." સાવ સરળ અને સ્વાભાવિક રીતે અનુપમા બોલી.

"તેજપાળ શેઠ અહીં આ ઘરમાં જ છે." બારોટ બોલ્યો.

"ત્યારે મારે કંઈ જૂઠું બોલવાનું કારણ? તમને વિશ્વાસ ન આવતો હોય તો જાતે તપાસ કરો." અનુપમા નિર્ભયપણે બોલી. તેણે બધાની નજર ચૂકવી ઉપરથી સોઢીએ કરેલી સૂચના જાણી લીધી હતી, પરંતુ જેમ વધુ વખત જાય તેમ તેને લાભ હતો.

"ચાલો, હું જાતે તપાસ કરું છું."

"પણ જરા ઉભા રહો. તમને આવી રીતે પારકા ઘરમાં પેસવાનો અધિકાર કોણે આપ્યો છે?" અનુપમાએ બારોટને અટકાવ્યો.

"ગુર્જરેશ્વરે પોતે."

"એની શી ખાત્રી?" અનુપમાએ સત્તાદર્શક સ્વરે પૂછ્યું.

"એવી ખાત્રી માગનાર તમે કોણ?"

"હું! હું કોણ તે નથી જાણતા? હું નગરશેઠ આશારાજની પુત્રવધૂ, સમજ્યા? ગુર્જરેશ્વર તમારા તેમ અમારા પણ અન્નદાતા છે. તમારા આવા અવિવેકી વર્તનની તેઓ જરૂર ખબર લેશે."

"હું તે કંઈ સાંભળતો નથી. ભીખા! તું મારી સાથે ચાલ, અને ભીમા! તું તથા અરજણ પણ ચાલો."

"તમારે તમારા આ વર્તન માટે પસ્તાવું પડશે."

"ભલે."

"ગુર્જરેશ્વર અજયપાળના રાજમાં સિપાઈના માણસો પ્રજા પર આમ જાસ્તી ગુજારે છે, એમ!" અનુપમા બોલી.

"કેમ બેન! શું છે?" એક મીઠો વિનયી સ્વર સંભળાયો. આ સ્વર સેનાપતિ કૃષ્ણદેવનો હતો. બધાએ તેને વંદન કર્યું.

"તમે અનુપમાબેન ! ખરૂં?" તેણે અનુપમા તરફ જોઇને કહ્યું.

અનુપમાએ ડોકું હલાવી 'હ' કારમાં જવાબ આપ્યો. તેને આ માણસની આત્મીયતાભરી વાણી ગમી.

"જૂઓ બેન ! શેઠે રાજવિરૂદ્ધના કાવતરામાં ભાગ લીધો છે." કૃષ્ણદેવ અનુપમાને સમજાવવા લાગ્યો અને તેથી મહારાજાએ તેમને પકડી લાવવાનું અમને ફરમાન કર્યું છે. જૂઓ, હવે અમે તો રહ્યા ચિઠ્ઠીના ચાકર. અમારે તો હુકમનો અમલ કરવો જ જોઇએને ?"

"પણ કંઇક વિવેક તો રાખવોને ?"

"પણ ગુન્હેગારો ગુન્હો કરતાં વિવેક ન રાખે, પછી અમારે તે વિવેક કેટલોક રાખવો ?"

"પ્રજાજનો સાથે જેટલી સલુકાઇથી વર્તો તેટલી રાજની કીર્તિ થાય."

"ઠીક ત્યારે, આપે શેઠ ઘેર નથી એમ કહ્યું ખરૂં ?"

"હા, તે બહારગામ ગયા છે." અનુપમાને આવા ભલા માણસ પાસે જૂઠું બોલવું અયોગ્ય લાગ્યું. તેનું અંતર બળ્યું, પણ તેણે વાસ્તવિક રીતે તો તે વાકય ખરૂં જ છે, એમ માની મન મનાવ્યું.

"કયે ગામ ગયા છે ?"

"એ તો કંઇ કહી ગયા નથી."

"ક્યારે ગયા છે ?"

"કાલે સાંજના ગયા છે."

"ક્યારે આવવાના છે તે કંઇ કહ્યું છે ?"

"ના, ના. તે તો કંઇ કહી ગયા નથી."

"એકલા ગયા છે કે સાથે કોઇ હતું ?"

"એકલા."

"કાન્તિચન્દ્ર સાથે હતો ને ?"

"તે તો મને ખબર નથી." અનુપમાના મનમાં ફાળ પડી, પણ તેણે મ્હોં પરનો ગભરાટ છૂપાવી રાખ્યો.

"ખરેખર, કળિયુગ આવ્યો છે કે દેવીઓ પણ જુઠું બોલે છે !" કૃષ્ણદેવ બોલ્યોઃ "અનુપમાબેન ! તમે લોકોમાં દેવી તરીકે પૂજાઓ છો, પણ

અત્યારે તમારૂં સાચું સ્વરૂપ સમજાયું. સ્વામીને એક ઘટિકા પહેલાં નસાડી મૂકી, અમને ઉંધું સમજાવો છો ?"



કૃષ્ણદેવનું એક એક વેણ અણીદાર ભાલાની માફક અનુપમાના અંતરમાં ભોંકાતું હતું. તે ધ્રૂજી ઉઠી. તેની આંખે અંધારાં આવ્યાં.

"બારોટ! ચાલ તપાસ કરવાની જરૂર નથી. તેજપાળ પકડાઇ ગયા છે." કૃષ્ણદેવે છેલ્લો પ્રહાર કર્યો.

અનુપમાએ કાળી ચીસ નાખી. હૈયું ઉથલાવી નાખે એવી દર્દભરી ચીસ મૂળમાંથી કપાઇને કેળ ધરાશાયી થાય તેમ અનુપમાનો દેહ ધબ્બાક દઇને ભોંય પડ્યો.

કૃષ્ણદેવે આ કરુણ દૃશ્ય જોયું. તેની આંખમાં આંસુ આવ્યા.



## પ્રકરણ ૮ મું પંડિતજીના મકાનમાં



યશોદાદેવી તે પંડિત રામચન્દ્રજીનાં પત્ની. સંસ્કૃતમાં જેને 'પતિદેવતા' કહેવામાં આવે છે, તે પ્રકારનાં તે હતાં. પરંતુ બહુવ્રીહિ સમાસ ન કરતાં તત્પુરુષ સમાસ લેવો પડતો.* સમગ્ર જૈન સમાજ જેને પાદવંદન કરતો તે પંડિતજીને પત્ની આગળ હાથ જોડવા પડતા. યશોદાદેવીનો સ્વભાવ અને અવાજ બન્ને ઉગ્ર હતાં. તેમનું શરીર ગાંસડી જેવું હતું. હાથી કરતાં પણ તે ધીમી ચાલ ચાલતાં, એટલે ગજગામિની શબ્દ એમને માટે અપમાનકારક ગણાય.

પથારીમાંથી ઉઠીને આળસ મરડી, બગાસાં ઉપર બગાસાં ખાધાં, હાથ હવામાં આમતેમ વીંઝયા અને ઓરડા બહાર આવ્યાં.

"મર...તું!" યશોદાદેવીએ ત્રાડ મારી; "ભલા જિનપ્રભુ! આજ કેવો દહાડો દેખીશ?" તેમણે ઉંચે જોઇને કહ્યું અને સામે ઉભેલી દાસી તરફ ઘૂરકવા લાગ્યાં.

યશોદાદેવીને શુકનઅપશકુનનો ખૂબ વહેમ હતો. સવારના પહોરમાં ઉઠતાં વાર તેઓ પોતાની હથેળી જોતાં. પછી અરીસામાં પોતાનું મ્હોં જોતાં. ત્યાર પછી બીજાનું મોં જોવું પડે ત્યારે જોતાં. તેમની ત્રણ દાસીઓમાં વિલાસ તેમને અપશુકનીઆળ લાગતી. આજે પોતે હસ્તમુદ્રાદર્શન કર્યું નહોતું, તેમ મુખમુદ્રાદર્શન પણ કર્યું નહોતું અને સૌથી પહેલું વિલાસનું મ્ખ ભાળ્યું, તેથી તેઓ ઉપર પ્રમાણે ઉકળી ઉઠ્યાં હતાં.

"પણ બાઈજી! આપને એક વાત કહેવા આવી છું." વિલાસ બિચારી અણધાર્યા હુમલાથી ગભરાઈ ગઈ અને કરગરી પડી.

---

* पतिर्दैवता यस्य પતિ છે દેવ જેનો. (બહુવ્રીહિ) એટલે કે પતિને દેવતુલ્ય ગણી પૂજનારી. पत्युः देवता (ષ. તત્પુ.) પતિની દેવતા એટલે કે પોતે પતિ પાસેથી સેવાની આશા રાખનારી, સેવા લેનારી.

“એક શું, સો વાત શા સારૂ નથી? પણ મેં તને નથી ગોખાવ્યું કે તારે સવારના પહોરમાં મારી પાસે ન આવવું?” યશોદાદેવી દાસીને ડરાવવા લાગ્યાં.

“ભૂલી, બા! હવે નહીં આવું.” વિલાસે નમ્રતાથી ઉત્તર વાળ્યો, અને આડું જોવાને આંખમાં આવેલાં આંસુ લૂછી નાખ્યાં.

“જો પાછી! એ શા ઢોંગ કરે છે? આમાં તને કાણી બોબડી તો નથી કહી કે, આંસુ સારે છે! રડવું હોય તો નીકળ મારા ઘરમાંથી.” વિલાસને રડતી ભાળી શેઠાણી ધમકાવવા લાગ્યાં.

રડવું પણ તેમને મન અપશુકન હતું. કોઇને રડાવવું, કોઇનો જીવ બાળવો તેને તેઓ અપશુકન નહોતાં ગણતાં.

“હાં, તે પછી શી વાત કરવા તું આવી હતી?”

“આપણા ઘર આસપાસ પહેરો ગોઠવાયો છે!”

“શા સારૂ?” યશોદાદેવીના જાડા મ્હોં પર ગભરાટનાં ચિહ્ન જણાયાં.

“શી ખબર!”

“ત્યારે એમાં તું શું કહેવા આવી? ખબર ન હોય તો જઇને ખબર કાઢી આવ.” યશોદાદેવી તાડૂક્યાં.

“હું બાઇ માણસ કોને પૂછવા જાઉં? બાઇજી, એ કામ કોઇ શ્રીજીને સોંપો.”

“પણ ડેલીએ પીથલ તો હશે ને? તેને પૂછ.”

વિલાસ જવા લાગી. “જલદી આવજે.”

યશોદાદેવી બાજઠ પર બેસી મ્હોં ધોવા લાગ્યાં.

× × × ×

“વિલાસ! આંખો આંસુભરી કેમ છે?” પીથલે વિલાસને પૂછ્યું.

“એ તો અમસ્તું.”

“અમસ્તું કોઇ રડે? મને લાગે છે, કે પેલી કુહાડજીભી લઢી હશે.”

“મને એમણે તમારી પાસે મોકલી છે.”

“તે ભલે આવી. બેસ.”

“એમ બેઠું કેમ કામ આવે? મને તો પૂછવા મોકલી છે, કે આ ઘરફરતો પહેરો શા સારૂ બેઠો છે?”

"વિજ્જલને મ્હોંએ મેં એમ વાત સાંભળી હતી કે, 'પંડિતજી ગુર્જરેશ્વરના વાંકમાં આવ્યા છે.' તેથી તેઓ છટકી ન જાય માટે આ પહેરો ગોઠવાયો છે."

"શા વાંકમાં આવ્યા છે?"

"એ તો પંડિતજીને પૂછશે એટલે જણાશે."

"જાઉં ત્યારે?" વિલાસ જવા લાગી.

"એટલી બધી શી ઉતાવળ છે. બેસને બે ઘડી."

"બાઇજી વઢે."

"તો સાંભળી લેજે. ઘડીભર બેસ. મને ગમશે."

વિલાસ પડથારની કોર પર બેઠી અને ભોંય સામે જોઇ રહી. પીથલ તેના અંગપ્રત્યંગમાંથી ટપકતી માધુરી ઝીલીને તેનું રસપાન કરતો હતો.

પીથલ તે પંડિતજીનો દરવાન. તેમનો સાચો સેવક. પંડિતજી માટે જાન કુરબાન કરવો પડે તો કરે એટલો નિમકહલાલ, ખરો ક્ષત્રિય. બાવિસેક વરસનો જુવાનીઓ.

વિલાસ વણિકબાલવિધવા. નામ પ્રમાણે જ ગુણવાળી, સૌંદર્યની પ્રતિમા અને સાથે સદ્‌ગુણની ખાણ. તેને માબાપ કે સાસરીઆમાં કોઇ ન હોવાથી પંડિતજીએ તેને આશ્રય આપ્યો હતો. વિલાસ પર પંડિતજીને પેટની પુત્રી કરતાં પણ અધિક પ્રેમ.

વિલાસ માટે આખા ઘરમાં બીજું કોઇ સહાનુભૂતિ ધરાવતું હોય તો તે પિથ્થલ અપુત્ર પંડિતજીનો સુપુત્ર. વિલાસને હૈયું ઠાલવવાનું અને આશ્વાસનનાં બેવેણ સાંભળવાનું ઠેકાણું.

વિલાસ અને પિથ્થલ એકમેકને ન મળી શકે તે દહાડો તેમને મન શૂન્યમાં ખપે. એક બીજાને છાનાંમાનાં નિરખવાં, લગાર હસી લેવું, એ તે બન્નેના જીવનની મોજ. બન્ને જણાં ચોવીસે કલાક પંડિતજીને ત્યાં જ રહેવાવાળાં, છતાં તેમના પર છ છ આંખોની ચોકી. (બે દાસી અને ત્રીજાં યશોદાદેવી) એટલે મિલન મહામુસ્કેલ અને થાય તો ઘડી બે ઘડી. બન્નેના મનમાં જો એક બીજાં જોડાય તો જીવન સુખી થાય તેવી ઊંડી

પ્રતીતિ, દૃઢ વિશ્વાસ, પરંતુ સમાજ અને સંજોગોનો ભય. ખાનગી વ્યભિચાર સેવવાનો વિચાર સુદ્ધાં આવતાં તે વિચાર સાથે તુમુલ યુદ્ધ એટલી ટેક.

"જ્યારે આવું છું ત્યારે તમે તો મારી સામે જ જોઈ રહો છો." વિલાસે કહ્યું. તેના ગોરા ગાલે લજ્જાની લાલિમા ખીલતા ગુલાબની પાંખડી શી શોભી રહી. પિથ્થલ તત્કાલમહિમા* સમજતો હતો પણ તેનાથી ન્હલાય તેમ નહોતો.

"જોવા જેવું હોય તો જોવાય. કાં મારી સામે કોઈ જોતું નથી?" પિથ્થલ દૃષ્ટિ ખસેડ્યા વગર બોલ્યો અને હસ્યો.

"પણ હું જોઉં છું ને." વિલાસ સાવ ધીમેથી બોલી. તેની દૃષ્ટિ પૃથ્વી ભણીજ હતી. ગાલની લાલી અધિક પ્રગટી અને પ્રસરી. મધુરા હાસ્યથી દંતપંક્તિની લગાર ઝાંખી થઈ.

"તે મને ખબર નહિ." પિથ્થલ બોલ્યો.

ક્ષણ વાર બન્ને મૌન રહ્યાં. વિલાસે પોતાના રૂપાળા હાથ લાંબા કરી એકમેકમાં ભેરવી ઉંચા કરી આળસ મરડી અને બગાસું ખાધું. તેણીની આ ઉદ્દીપક લીલા અને તેમ કરતાં પ્રકટ થતાં અંગવિક્ષેપથી પિથ્થલનું માથું ધમધમી ગયું.

"વિલાસ!......" તે બોલ્યો તેના અવાજમાં કંઈક અવનવી ધ્રૂજારી હતી.

"હું જાઉં?" વિલાસ બોલી અને ઉઠી.

"હા." પિથ્થલ બોલ્યોઃ "ભલે" અને તેણે નિઃશ્વાસ મૂક્યો.

× × × ×

"કોણ?" સાંકળ ખખડતી સાંભળી પંડિતજીએ બારણા સામે જોઈ બૂમ પાડી.

---

* તરૂણી સ્વહૃદય રહસ્ય કહેતી, દૃષ્ટિ નીચી રાખીને,
ત્યાં ગાલ પર તે સમય સુરખી, ઉછળી રહી રાતી જે,
તે ચિત્ર પામે નાશ જ્યાં ઉત્પન્ન થઈને ક્ષણ ટક્યું;
તે પર તહિં તત્કાલ ચુંબન ના લીધું તે ના લીધું.
સ્વ. રમણભાઈ.

"ઉઘાડો." સામો અવાજ આવ્યો.

"ઉઘાળીઓ છે; તમારી મેળે ઉઘાડીને આવો."

"ઘરમાં બીજું કોણ હતું હશે, તે કોણ કરીને સવાલ પૂછતા હશો?" એમ કહેતાં કહેતાં યશોદાદેવી અંદર આવ્યાં.

"તમારે જે કહેવું હોય તે જલદી કહી દેજો. હાં મારે હજી ઘણું લખવું છે." પંડિતજી બોલ્યા.

"પંડિતજી ગાદી પર બેઠા હતા અને બાજઠ પર ખડીઓ કલમ તથા પોથીપાનાં પત્રાં હતાં. પ્રાતઃકાળમાં તેમનો લેખનવ્યવસાય ચાલતો તે વખતે તેમને મળવાની સૌ કોઇને બંધી હતી. તેઓ બારણું બંધ કરીને જ લખતા. બારીમાંથી આવતો પ્રકાશ તેમને માટે બસ હતો. આવા ઝાંખાપાંખા પ્રકાશવાળા ઓરડામાં રહીને લખેલા ગ્રંથો વડે તેમણે જૈન ધર્મ પર અદ્દ્ભુત પ્રકાશ નાંખ્યો હતો. તેમણે પુસ્તકમાંથી નજર ઉપાડી પોતાનાં પત્ની સામે જોયું.

"તમે રાત્રે ક્યાં ગયા હતા?"

"તેનું તમારે શું કામ છે?"

"મારે નહીં ત્યારે બીજા કોને કામ હોય?" યશોદાએ મોં ચઢાવ્યું.

"એક ખાનગી પણ ખાસ અગત્યના કામે ગયો હતો." પંડિતજીએ વાત ન લંબાય એટલા સારૂ ખુલાસો કર્યો. નીચે ત્રિલોકચન્દ્ર કે કોઇ જૈન યુવક આવે તો તેને તત્કાળ મારી પાસે મોકલજો."

પંડિતજી પાછા લેખનવ્યવસાયમાં ગુંથાઇ ગયા. તેઓ મ્હોંએથી ગણુ-ગણુતા હતા તે પરથી લાગતું હતું કે કોઇ કાવ્યગ્રંથ લખવામાં નિમગ્ન બન્યા છે.

"ત્યારે, તમારે મારી સાથે વાત નથી કરવી?"

"કહોને. હું ક્યાં ના કહું છું?" પંડિતજી મીઠાશથી બોલ્યા, પણ તેમની કલમ તો ચાલતી જ હતી. તેમના મ્હોં પર કચવાટ જણાતો હતો, પણ વાણીમાં તે ન દેખાઇ આવે તેની તેઓ ખાસ કાળજી રાખતા હતા.

"પણ, તમે મારી સામે જૂઓ ત્યારે ને."

"લ્યો, આ તમારી સામે જોયું." પંડિતજીએ ઉંચું જોયું.

"આપણા ઘર આસપાસ દરબારી માણસો પહેરો ભરે છે."

આ શબ્દો સાંભળતાં પંડિતજીના અંતઃકરણમાં ધ્રાસ્કો પડ્યો પણ તેમની શાન્ત મુખમુદ્રામાં તેમણે કશો ફેરફાર ન થવા દીધો.



"હશે. તમે પિથ્થલને મારી પાસે મોકલો."

"પણ છે શું તે તો મને કહો?" યશોદાદેવીએ જિજ્ઞાસાથી પુછ્યું.

"કંઈ ગભરાવા જેવું નથી." પંડિતજી શાન્તિ અને મીઠાશભર્યા અવાજે બોલ્યા. આ પત્ની પાસે કંઈ દિલ ખોલ્યું કામ આવે તેમ નહોતું.

"મારાથી છાનું છે?"

"ના, ના, ના. એવું કશું નથી. ગુર્જરેશ્વરને મારા પર કશોક વહેમ આવ્યો જણાય છે, પણ તેની ફિકર નહીં. હું તેમને મળી બધો ખુલાસો કરી દઇશ."

પંડિતજી જાણી ગયા, કે રાત્રિની સભાની કાર્યવાહી ગુર્જરેશ્વર જાણી ગયા છે. 'ગુર્જરેશ્વર તથા રાણી ત્યાં હાજર છે અને પોતે તેને પકડી લેવાનો છે.' એમ ત્રિલોકચન્દ્રે પોતાને કહ્યું હતું તે તેને યાદ આવ્યું અને

હજી સુધી તે પોતાની પાસે ન આવ્યો તેથી તે કદાચ પકડાઈ ગયો હશે એમ પણ તેમણે ધાર્યું.

યશોદાદેવી ઝાઝું બોલ્યાં વિના પંડિતજી સામે જોઇ રહ્યાં.

"પિથ્થલને મોકલો." પંડિતજી બોલ્યા અને તેમણે કલમ ઉપાડી. આવા જીવસટોસટના મામલામાં પણ તેમની શાન્તિ ચલિત ન થઇ. કાવ્ય-પંક્તિઓ એક પછી એક સડસડાટ કરતી પત્રમાં ઉતરવા લાગી.

× × × ×

યશોદાદેવીએ જઇને પિથ્થલને મોકલ્યો. તેણે આવીને પંડિતજીને નમસ્કાર કર્યાં.

પંડિતજીએ ઉંચું જોઈ લગાર સ્મિત કર્યું અને બોલ્યાઃ "આવ, પિથ્થલ! બેસ."

પિથ્થલ પંડિતજી સામે ભોંય પર બેઠો. પંડિતજી એક ક્ષણ તેની સામે તાકી રહ્યા. મનમાં પવિત્ર નવકાર* મંત્રનો જાપ કર્યો અને બોલ્યાઃ "શા નવીન છે?"

"આપણા ઘર આસપાસ પહેરો બેસી ગયો છે."

"તે તો એમણે કહ્યું."

"આપને બપોરે પ્રાણદંડ દેવાશે!"

પંડિતજીની શાન્તિ અચળ હતી.

"તેં ક્યારે જાણ્યું?"

"પાંચ ઘટિકા પહેલાં મને વિજ્જલ કાનમાં કહી ગયો."

"અત્યારે વિજ્જલ ક્યાં છે?"

"દરબારગઢ પર."

"તેણે એ સિવાય કંઈ વધુ કહ્યું?"

"ના. પહેરાના માણસો આવી ગયા હતા તેથી તેમને વહેમ આવે એમ ધારી તે તરત જ ચાલ્યો ગયો."

---

* नमो अरिहन्ताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं नमो लोए सव्व साहूणं. અરિહન્ત ભગવાનને નમસ્કાર. સિદ્ધ ભગવાનને નમસ્કાર. આચાર્ય ભગવાનને નમસ્કાર. ઉપાધ્યાયને નમસ્કાર. આ જગતમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર. સામાયિકનો પ્રથમ મંત્ર. નવકાર એટલે નમસ્કાર.

"તેણે આ વાત બીજા કોઈને કરી છે?"

"હા, કાન્તિચન્દ્રને તેજપાળને ચેતવવા તેને મોકલ્યા છે."

"તેં મને તરત જ કેમ ન કહ્યું?"

"આપનાથી ક્યાં અજાણ્યું છે?" પિથ્થલે પંડિતજીને બે હાથ જોડ્યા.

લોકોમાં 'સર્વજ્ઞ' ગણાવાને પરિણામે પંડિતજીને આવા ઉપયોગી સમાચાર બે કલાક મોડા મળ્યા.

"વારુ, તું સાવધાન છે?" પંડિતજી જરા હસ્યા અને બોલ્યા.

"હાજી. દરવાજામાં મારા પાળીઆ થશે, પછી જ અંદર કોઈ પણ પેસી શકશે." પિથ્થલ બોલ્યો.

"શાબાશ! જિનપ્રભુ તારી રક્ષા કરો."

"આપનો આશીર્વાદ."

"આજે સાંજે તો આમ્રભટ્ટ આવી જશે, તે પાટણમાં પ્રવેશ કરે ત્યાં સુધી અંદર કોઈ પેસવું ન જોઈએ. તું એકલો એટલું બધું કરી શકશે?"

"આપનો આશીર્વાદ છે ને?"

પંડિતજી પિથ્થલ સામે વાત્સલ્યભરી દૃષ્ટિથી જોઈ રહ્યા.

"આમ્રભટ્ટને આ સમાચાર પહોંચાડવાની તું કશી સગવડ કરી શકીશ?"

"જોઈશ. જો કોઈ વગનો સૈનિક ભાળીશ તો મોકલી દઈશ."

"હા, ખાસ વિશ્વાસપાત્ર હોય તો જ; અન્યથા નહીં."

"ઠીક ત્યારે જા. સંભાળજે હો. નકામું તોફાન મચાવીશ નહિ, ન છૂટકે જ તકરારમાં ઉતરવું."

"મને કહેવું ન પડે."

પિથ્થલ પંડિતજીને પ્રણામ કરી ચાલ્યો ગયો.

× × × ×

દરવાજે જઈ તેણે ભોગળ બીડાવી. કચુકામાં મજબૂત સળીઆ મેરવ્યા અને પોતે ઠીકરાનો ભૂકો ઘસી તરવારને આપ આપવા લાગ્યો.

"કેમ પિથ્થલ! શું થયું પછી?" યશોદાદેવીએ પૂછ્યું.

"શું થવાનું હતું તે?"

"તું એમની પાસે ગયો હતો ને?"

"હા. મારૂં માથું ડૂલ થશે ત્યારે કોઇ પણ ગઢમાં પેસી શકશે." પિથ્થલ બોલ્યો.

× × × ×

યશોદાદેવી ચાલ્યાં ગયાં, તેમને વિલાસ પર ખૂબ ક્રોધ ચઢ્યો હતો. એનું સવારમાં મ્હોં જોવાથી જ આ બધું બન્યું, એવી તેમની માન્યતા ખૂબ દૃઢ થઈ ગઈ હતી. તેમનું ચાલત તો વિલાસને બારીએથી હડસેલી મેલત. તેમણે વિલાસને શોધવા માંડી, પણ તે દેખાઇ નહિ. તે અત્યારે પંડિતજી પાસે ગઈ હતી.

"બાપુજી!......" વિલાસે કહ્યું.

"બેન!......" પંડિતજીએ જરા ઉંચે જોઈ વાત્સલ્યભાવથી કહ્યું.

"શું કરીશું?"

"શાનું બેન?"

"આ બધા ધરફરતો પહેરો ભરે છે તેનું."

"તેમાં આપણે શી ચિન્તા દીકરી! તું તારે કામે લાગ."

"બાપુજી! હું કશેય ખપ ન આવું?"

પંડિતજીએ કલમ થંભાવી ઉંચે જોયું: "તું અબળા જાત! તું શા ખપ આવે બેટા?"

"તમે કહેતા હતા ને કે આંબડ મહેતાને આ ખબર જલદી પહોંચાડવાની જરૂર છે?" વિલાસ જરા નજીક આવી અને તેણે ધીરેથી પૂછ્યું.

"હા. કેમ?"

"તો આપ મને મોકલો."

"તું જઇશ?" પંડિતજી હસ્યા અને તેમણે કલમ લઈ લખવા માંડ્યું.

"હાજી." વિલાસે મક્કમતાથી જવાબ આપ્યો.

"જા જા. ગાંડી! તે તારૂં કામ નહિ."

"કદાચને પકડાઈ જઇશ અને કપાઈ મરીશ તો કંઈ મોટી ખોટ જવાની છે અને સફળ થઇશ તો આપને ઘણી મદદ થઈ પડશે."

"મારો જીવ માનતો નથી, જા."

"હું આપને પગે પડીને કહું છું."

"પણ પ્રથમ પહેલાં તો તું ઘર બહાર જ શી રીતે નીકળીશ તે કહે?" પંડિતજીએ વિલાસને ઉદ્દેશીને કહ્યું.

"આપણી પાછલી બાજુના ગઢમાં બારી છે, તેમાંથી નીકળીશ એટલે નહિ પકડાઉં."

"ત્યાં પહેરો નથી?"

"હજી સુધી નથી."

"ભલે ત્યારે," પંડિતજીએ વિલાસની વિનતિ માન્ય રાખતાં કહ્યું: "કોઈ જૈન આ કાર્ય બજાવવા ખુશી માલમ પડે તો તું સાહસ ન કરતી."

ચિઠ્ઠી લઈને વિલાસ રવાના થઈ.

× × × ×

"કેમ, પિથ્થલદેવ! બહુ કામમાં પડી ગયા છો?"

"તમે બૈરાં આખો દહાડો કામ કરો ત્યારે અમારે કોઈક દિવસ તો કામ કરવું ને?" તરવાર પર દૃષ્ટિ રાખીને જ પિથ્થલ બોલ્યો. તેણે ઉંચે ન જોયું.

વિલાસે પિથ્થલની પ્રતિમા અંતરમાં ઉતારી લીધી.

"ઠીક ત્યારે," તે બોલી.

"જશો?" પિથ્થલે વિલાસ સામે જોઈ કહ્યું.

"હા, હવે." વિલાસ ચાલી.

"વિલાસ!" પિથ્થલના અવાજમાં પેલી અવનવી ધ્રુજારી સ્પષ્ટ જણાઈ.

"શું?" વિલાસથી આ વખતે પિથ્થલની અવગણના ન થઈ શકી.

"મારી પાસે આવ."

"કેમ?"

"કામ છે."

"શું કામ છે?"

"અહીં આવ, એટલે કહું."

"પહેલાં કહો."

"મારી એક વિનતિ ન સ્વીકારે." પિથ્થલ કરગરી પડ્યો.

વિલાસ કંઈ બોલી નહિ. તેના હૃદયની સ્થિતિ તે જ જાણતી હતી. તેના હૃદયના ધબકારા એટલા જોરથી થતા હતા, કે તે હમણાં ફાટી પડશે એમ લાગતું હતું.

"તારા હાથે જરાક હોઠ અડકાડી લેવા દે."

વિલાસ કશું ન બોલી.

"તારૂં દિલ કચવાય છે? કંઇ નહિ, જા. માફ કરજે, હો! ભૂલ થઇ ગઈ."

વળી તેણે ઠીંકરાનો ભુકકો લીધો અને તરવાર ઉજાળવા માંડી.

વિલાસ જાણે ત્યાં જ જડાઇ ગઇ હોય તેમ ઉભી હતી. પિથ્થલે તેની સામે ન જોયું.

"પિથ્થલ!..."

"હં." તેણે ઉંચે જોયા વગર કહ્યું.

"હુ જાઉં છું." વિલાસ બોલી. આટલા શબ્દોમાં તો તેણે કંઇ કંઇ કહી નાખ્યું હતું.

"ભલે."

બન્નેની સામે મૃત્યુની વિકરાળ મૂર્તિ નાચી રહી હતી. આ અંતની ઘડીએ હૈયેહૈયાં ચાંપી શીતળતા પામવાની બન્નેની અંતરની અભિલાષા હતી. પરંતુ કોઇ અજાણ્યું, ન સમજાય તેવું બળ તેમને દૂર ધકેલતું હતું.

પિથ્થલે નિઃશ્વાસ મૂકયો તે વિલાસે સાંભળ્યો.

તેની આંખમાંથી બે અશ્રુબિંદુ ખરી તેના ગાલ પર પડ્યાં. તેણે પોતાનો હાથ છાતી પર દાબ્યો.

તે ધીરે પગલે ચાલી નીકળી.

---





# પ્રકરણ ૯ મું
## પંડિતજી પકડાયા

"દરવાજો ખોલો." એક મજબૂત હાથ દરવાજા સાથે અફળાયો અને બૂમ પડી.

"દરવાજો નહિ ઉઘડે." પિથ્થલે વિલાસની મનોહર મૂર્તિના ધ્યાનમાંથી જાગૃત થતાં દરવાજા સામે મિટ માંડી અને કડકાઇથી જવાબ આપ્યો.

"કેમ ભાઇ! દરવાજો નહિ ઉઘડવાનું કંઈ કારણ?"

"પંડિતજીનો હુકમ."

"પણ અમારે પંડિતજીનું જ કામ છે."

"શું કામ છે?"

"તેમને ગુર્જરેશ્વર મળવા બોલાવે છે."

"જઇને કહો કે, અત્યારે તેઓ લેખનવ્યવસાયમાં છે. સાયંકાલે આપની પાસે આવી જશે."

"પણ અત્યારે જ તેમની જરૂર છે."

"અત્યારે તો નહીં જ આવી શકે."

"અરે, પણ ભલા માણસ! તું જઇને પંડિતજીને ખબર તો આપ."

"પંડિતજી ત્રિકાલજ્ઞ છે. તે બધું જાણે છે."

"કોણ પિથ્થલ છે?" બહારથી બીજો અવાજ આવ્યો.

"હા, કેમ?"

"દરવાજા ખોલ. ભા! એમ હઠ કરવો નહિ સારો."

"દરવાજો ઉઘાડવાની વાત સિવાય બીજું જે કહો તે સાંભળું. બાકી એ તો નહિ બને." પિથ્થલ મક્કમ રહ્યો.

"તું આ સારૂં નથી કરતો હો!"

"હું પણ કહું છું, કે સારૂં નથી કરતો."

"મહારાજાની આજ્ઞા પાળવામાં વિઘ્ન નાંખવાનું શું પારણામ આવશે તે સમજે છે?" પેલાએ પિથ્થલને ડરાવવા સવાલ પૂછ્યો.

"તે સમજીને જ હું દરવાજો ખોલવાની ના કહું છું."

"તને પંડિતજીએ શું કહ્યું છે?"

"તેનું તમારે શું કામ છે?"

"ત્યારે તું દરવાજો નહીં જ ખોલ, એમને?"

"હા."

છેલ્લી વાતચીત કરનાર લક્ષ્મણ બારોટ હતો.

"ભાઈઓ! આ મૂર્ખ છોકરો જીદ્દે ભરાયો છે, તે માનવાનો નથી. માટે સુતારને બોલાવો. દરવાજા તોડાવી નાંખાએ."

"પિથ્થલ! સાંભળ્યું?"

"હા, કેમ?"

"કેમ શું? હમણાં બે ઘડીમાં દરવાજો ભોંય પડશે. પછી તું શું કરી શકીશ? એ કરતાં ભલો થઈને માની જા ને?"

"મહેરબાની કરી એ વાત ન કરશો."

પિથ્થલે કેડ બાંધી, તરવાર હાથમાં મજબૂત રીતે પકડી હવામાં વિંઝી અને દરવાજા સામે મોં કરી ઉભો રહ્યો. તેણે આખરી નિર્ણય કરી લીધો હતો.

બહારથી દરવાજાની બારી તોડી નાંખવા માટે ધક્કા લગાવવા માંડ્યા, પણ મજબૂત બારીને તેની ઝાઝી અસર ન થઈ. તેવામાં બે સૈનિકો સુથારનાં હથિયાર લઈ આવ્યા અને બારીને તોડી નાંખવા વાંસલાના ઉપરાછાપરી ઘા કરવા મંડ્યા.

આ હોકારાથી અને દરવાજા તોડવા માટે થતી તૈયારીથી પંડિતજીના ઘરનાં માણસો કંપી ઉઠ્યાં. યશોદાદેવી વારંવાર પંડિતજી પાસે જઈ સમાચાર આપવા લાગ્યાં. પરંતુ કર્મસિદ્ધાન્તમાં અટલ વિશ્વાસવાળા પંડિતજીએ મુદ્દલ શાન્તિ ખોઈ નહિ.

પિથ્થલે ગણત્રી કરી લીધી. તે ઝપાટાબંધ મેડી પર પંડિતજીના ઓરડામાં ગયો. શાન્તિના સાગર પંડિત રામચન્દ્રજીની કલમ કોઈ પણ જાતની વ્યગ્રતા વગર અણુઅટકી ચાલી રહી હતી.

"બાપુજી!"

"બેટા!"

"હમણાં દરવાજો તૂટશે."

"તું તારાથી થાય તેટલું કર." પંડિતજી બોલ્યા અને મનમાં ગણગણ્યા:

शशिदिवाकरयोर्ग्रहपीडनं गजभुजंगमयोरपि बंधनम् ।
मतिमतां च विलोक्य दरिद्रतां विधिरहो बलवानिति मे मतिः ॥
तस्माद् यद् भावि तद् भवतु ।*

પિથ્થને ભોંય પડી પંડિતજીને પ્રણામ કર્યાં, તેમની ચરણરજ લીધી અને પછી ઝપાટાબંધ નીચે ઉતરી આવ્યો. તે દરવાજા પાસે આવીને હજી ઉભો જ રહ્યો ત્યાં તો કડાક દઈને બારી તૂટી અને એક જણે અંદર પેસવા ડોકું આગળ કર્યું. પિથ્થલે તરવાર સોઈ ઝાટકીને ઝીંકી કે તરત ડોકું ધડથી જૂદું. બીજો આવ્યો તેની પણ તે જ વલે થઈ. ત્રીજો આવ્યો તે પણ ઠામ થયો. આ પ્રમાણે પંડિતજીના દરવાજા પાસે પાંચ સૈનિકો ખપી ગયા.

મધ્યાહ્ન થયો હતો. સૂર્ય મધ્યાકાશમાં રહ્યો રહ્યો તેજસ્વી કિરણો ફેંકતો હતો. બારોટે આકાશ સામે જોયું, તે મનમાં મુંઝાયો.

બારોટનો પચ્ચીસ વરસનો જુવાનજોધ પુત્ર પિતાની મુંઝવણ પામી ગયો અને એકદમ આગળ આવ્યો.

"તું નહિ." બારોટ બોલ્યો અને તેના આડી તરવાર ધરી તેને અટકાવ્યો.

હવે તો દરવાજો તૂટે તો જ અંદર જવાય તેવું હતું. એટલે એકી સામટો તે પ્રયત્ન કરવા મંડ્યા.

* દૈવ કંઈ પૃથ્વી પર રહેલાને જ પીડે છે, એમ નથી. તેની સત્તા સર્વ સ્થળે સર્વ કાળમાં એકસરખી ચાલે છે. ચન્દ્ર અને સુરજ જે આકાશમાં રહે છે, તેને પણ ગ્રહની પીડા નડે છે. વળી વનમાં જવાથી પણ ભાવિનિર્માણથી બચી શકાતું નથી, કારણ કે ગજ જે હાથી અને ભુજંગમ જે સર્પ તે પણ બંધન પામે છે. હાથી સૌથી કદાવર અને મજબૂત પ્રાણી છે, અને સર્પ ઝેરી પ્રાણી છે, છતાં તેમની તાકાત કંઈ કામ નથી આવતી. આપણી બુદ્ધિશક્તિથી પણ ભાવિનિર્માણ ફેરવી શકાતું નથી. બુદ્ધિશાળી માણસો પણ અત્યંત ગરીબાઈમાં સબડતા જોવામાં આવે છે. આવાં આવાં દૃષ્ટાંતો જોઈને મારો મત તો દૃઢ થઈ ગયો છે કે, ખરેખર, 'દૈવ જ પ્રબળ છે,' માટે જે થનાર હોય તે થાઓ.

પિથ્થલે, ભયથી કંપી અને નીચેથી ઉપર નાસી જતી દાસીને, ઇશારતથી સમજાવી, મેડી પર જવાની સીડીનું બારણું બંધ કરાવી દીધું.

તેનો શ્વાસ ચઢી ગયો હતો, ક્રોધથી માથું ધમધમતું હતું. તરવારને ટેકે તે ઉભો હતો, તેવામાં કડડડભૂસ કરતો દરવાજો પડ્યો. પિથ્થલ દોડીને પાછો હઠી ગયો, નહીં તો તે કચડાઈ જ ગયો હોત.

દરવાજો તૂટતાં વાર પચ્ચાસેક સશસ્ત્ર માણસો અંદર ધસી આવ્યા. પિથ્થલ હવે મરણીઓ થયો; આમ્રભટ્ટ આવે ત્યાં સુધી પંડિતજીને પકડાવા દેવા નહીં, એ તેનો નિશ્ચય હતો. તેણે નીચલો હોઠ દાંત નીચે દબાવ્યો અને ઉછળીઉછળીને ઘા કરવા માંડ્યા. તે એક હતો, સામે અનેક હતા, પણ તે હિમ્મત હાર્યો નહિ. જોતજોતામાં તેણે સાત આઠ જણને ધરાશાયી કરી દીધા અને અનેકને ઘાયલ કર્યા. તેને સામા ઘાથી બચવાની ઓથ સરસ મળી ગઈ હતી. બારોટ સૈનિકોને શૂર ચઢાવતો હતો.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પિથ્થલની તાકાત ઘટતી ગઈ, ઘા એટલા બધા થયા હતા કે તેની જગાએ બીજો હોત તો ક્યારનો પડ્યો જ હોત. માથામાંથી વહેતું લોહી વારંવાર આંખ પર આવી તેને મુંઝવતું હતું તે વારંવાર લૂંછતો જતો હતો. વારંવાર હાથ બદલતો હતો અને ઘા કરતો હતો.

"બસ." ઉપરથી શાન્ત પણ સત્તાવાહી અવાજ સંભળાયો.

બધાએ ઉંચે જોયું. અવાજ પંડિતજીનો હતો.

"બસ કરો. હું નીચે આવું છું."

"ઓ બાપુજી !......" પિથ્થલે બૂમ પાડી પંડિતજીને નીચે આવતા અટકાવવાને તે બોલવા ગયો પણ બોલી શકાયું નહિ. તેણે 'નવકારાત્મક'* સૂચક હાથ હલાવ્યા અને ભોંય પડ્યો.

પંડિતજી નીચે આવ્યા. તેમની આંખો આંસુથી છલકાતી હતી. "ખસી જાઓ." તેમણે સૈનિકોને આજ્ઞા કરી અને પિથ્થલ પાસે આવ્યા.

"બા...પુ !..." પંડિતજીને જોઈ પિથ્થલ માત્ર આટલું જ બોલી શક્યો. તેનું પ્રાણપંખેરૂં ઉડી ગયું અને ખાલી ખોળીયું પડી રહ્યું.

---

* નમસ્કાર.

"આપને ગુર્જરેશ્વર બોલાવે છે." ધમણની માફક શ્વાસ ખેંચતો બારોટ બોલ્યો.

"હું જાણું છું." પંડિતજીએ શાન્તિથી કહ્યું.

"ચાલો ત્યારે." બારોટ બોલ્યો.

"આની અંત્યેષ્ટિ કર્યા વગર મારાથી ન અવાય."

"નહી આવો તો બાંધીને લઈ જવા પડશે." બારોટ બોલ્યો: આટલે ભોગે તેણે પંડિતજીને પ્રાપ્ત કર્યા હતા. તેમને હવે, ગમે તેવે બહાને, છોડવા તે તૈયાર નહોતો.

"પણ ભાઈ! હું આવવાની ક્યાં ના પાડું છું? આનો અગ્નિસંસ્કાર થશે, પછી આવીશ."

"પંડિતજી! રાજના મામલા છે. બારોટ બિચારો મુશ્કેલીમાં આવી પડશે. આપ ગુર્જરેશ્વર પાસે જઈ આવો. દરમિયાન પિથ્થલને દેન દેવા માટે અમે બધી તૈયારી કરીએ છીએ." એક સૈનિકે કહ્યું.

પંડિતજી ક્ષણમાં પરિસ્થિતિ સમજી ગયા.

"ચાલો. હું આવું છું." તેમણે બારોટ સામે જોઈ કહ્યું અને પેલા ભલા સૈનિક સામે જોઈ કહ્યું: "તમે ઉપર જઈ રડે છે તેમને સમજાવો જરા."

વચ્ચે પંડિતજી અને ફરતા સૈનિકો, એમ આ સરઘસ ચન્દ્રમહાલય તરફ ચાલ્યું.

પાટણમાં સ્મશાનશાન્તિ ફેલાઈ ગઈ હતી. શેરી, રસ્તા, બજાર સર્વ કાંઈ સૂનકાર હતું. રાત્રે જિનશાસનના ઉદ્ધાર અને પ્રચાર માટે મોટી મોટી વાતો કરનારા જૈનો પોતપોતાના ઘરના કોઈ છાના ખૂણામાં લપાઈ ગયા હતા.

"કેમ ત્રિલોકચન્દ્ર! તું મારી પહેલાં પહોંચી ગયો છો?" કારાગારમાં તેજપાળને ભાળી પંડિતજી બોલ્યા અને હસ્યા.

તેજપાળે પંડિતજીને પ્રણામ કર્યા અને તે બોલ્યો: "આપને હસવું આવે છે?"

તેજપાળનો ચહેરો શોકથી ધોળો પૂણી જેવો થઈ ગયો હતો. તેનું તમામ તેજ હણાઈ ગયું હતું. તેના દૃષ્ટિપથમાં નાચતી મૃત્યુની વિકરાળ મૂર્તિ તેને ત્રાસ આપતી હતી.

"ત્યારે શોક શા સારૂ કરવો?" પંડિતજીએ તેજપાળના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં કહ્યું: "શોક કર્યાથી આવ્યાં સંકટ કંઇ અળગાં કરી શકાતાં નથી. દૈવની ગતિ અકળ છે. તેણે જ નિર્માણ કર્યું હોય તે અન્યથા કરવાને કોઈ શક્તિમાન નથી.

महिवीडह सचराचरह जिण सिरि दिहा पाय,
तसु अंत्थमणु दिणेसरह होउत होई चिराय.*



* ઉપરની ગાથાનું સંસ્કૃત:—महीपीठे सचराचरे येन श्रीः दत्ता प्रायः ।
तस्यास्तमनं दिनेश्वरस्य भवितव्यं भवत्येव चिराय ॥

સચરાચર પૃથ્વીની પીઠ ઉપર જેણે પોતાની પ્રતાપરૂપ લક્ષ્મીને ધર્યું કરીને રાખી છે, એવા જે સૂર્ય તે પણ સાયંકાળે અસ્ત પામે છે. (તો પછી અલ્પ શક્તિવાળો પામર મનુષ્ય તે શા વિસાતમાં?) માટે જે પણે કાળે બનવાનું હોય છે, તે જ બન્યાં જાય છે. (રાસમાળા ભા. ૧ લો, પૃષ્ઠ ૨૯૪.)



## પ્રકરણ ૧૦ મું

## પંડિતજીને પ્રાણદંડ અને કુસુમ કરમાયું

सत्यानृता च परुषा प्रियवादिनी च हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
नित्यव्यया प्रचुरनित्यधनागमा च वेश्याङ्गनेव नृपनीतिरनेकरूपा ॥ *

ગુર્જરેશ્વર અજયપાળ અને રાણી પદ્માવતીની પાલખીઓ ચન્દ્ર-
મહાલયમાં આવી. સૈનિકોએ તેમને વિનયપૂર્વક પ્રણામ કર્યા, તે
તેમણે સ્વીકાર્યા.

"કૃષ્ણદેવ ક્યાં છે?" ગુર્જરેશ્વરે પૂછ્યું.

"આ રહ્યો મહારાજ!" કૃષ્ણદેવે આગળ આવી પ્રણામ કર્યા.

"સેનાપતિ! તમે તમારી ફરજ યથાર્થ બજાવી છે." પદ્માવતી બોલી.

કૃષ્ણદેવે તેના કહેવા પર લક્ષ ન આપ્યું.

"મહારાજ! અત્યારે જ બન્ને અપરાધીઓનો ન્યાય ચૂકવવો છે?"

"હા." ગુર્જરેશ્વર બોલ્યા.

"બન્ને અપરાધીઓ હાજર છે."

"કૃષ્ણદેવ! તું હવે ગઢ પર જા. તારી ત્યાં ખાસ આવશ્યકતા છે.
આંબડ મહેતાના લશ્કરને રોકવાની વ્યવસ્થા કરી લીધી છે ને?"

"હા," કૃષ્ણદેવ બોલ્યો. તેણે જીભ લગાડવાની પણ તસ્દી ન લીધી અને
પોતાની જગાએ જ ઊભો રહ્યો.

"કૃષ્ણદેવ! પદ્માવતી ઠીક કહે છે તું ગઢ પર જા અને ત્યાંના
રક્ષણની વ્યવસ્થા કર." ગુર્જરેશ્વર બોલ્યા.

---

* વેશ્યા સ્ત્રીની પેઠે રાજનીતિ પણ અનેક સ્વરૂપ ધારણ કરનારી છે; કોઈ
સમયે સાચી તો કોઈ સમયે જૂઠી; કોઈ સમયે કટુવાદિની, તો કોઈ સમયે પ્રિય-
વાદિની; કોઈ સમયે હિંસક તો કોઈ સમયે દયાળુ; કોઈ સમયે પૈસા પર પ્રીતિવાળી
તો કોઈ સમયે ખૂબ દાન દેનારી; કોઈ સમયે ખૂબ ખર્ચ કરવાવાળી, તો કોઈ
સમયે પુષ્કળ પૈસો પ્રાપ્ત કરનાર, આમ રાજનીતિ વિવિધ વેશ સજે છે.

"જેવો હુકમ." કૃષ્ણદેવ બોલ્યો, નમન કર્યું અને ચાલવા લાગ્યો.

"મહારાજ! એક વિનતિ કરવાની છે." તેણે પાછું વાળી કહ્યું.

"શી?"

કૃષ્ણદેવે ગુર્જરેશ્વરના કાન પાસે આવી કંઇક કહ્યું અને પછી તે મોટેથી બોલ્યો: "મારી વિનતિ ધ્યાનમાં રાખજો."

"તેની ચિન્તા ન રાખતો." ગુર્જરેશ્વર બોલ્યા.

"જે ન્યાય્ય હશે તે થશે." પદ્માવતીએ કહ્યું.

કૃષ્ણદેવ નમન કરી ચાલ્યો ગયો.

× × × ×

"બારોટ!..."

"જી, બા!" બારોટે નજીક આવી કહ્યું.

"પંડિત રામચન્દ્રને અહીં લાવ."

"આજ્ઞા." બારોટ પ્રણામ કરીને ગયો અને થોડી વારમાં પંડિતજીને લઇ આવ્યો. પંડિતજીના મ્હોં પર તેનો તે ઉજાશ અને તેની તે મિઠાસ હતી. શાન્ત ધીરાં પગલાં ભરતા તેઓ ચાલતા હતા.

"પંડિતજી! જય જય." રાણીએ મશ્કરીમાં કહ્યું.

"જય જય." પંડિતજીએ શાન્ત ભાવથી જવાબ આપ્યો.

"મહારાજા તમારા પર રાજદ્રોહનો અને રાજહત્યા માટે ષડ્યંત્ર રચવાનો આરોપ મૂકે છે. તમારે કંઇ કહેવું છે!"

"ના." પંડિતજી બોલ્યા. તેમના અવાજમાં નિશ્ચયાત્મકતા હતી.

"તમને બચાવ કરવાની તક આપવામાં આવે છે."

"બચાવ કરવાથી શું ફળ?" પંડિતજીએ સવાલ કર્યો.

"ત્યારે તમે અપરાધ કબૂલ કરો છો?"

"આપ તેમ માનવાને મુખ્તીઆર છો."

"ત્યારે તમે ગુન્હો નથી કર્યો?"

"હું એ પ્રમાણે કહી શકતો નથી."

"પંડિતજી! તમારા જેવા લબ્ધપ્રતિષ્ઠ જૈન રાજવિરૂદ્ધ આવાં છૂપાં કાવતરાં કરે, એ વાત શરમભરેલી છે."

પંડિતજી કંઇ બોલ્યા નહિ. પદ્માવતીએ આગળ ચલાવ્યું.

"સોલંકીઓના પાયા હજી ઘણા ઊંડા છે. તે એમ હચમચાવ્યા હાલે તેમ નથી. મોતને આરે પહોંચેલો આંબડ મહેતો પાટણમાં મહાજનનું રાજ્ય સ્થાપશે ત્યારે તો સૂર્ય પશ્ચિમમાં ઉગવા માંડશે."

પંડિતજી મૌન જ રહ્યા.

"કદાચ મહાજન સત્તાની સ્થાપના થાત તો આપ એમાં કયો હોદ્દો ગ્રહણ કરત ભલા?" પદ્માવતી બોલી અને પછી તેણે પોતે જ ઉમેર્યું: "મને લાગે છે કે તમે મહા અમાત્ય થયા હોત." અને ક્રૂરતા-ભર્યું હસી.

"જોયું, ગુર્જરેશ્વરને ઉખેડવા જતાં તમો પોતે જ ઉખડી જવા લાગ્યા છો." તે ક્રોધમિશ્રિત સત્તાવાહી સ્વરે બોલી.

"બારોટ! આમને લઈ જા."

બારોટ પંડિતજીને લઈ પેલા ઓરડામાં મૂકી આવ્યો.

× × × ×

"શી શિક્ષા કરીશું?" ગુર્જરેશ્વરે પૂછ્યું.

"તપ્તતામ્રપટ્ટિકા પર બેસાડી જળાવી દેવો."

અજયપાળનું અંતર કંપ્યું.

"આપ શું ધારો છો?" પદ્માવતીએ ગુર્જરેશ્વરને પૂછ્યું અને પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી મહારાજા સામે તાકી રહી.

"મારો અભિપ્રાય જૂદો નથી." મહારાજા બોલ્યા. પદ્માવતી આગળ તેમનું નિર્બળ માનસ કદિ વિરોધના સૂર કાઢી શકતું નહિ.

"ચાલો, અગ્નિ પ્રજ્વલિત કરો." રાણીએ સૈનિકોને સંબોધીને કહ્યું.

બારોટના પુત્રે અગ્નિ પેટાવ્યો.

"પેલી ત્રાંબાની પાટ પડી તેને અગ્નિ પર ગોઠવો." રાણીએ આજ્ઞા કરી. બે ચાર સૈનિકોએ પાટ ઉપાડી અને અગ્નિ પર ગોઠવી. થોડી વારમાં તપીને પાટ વરાળો કાઢવા લાગી.

"બારોટ!..."

"જી, બા!"

"જા પેલા વાણીઆને લઈ આવ."

"આ લાવો." બારોટ પંડિતજીને લાવવા દોડ્યો. તેની પાછળ બીજા બે સૈનિકો ગયા.

"તમે પંડિત આવે કે તરત આ પાટ પર ઝીંકી દેજો. આનાકાની કરે તો તમારી તરવારો તૈયાર રાખજો." તેણે પાસે ઉભેલા સૈનિકોને જોઈ કહ્યું.

બધા કંપી ઉઠ્યા, પરંતુ કોઇની વિરોધ ઉઠાવવાની છાતી ચાલી નહીં.

પદ્માવતીએ આકાશ સામે જોયું, જાણે કોઇને ભેટતી હોય તેમ હાથ ઉંચા કર્યા, હોઠ ફફડાવ્યા. તેનું શરીર કંપવા લાગ્યું, માથાના વાળ ખીલાની માફક ખડા થઇ ગયા, મોઢા પર ભયાનક તેજ પ્રસરી રહ્યું. તે ઘુંટણીએ પડી ભોંય પર મસ્તક અડાડ્યું.

"બેન !......વહાલી......ચન્દ્રકળા......" આટલા શબ્દો તે ધીરેથી બોલી, તેની આંખમાંથી આંસુડાં ચાલ્યાં ગયાં.

"બા ! બા ! પંડિતજી જીભ કરડી મૂઆ."

શ્વાસભેર દોડી આવી બારોટે સમાચાર આપ્યા.

પદ્માવતીએ આંખ ઉઘાડી અને ઉભી થઈ.

"ત્યારે તમ્રતામ્રપટિકા ખાલી ગઈ ?" તે બોલીઃ "જાઓ પેલા છોકરાને ઉઠાવી લાવો." અને ગાજી ઉઠી. તેની આજ્ઞાનો અર્થ તેજપાળને જળાવી દેવાનો હતો.

× × × ×

એ જ વખતે બહાર બૂમરાણ સંભળાયું. બે પાંચ માણસોએ દોડતા આવી સમાચાર આપ્યા. "આંબડ મહેતા આવી પહોંચ્યા છે. તેમને પાટણમાં પેસતા અટકાવી શકાયા નથી. તેઓ આ તરફ ધસી આવે છે."

રાણી સ્તબ્ધ થઇ ગઈ. તેની ગણત્રી પ્રમાણે આંબડ સાયંકાળ પહેલાં આવવાનો ન હોતો. "ત્યારે તે આમ એકાએક કેમ આવી પહોંચ્યો ? તેને અહીંથી કો એ સમાચાર પહોંચાડ્યા કે શું ?" રાણી વિચારવા લાગી.

"મહારાજ ! દોડો. આંબડ મહેતા છેક જ ચન્દ્રમહાલય પાસે આવી પહોંચ્યા છે." બીજા માણસે આવી સમાચાર આપ્યા.

અજયપાળે દાંત ભીંસ્યા, મ્યાનમાંથી તરવાર ખેંચી. અશક્તિ અને જખમોથી ઢગલો થઇ ગયેલું તેનું શરીર તાકાતવાળું બની ગયું. તે દરવાજા તરફ દોડ્યો. તેની પાછળ પદ્માવતી અને સૌ સૈનિકો દોડ્યા.

ગઢના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા હતા અને ફરતી પદ્દણીઓની હાર ફરી વળી હતી.

રાણીએ ગઢ પર ચઢી ગર્જના કરી: "જય સોમનાથ!"

પદ્દણીઓએ તે નાદનો સહસ્રગુણ પ્રત્યુત્તર વાળ્યો: "જય સોમનાથ!"

એ જ વખતે સરસરાટ કરતું એક તીર આવી પદ્માવતીની છાતી આરપાર નીકળી ગયું.

"મહાદેવ!" કરતી રાણી ઉછળી; પાછળ ઉભેલા ગુર્જરેશ્વરે તેના દેહને ઝીલી લીધો. તે જ વખતે એક બીજું તીર સરસરાટ કરતું આવ્યું. ગુર્જરેશ્વર ખસી ગયા. તેમના હાથને જરાક છરકો થયો.

ગુર્જરેશ્વરે પદ્માવતીને ગઢપરથી નીચે લાવી, બગીચામાં આવેલા શિવમંદિરના પડથાર પર સુવાડી, તેના કપાળ પર પાણી છાંટવા માંડ્યું, તથા જખમ મજબૂત રીતે બાંધી દીધો. પદ્માવતી જરા ભાનમાં આવી. તેણે લગાર આંખ ઉઘાડી.

"પદ્માવતી કાકી!"

"શંકર!"

"તમને શું થાય છે?" આંસુભરી આંખે ગુર્જરેશ્વરે પૂછ્યું.

"શંકર...મ...હા...દેવ!" રાણી બોલી.

તેના મોંમાંથી નીચલા શ્લોકના સ્પષ્ટ અસ્પષ્ટ ઉચ્ચારણ થતા હતા:

> ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचन्द्रावतंसं
> रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवरा भीतिहस्तं प्रसन्नम् ।
> पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं
> विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम् ॥

ત્રણ આંચકા આવતાંની સાથે તેના પ્રાણ પ્રયાણ કરી ગયા.

ગુર્જરાધીશ્વર કુમારપાળની રાણી, કાશ્મીરનું કુસુમ, સુંદરતાનો આગાર, વેદવિદ્યાવિશારદ, શૈવધર્મૈકનિષ્ઠ, અજયપાળની પ્રેરણામૂર્તિ, નાયકા-દેવીનું ચૈત્ય અને જૈનાનુશાસનની પ્રખર વિરોધિની રાણી પદ્માવતી કૈલાસવાસી થયાં. તેનું નિશ્ચેતન શબ આંસુ સારતા ગુર્જરેશ્વરના મ્હોં આગળ પડી રહ્યું.

આ અણધારી મદદ આવી પહોંચતાં તે જોસમાં આવી ગયો. ખંભાતીઓની સંખ્યા ઘટવા લાગી, તેઓ પાછા હઠવા લાગ્યા પણ હઠીને જાય ક્યાં ? પાછળથી પણ તરવારોના ઝટકા અને બાણોનો વરસાદ વરસતો હતો.

આમ્રભટ્ટે નિર્ણય કરી લીધો કે, આ સંગ્રામમાં નિશ્ચય મૃત્યુ છે. આવું વીરમૃત્યુ પ્રાપ્ત થશે, એ વિચારથી તેના મનમાં આનંદ થયો.

તેના કાન પાસે આવીને એક સૈનિકે કહ્યું: "નવી આવેલી ફોજ ગુર્જરેશ્વર અજયપાળની પોતાની છે અને તે મહારાજા પોતે લઈને આવ્યા છે."

આમ્રભટ્ટને થયું કે, 'મરવું તો અજયપાળને મારીને, કે જેથી સારા જૈન જગતમાં નામના રહી જાય.'

પટ્ટણીઓ પારખી ગયા કે આ અણીની મદદ લઈ આવનાર પોતાના અન્નદાતા પોતે છે. એટલે તેઓ જીવ ઉપર આવીને લડવા મંડ્યા. થોડે થોડે ખંભાતીઓ તો માત્ર ગણ્યાગાંઠ્યા જ રહ્યા. ફરી બૂમ પડી 'જય સોમનાથ !' "ગુર્જરેશ્વર અજયપાળનો જય !"

આમ્રભટ્ટે પોતાનો ઘોડો વાળ્યો અને તે અવાજ તરફ ધસ્યો. તેની વૃદ્ધાવસ્થાને લીધે ઝાંખી પડી ગયેલી આંખે ગુર્જરેશ્વરને ઓળખતાં વાર લાગી. પરંતુ મહારાજ અજયપાળે તેને ક્ષણમાં પિછાની લીધો.

તેમણે પડકારો કર્યો: "કોણ, નિમકહરામી વાણીઓ આંબડ ! ઉભો રહે, લુણહરામી ! તને સોલંકીઓની શૂરવીરતા બતાવું."

આ અપમાનકારક શબ્દોથી આમ્રભટ્ટનું લોહી ઉછળ્યું. તેણે લોહીથી સહસ્ર વાર ધોવાયલી પોતાની તરવાર ઉગામી અને ઘોડાને એડી મારી. એવામાં પાછળથી પડેલા તરવારના એક જ ઝટકે તેનો હાથ મૂળમાંથી કપાઈને તરવાર સોતો ભોંય પડ્યો. તેણે ડાબે હાથે બીજી તરવાર ખેંચી અને ઝીંકી. ચપળ ગુર્જરેશ્વરે પોતાનો ઘોડો પાછો લીધો. તેથી તેઓ એ ઝટકાથી બચી ગયા, પણ ઘોડાનું ડોકું વઢાઈ ગયું. પછી ગુર્જરેશ્વરે ઉછળીને પોતાની તરવારનો ફટકો લગાવ્યો કે આમ્રભટ્ટનું ડોકું ધડથી જૂદું થઈ નીચે પડ્યું.

પટ્ટણીઓએ ગગનભેદી ગર્જના કરી. "ગુર્જરેશ્વરનો જય" બોલાવ્યો. અને ઘૂમી ઘૂમીને આમ્રભટ્ટના રહ્યા સહ્યા યોદ્ધાઓની કતલ કરી.

આ પ્રમાણે ગુર્જરેશ્વર કુમારપાળના મહામંત્રી ઉદયનનો સુપુત્ર આમ્ર-ભટ્ટ રણક્ષેત્રમાં વીરગતિ પામ્યો. તે જતાં કવિઓએ કહ્યું:

भवं भट्टैर्भाव्यं वरमपि च खिन्नैर्धनकृते, वरं वेश्याचार्यैर्वरमपि महाकूटनिपुणैः ।
दिवं याते दैवादुदयनसुते दानजलधौ, न विद्वद्भिर्भाव्यं कथमपि बुधैर्भूमिवलये ॥

આ ભૂમિતલને વિષે ભટ્ટ થઇને ભીખ માગી ખાવી તે ઉત્તમ છે, ધનને માટે કુકર્મી થવું ઉત્તમ છે, દ્રવ્યપ્રાપ્તિ માટે વેશ્યાના આચાર્ય થવું, એ પણ ઉત્તમ છે; તેમ જ કૂડાં કર્મ કરવામાં નિપુણ થઇને નિર્વાહ ચલાવવો એ પણ ઉત્તમ છે. પરંતુ ઉદયનનો પુત્ર જે દાનના સમુદ્ર તુલ્ય હતો, તે સ્વર્ગે સંચરતાં બુદ્ધિશાળી પુરૂષે વિદ્વાન્ થવામાં કાંઇ માલ નથી રહ્યો. કારણ કે, વિદ્વત્તાની પૂજ કરનાર એના જેવો હવે કોઇ રહ્યો નથી.

ગુર્જરેશ્વર અજયપાળ મહારાજાએ ચન્દ્રમહાલયના દરવાજા ખોલી નાંખવાની આજ્ઞા ફરમાવી અને મૃત્યુ પામેલા યોદ્ધાઓને અગ્નિદાહ દેવાની ગોઠવણ કરી, પોતે મહાલયમાં આવ્યા.

આખા ગામમાં આમ્રભટ્ટ અને રાણી પદ્માવતીના મૃત્યુના સમાચાર ફેલાઇ ગયા.

× × × ×

તે દિવસે રાત્રિના અંધકારમાં વિચિત્ર પડછાયા પાડતી બે ચિતાઓ ભડભડ બળતી હતી અને સ્વજનોથી વિંટળાયલા ગુર્જરેશ્વર આંસુ સારતા ઉભા હતા.

એક ચિતા હતી મહારાજા અજયપાળની પ્રેરણામૂર્તિ, કાશ્મીરના કુસુમરૂપ રાણી પદ્માવતીની અને બીજી ચિતા તેમના સ્વામીભક્ત સેવક સેનાપતિ કૃષ્ણદેવની. જેણે આંબડનો હાથ વાઢી નાંખી છેલ્લી છેલ્લી વારે મહારાજાનું રક્ષણ કર્યું હતું. હજારો જખમોથી ચારણી જેવા થઇ ગયેલા તેના દેહને છોડી પ્રાણ સ્વર્ગે સિધાવ્યો હતો.



# પ્રકરણ ૧૨ મું

## ગુર્જરેશ્વરનો ઘાત

"કેમ વિજ્જલદેવજી! ઓળખાણ પડે છે?" રાજગઢની દેવડી પર બેઠેલા વિજ્જલદેવ પાસે આવી એક કુમળા જુવાને પ્રશ્ન પૂછ્યો.

"ના. કોણ? આપણે આગળ મળેલા?" વિજ્જલદેવ આશ્ચર્ય પામીને બોલ્યો અને પેલા જુવાનને ધારી ધારીને નિરખવા લાગ્યો.

"આમ આવો. ઓળખાણ પાડું." જુવાન બોલ્યો અને દેવડીના ખૂણામાં બળતા દીવા પાસે જઈ ઉભો. વિજ્જલદેવ તેની પાછળ ગયો. તેનું મગજ આ જુવાનને ઓળખવામાં ગુંચવાઇ ગયું હતું.

"કોણ વિલાસવતી?" એકદમ ઓળખી જતાં વિજ્જલ બોલ્યો.

"ચૂપ." વિલાસે નાક પર તર્જની મૂકી કહ્યું: "હા. મને ઓળખી તો ખરી." અને તે ધીમેથી કહેવા લાગી: "બધા શમશાને ગયા હશે ખરું?"

વિજ્જલદેવે ડોકું હલાવી હા કહી.

"અહીં કોણ કોણ છે?"

"કેમ?"

"મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે."

"અહીં આ ઓરડીમાં આવો." વિજ્જલદેવની પાછળ પાછળ વિલાસ ઓરડીમાં ગઈ.

વિજ્જલદેવે દીવો પ્રકટાવ્યો અને ઓરડીની સાંકળ ચઢાવી.

"હવે તમારે જે કહેવું હોય તે નિરાંતે કહો."

"મને થયું કે વિજ્જલદેવજીને અભિનંદન આપી આવું."

"શા ખુશ ખબર?"

"તમારા નાના ભાઈ પિથ્થલના મૃત્યુ બાબત."

"વિલાસવતી! એ શું ખુશ ખબર છે? તમે મને મ્હેણું મારો છો કે મારું અપમાન કરો છો? મારા ભાઇના મૃત્યુથી મારા અંતરમાં કેવી લ્હાય બળે છે તે તમને શી ખબર?"

"હું તમારૂં અપમાન કરવા ચાહતી નથી. તેમ જ તમને મ્હેણું મારવાની પણ મારી ઇચ્છા નથી. હું તો જે સાચી વાત છે તે કહું છું. તમને જો તમારા ભાઇ માટે સ્હેજે લાગણી હોય તો જેના પાપે ભાઈ જેવો ભાઈ મૂઓ તેની નોકરી કરવી શે ગમે?"

"તમે ગુર્જરેશ્વર માટે બોલો છો?"

"હા." વિલાસવતી મક્કમ થઇ બોલી.

વિર્જલદેવ ચૂપ રહ્યો.

"વેર લેવાની તો તમારામાં હિમ્મત ન હોય તે સમજી શકાય. પણ તમે તેમની નોકરી કરો છો, એ તો અસહ્ય છે."

"ત્યારે મારે ગુર્જરેશ્વરની સેવા છોડી દેવી?"

"મને શું પૂછો છો. પૂછો તમારા અંતઃકરણને."

"પેઢીઓ થયાં અમારો વંશ ગુર્જરેશ્વરની દરવાનગિરી કરતો આવે છે."

"તે હશે."

"એ સેવા એમ સહેજમાં છોડી દેવાય?"

"અરે, ભલા માણસ! તમારા ભાઇ જેવા ભાઇને મરાવી નાંખ્યો, એ શું સહજ વાત છે? તમારી નસોમાં સાચા ક્ષત્રિયનું લોહી વહેતું હોત તો તમે ક્યારનુંય વેર લીધું હોત."

"ચાલો હું ગુર્જરેશ્વરની સેવા છોડી દઉં છું."

"કયે દિવસે?"

"કાલ."

"નહીં. આજ ક્ષણે."

"ભલે."

"જાઓ ત્યારે. તમારે બદલે હું અહીં દેવડીએ બેઠી છું."

"કેમ 'વારૂ?"

"તમારા જેવા બાયલા તો ભાઈનું વેર લઈ શકે તેમ નથી, પણ મારે કંઇ લીધા વિના ચાલશે?"

"મારૂં અપમાન કરો છો?" રોષભર્યા સ્વરે વિર્જલદેવ બોલ્યો.

"નામર્દનું સહુ કોઇ અપમાન કરે." અવિચળ ભાવથી વિલાસે કહ્યું.

"હું નામર્દ ?!" વિજ્જલદેવે દાંત કચકચાવ્યા. તેનો હાથ તરવાર પર ગયો: "મને નામર્દ કહેનારનું ડોકું ધડથી જૂદું કરીશ."

"મરેલાંને મારવામાં બહાદુરી નથી." વિલાસ બોલી અને તેણે પેટમાં ખોસેલી તરવાર વિજ્જલદેવને બતાવી. વિજ્જલદેવ ચમક્યો. તે બે ડગલાં પાછળ હઠી ગયો: "બહાદુરી હોય તો અજયપાળનો ઘાત કરી વૈર વાળો. નહીં તો તે કામ મને સોંપો."

"તમે તે દેવી છો કે ડાકણ ?"

"બન્ને." વિલાસવતી બોલી: "પ્રથમ હું સામાન્ય મનુષ્ય સ્ત્રી હતી. પંડિત પરની આફતે મને દેવી બનાવી. અનેક સંકટો વેઠી આમ્રભટ્ટ પાસે પહોંચી, તેમને ઉતાવળે પાટણ લઇ આવી. અને કૃષ્ણદેવની ગફલતનો લાભ લઈ ખંભાતનું લશ્કર પાટણમાં પેસાડ્યું. પરંતુ પાટણમાં આવતાં વહાલા પિથ્થલ તથા પૂજ્ય પંડિતજીના મૃત્યુસમાચાર સાંભળી હું ડાકણ બની; જૈન અને બ્રાહ્મણધર્મીઓ વચ્ચેના ઝગડા પેદા કરનાર રાણી પદ્માવતીને મરાવી નાંખી. પરંતુ દુર્ભાગ્યે આંબડ મહેતો મરાયા. તેનું સૈન્ય કપાઈ ગયું. હવે પિથ્થલના ઘાતકો મહાલશે અને આપણે ઉન્હા નીસાસા નાંખી નાંખીને જીવન વિતાવશું ? એ કદિ બનવાનું નથી. જ્યાં પિથ્થલ ત્યાં આપણે !" બોલતાં બોલતાં વિલાસવતીને શ્વાસ ચઢી ગયો.

થોડી વાર થાક ખાઇને તે ફરી બોલી: "નહીં નહીં, ભૂલી આપણે નહીં, હું. તમારી તરવાર મને આપો અને પિથ્થલનું વેર વાળવાની મને સગવડ આપો."

વિજ્જલદેવ આ સ્ત્રી સામે જોઈ રહ્યો. તેણે આવી અદ્‌ભુત સ્ત્રી હજી કદિ ભાળી ન હોતી.

"તમારે ને પિથ્થલને લાગડું (છાના વ્યભિચાર માટે વપરાતો લોકશબ્દ) હતું તે તો હું જાણતો હતો. તેથી જ જ્યારે જ્યારે પિથ્થલ આગળ તેના લગ્ન સંબંધી વાત કરવામાં આવતી ત્યારે ત્યારે તે ઉશ્કેરાઈ જતો અને ખસીને ના પાડતો. પરંતુ તમે આવાં અદ્‌ભુત છો તેની મને ખબર ન હોતી."

વિલાસવતીને 'લાગડું' શબ્દ સાંભળી કંપારી છૂટી. તેમના પવિત્ર પ્યારની કિંમત આંકવાનું આ પામર પ્રાણી માટે અશક્ય હતું.

"વિર્જલદેવ! બીજી વાત જવા દો. ઝાઝી વાતે ગાડાં ભરાય. તમે શું કહો છો?"

વિર્જલદેવને આ બહાદુર સ્ત્રી આગળ નમાલા ગણાવાની શરમ આવી. તેણે કહ્યું: "મારા ભાઈનું વેર લીધા વિના હું કદિ શાન્ત થવાનો નથી."

"દૃઢતાથી કહો છો?" વિલાસવતીએ પૂછ્યું.

"હા. દૃઢતાથી."

"ત્યારે મારી એક યાચના સાંભળો."

"શી?"

"મને જ્યાં પિથ્થલને અગ્નિદાહ દીધો હોય ત્યાં જ બાળજો."

× × × ×

તેવામાં ડાઘુઓના રૂદનનો અવાજ સંભળાયો.



વિર્જલદેવ સાંકળ ખોલી બહાર આવ્યો. તેણે દીવો પામતો કર્યો. કટાર સંભાળી અને ઓટલાની કોર પાસે બેઠો. માણસો દેવડી પાસેથી પસાર થવા લાગ્યા. તે ગુર્જરેશ્વરની રાહ જોતો હતો.

સામાન્ય રીતે ગાદીપતિ સ્મશાને આભડવા ન જતા. પરંતુ પદ્માવતી ઉપરનો ગુર્જરેશ્વરનો ભાવ જોતાં તે આ મર્યાદા પાળે તે અશક્ય હતું. તેથી રાજપુરોહિતે તેમને સાથે આવવા સંમતિ આપી હતી.

તેમનું માથું ખુલ્લું હતું. શરીર પર એક પણ વસ્ત્ર પહેર્યું ન હોતું: એક ધોળી પછેડીનું આડસોડીયું વાળ્યું હતું. પગ ઉઘાડા હતા. જેવા ગુર્જરેશ્વર પેલી ઠોરણ પાસેથી પસાર થયા કે વિજ્જલદેવ ઉછળ્યો. તેણે ગુર્જરેશ્વરની વિશાળ છાતીમાં કટાર ભોંકી દીધી. માણસો પાછા હઠી ગયા. ગુર્જરેશ્વર ભોંય પડી ગયા. બધા ડાધુ નિઃશસ્ત્ર હતા.

તે જ ક્ષણે દેવડીની ઓરડીમાં એક કીકીઆરી સંભળાઈ. માણસો ડર્યાં. તેમને લાગ્યું કે ઓરડીમાં બીજા સશસ્ત્ર સૈનિકો ભરાયા છે. દોડાદોડી થવા લાગી.

એ વખતે એક યુવાન ત્યાં આવી પહોંચ્યો. તેના હાથમાં તરવાર હતી. તે તેણે વિજ્જલદેવને ઝાપટી. એક ઘા ને બે કકડા. તેવામાં તો મહાલયમાંથી હથિયાર લઈ બીજા માણસો પણ દોડી આવ્યા અને વિજ્જલદેવના મૃતશરીરના ટુકડે ટુકડા ઉડાવી દીધા.

આમ ખરે વખતે આવી પહોંચી, વિજ્જલદેવને ઠાર કરનાર યુવક તરફ બધા જોઇ રહ્યા.

તેવામાં ડાધુઓમાંથી એક જણ બોલી ઉઠ્યો: "અમરસિંહ!"

---

## પ્રકરણ ૧૩ મું

### અમરસિંહ ક્યાં હતો?

ગુર્જરેશ્વરના ઘાતથી સારાયે પાટણ શહેરમાં હાહાકાર મચી રહ્યો. સંકુચિત દૃષ્ટિવાળા, ગુજરાતને જૈનમય જોવાની અભિલાષાવાળા, ધર્માંધ જૈનો મનમાં પ્રસન્ન થયા. જૈનાચાર્યો પ્રકટપણે કહેવા લાગ્યા કે:—

त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिःपक्षैस्त्रिभिर्दिनैः।
अत्युत्कटैः पुण्यपापैरिहैव फलमश्नुते ॥*

---

* ત્રણ વર્ષે ત્રણ માસે, ત્રણ પક્ષે કે પછી ત્રણ વાસે;
પુણ્ય પાપ અતિશયનાં, ફળ નિશ્ચય તો અહિં મળી જાશે.
રણછોડભાઇકૃત હિતોપદેશભાષાંતર.

મહારાણી નાયકાદેવી પીએર ગયાં હતાં. સેનાધિપતિ ભીમદેવ પણ તેની સાથે ગયા હતા. સેનાપતિ કૃષ્ણદેવ સ્વર્ગવાસી થયા હતા. ભાયાતોમાં ફાટફૂટ હતી. આ તકનો લાભ લઈ મહાજનની સત્તા જમાવવાની ઇચ્છા-વાળો પક્ષ મજબૂત થવા લાગ્યો. જ્યારે બીજા પક્ષે તેનો વિરોધ કર્યો.

આ બીજા પક્ષનો નાયક અમરસિંહ હતો. તેનો પક્ષ ધર્માંધ જૈનોના પક્ષ કરતાં બળવાન હતો અને સંખ્યાની દૃષ્ટિએ પણ તે પક્ષ મોટો હતો. તેમ જ બ્રાહ્મણધર્માવલંબીઓનો પણ તેને ટેકો હતો. આ પક્ષનું કહેવું એવું હતું કે, મહાજન સત્તા સ્થપાવાથી ગુજરાતમાં શાન્તિ સ્થપાવાની નથી, કારણ કે તે સત્તાને જૈનેતર પ્રજા કદિ કબૂલ નહીં રાખે અને તે પ્રજાની સંખ્યા જૈન કરતાં હમ્મેશાં વધુ હોવાની. જેને પરિણામે ઠામઠામ ઝઘડાઓ ઊઠવાના, બંડ થવાનાં. અત્યારે પરસ્પરના વિખવાદથી છૂટા છવાયા થઇ ગએલા સામંતો અને મંડલેશ્વરો એકત્ર થવાના અને મહાજન સત્તાને જમીનદોસ્ત કરી નાંખવાના. જૈનો પ્રતર પ્રજાની સહાનુભૂતિ ખોઈ બેસવાના અને તેને પરિણામે જૈનો તથા જૈનેતર લોકો વચ્ચે લડાઇનો દાવાનળ સળગતો જ રહેવાનો.

વળી આ પક્ષ એવી પણ દલીલ કરતો હતો કે, ગાદીના વારસદાર કુમાર મૂળરાજ વિદ્યમાન છે. તેના પછી ગાદીના નજીકના વારસદાર ભીમદેવ હયાત છે. આ રાજકુટુંબને આથી અન્યાય થવાનો. તેઓ કદાચ એકલે હાથે સામનો કરવાને અશક્ત નીવડે તો પાડોશી રાજાની મદદ માગવાના અને તેમ થાય તો ગુજરાત પોતાનું વ્યક્તિત્વ ખોઈ બેસવાનું.

ગુજરાતમાં પરદેશીનો પગપેસારો સહન કરવાને એક પણ ગુજરાતી તૈયાર ન હોતો. આ પક્ષની માન્યતા પ્રમાણે હાલ તુરત ભીમદેવ પાટણની ગાદીએ બેસે અને તેમના પછી ગાદીનો હક્ક મૂળરાજને રહે.

બન્ને પક્ષમાં બીજા પક્ષને વિજય મળ્યો.

પાટણથી લશ્કરની એક ટુકડી લઇ અમરસિંહ રાજકુટુંબને લેવા નાયકાદેવીને પીએર જવા નીકળ્યો. રાણી પદ્માવતી અને ગુર્જરેશ્વરના અવસાનના સમાચાર આ પહેલાં જ તેમને (નાયકાદેવી અને ભીમદેવને) મોકલાઇ ગયા હતા.

હવે અમરસિંહ પાટણમાં આટલું બધું ધાંધળ થયું ત્યાં સુધી ક્યાં હતો અને છેલ્લે આમ એકાએક કેમ પ્રકટ થયો તે જોઈએ.

× × × ×

પાટણ છોડતી વખતે નાયકાદેવી તથા ભીમદેવે તેને પોતાની પાસે બોલાવી જૈન અને જૈનેતરના ઝગડા ન થવા પામે તે માટે સજગ (જાગૃત) રહેવા સૂચના આપી હતી અને પાટણમાં બનતા દરેક બનાવના વિગત-વાર સમાચાર મોકલતા રહેવા ભલામણ કરી હતી.

મહારાણીએ પાટણ છોડયું તે જ રાત્રે જૈનોની ગુપ્ત સભા ભરાઈ. અમરસિંહ આ વાતથી અજ્ઞાત ન હોતો. તેનો મિત્ર તેજપાળ આ સભા મેળવવામાં મુખ્ય કાર્યકર હતો. પંડિત રામચન્દ્રજીનો તેમાં પ્રમુખ ભાગ હતો.

અમરસિંહે તેજપાળને સમજાવ્યું, કે જૈન અને જૈનેતર વચ્ચેના ઝઘડાઓ જીવંત રાખવામાં નથી જૈનોનું કલ્યાણ કે નથી ગુજરાતનું કલ્યાણ. પરંતુ તેજપાળ માન્યો નહિ. તેણે કહ્યું કે, " રાણી પદ્માવતી જૈનદ્વેષ કરે અને ગુર્જરેશ્વર એને અનુમોદન આપે તો પછી આપણે બ્રાહ્મણધર્મનો વિદ્વેષ કરવો અને તેની સત્તા તોડી પાડવા માટે સર્વ પ્રયત્નો કરી લેવા, એ એક ચુસ્ત જૈન તરીકેની આપણી ફરજ છે. હા. મહારાજા રાણી પદ્માવતીને કાશ્મીર મોકલી આપે અને જૈનોનો વિરોધ કરવો છોડી દે, તો હું મહામંત્રી કપર્દીના ઘાતનું વેર લેવાનું મૂકી દેવા તૈયાર છું. તમે તેમ કરી શકો તેમ છો." પરંતુ પદ્માવતીને કાશ્મીર કાઢવી તે અમરસિંહના હાથની વાત ન હોતી. ઉલટું ગુર્જરેશ્વર પાસે એવી વાત કરવી તે સુદ્ધાંત જીંદગીને જોખમમાં નાંખનાર હતું, એટલે તે મુંઝાયો.

રાત્રે સભા ભરાઈ ત્યારે તે દેખરેખ રાખવા ગયો. પરંતુ આગલી રાતનો અખંડ ઉજાગરો હોવાથી તેની આંખ મળી ગઈ. રાણી પદ્માવતીને આ ગુપ્ત સભાના સમાચાર તેના ગુપ્તચર મારફત મળ્યા હતા. તેથી ગુર્જરેશ્વરને લઈ તે પોતે પણ તે સભામાં થતું કામકાજ જોવા જાણવા આવી હતી. પકડાઈ ન જવાય એટલા માટે તેઓ જે ઓરડીમાં અમર-સિંહ સૂતો હતો તે ઓરડીમાં જ આવ્યાં અને કોણ સૂતું છે તેની તપાસ ન કરતાં તેને બેભાન કરવાની દવા સુંઘાડી બાંધી મુકયો.

બીજે દિવસે બપોરે તેને ઘેન ઉતર્યું. તેણે છૂટવાને માટે પ્રયત્ન કરી જોયા. પણ બંધન સખ્ત હતું અને હાથ પાછળ બાંધેલા હતા. તેણે બૂમો પાડી, પરંતુ આસપાસ વસતી નહીં હોવાથી તેની બૂમો કોણ સાંભળે. છેક સાંજે તેણે ત્યાંથી પસાર થતા કોઈ માણસનો પગરવ સાંભળી બૂમ પાડી અને પોતાને છોડવા હાકલ કરી. પેલો માણસ ત્યાં આવ્યો. તેણે અમરસિંહને ઓળખ્યો અને બંધનમુક્ત કર્યો.

આ માણસ તે એક ખંભાતી યોદ્ધો હતો. તેણે અમરસિંહને આત્રભટ્ટના મરણના સમાચાર આપ્યા.

છૂટીને તે રાજગઢ આવવા નીકળ્યો ત્યાં રસ્તામાં તેને ખબર મળ્યા કે, પંડિત રામચન્દ્રજીનો ઘાત કરવામાં આવ્યો હતો અને રાણી પદ્માવતી પણ મરણ પામ્યાં છે.

કાકીનું મરણ સાંભળી તેને કંઈ ખાસ શોક ન થયો. તેણે પોતાના ઘરનો રસ્તો લીધો. કારણ કે ત્યાં પોતાની હયાતી બતાવવાની પ્રથમ જરૂર હતી.

પોતાનાં માતપિતાને મળીને તથા પત્નીને આશ્વાસન આપીને તે જેવો આવ્યો હતો તેવે જ વેશે રાજગઢ આવ્યો. ત્યાં આગળ શું બન્યું તે તો આપણે જાણીએ છીએ.



## પ્રકરણ ૧૪ મું
## સ્વામી કરતાં સેવક બનવાની ઉત્સુકતા

**રા**જરીત એવી છે, કે નવા રાજાને તિલક થયા પછી મરનાર રાજાનું શબ અગ્નિદાહ પામે. *ગુર્જરેશ્વર અજયપાળનું શબ સાચવીને રાખવામાં આવ્યું. તે દરમિયાન મહારાણી અને ભીમદેવ આવી પહોંચ્યાં. મૂળરાજને રાજતિલક કર્યું, નાયકાદેવીને પગે પડી, ભીમદેવે તેને સતી થતી અટકાવી.

× × × × ×

આ બનાવ બન્યા પછી કેટલેક દિવસે ભીમદેવ પોતાના મહાલયની અગાશીમાં બેઠો હતો. આખી અગાશીમાં પથરાએલું ચન્દ્રનું ઉજળું તેજ બિછાવેલી ધોળી ચાદર જેવું દીસતું હતું. ભીમદેવ કંઈક ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હોય એમ જણાતું હતું.

લીલાદેવી ઉપર આવી. તેણે પોતાના સ્વામીને વિચારનિદ્રામાં પડેલો જોયો. તે ધીમે પગલે નજીક આવી અને તેની લગોલગ બેઠી.

"લીલા!..." ભીમદેવના અવાજમાં ખિન્નતા હતી.

"હું."

"નીચે જા."

"કેમ?" લીલાદેવીએ ભીમદેવ સામે આંખો ચગાવી પૂછ્યું.

"મને એકલો પડવા દે."

"અત્યાર સુધી એકલા જ હતાને! એમ એકલા પડ્યા પડ્યા વિચારો કર્યાં કરશો તો ગાંડા થઈ જવાશે." લીલા બોલી અને ભીમદેવની છેક જ નજીક આવી. ભીમદેવનો હાથ પોતાના હાથમાં લીધો અને તેની સામે જોઈ રહી.

"લીલા! મૃત્યુ એ શું હશે?"

* The king is dead; long live the king.

"જે હોય તે ! તેનું અત્યારે શું કામ છે?"

"ના, ના. પણ કહે તો ખરી." ભીમદેવ બોલ્યો. લીલાદેવી તેની આંખો સામે જોઇ રહી. તેમાં ગાંડપણ આછું અધુરૂં વ્યક્ત થતું હતું. લીલાદેવી ડરી અને નીચે જોઈ ગઈ.

"મને ખબર નથી."

"તને ખબર નથી?"

"ના; ભલા થઇને એ વાતો જવા દોને! મને ડર લાગે છે."

"ગાંડી! વહેલા મોડું દરેક માણસને જેને અધીન થવાનું છે, તેનું સ્વરૂપ સમજી રાખ્યું હોય તો સમય આવે કામ આવે."

લીલાદેવીએ બે કાન આડા હાથ દીધા. તેનાથી આ અમંગળ વાણી સાંભળી શકાઈ નહિ. તેની આંખોમાં આંસુ આવ્યાં.

"તું રડે છે?"

"તમે એવું એવું બોલો, પછી રડવું ન આવે?"

"હવે તને માઠું લાગે એવું નહીં કહું."

વળી ભીમદેવ વિચારમાં પડી ગયો.

"લીલા!..."

"હં."

"માણસ અમર ન બની શકે?"

જેમ માતા બાળકને ખોળામાં લે તેમ લીલાદેવીએ ભીમદેવને પોતાના ભણી ખેંચ્યા અને તેના અર્ધા શરીરને પોતાના ખોળામાં લીધું અને બોલીઃ "મારી દયા નથી આવતી?"

"કેમ?"

"તમે આવા આવા વિચારો કરો છો, તેથી મારૂં કાળજું બળી જાય છે."

"દેવી! મને એ વિચાર નિરંતર આવ્યાં કરે છે, કે માણસ અમર ન થઈ શકે?" દેવીની મના છતાં ભીમદેવે પાછો તે જ સવાલ પૂછ્યો.

"થઈ શકે. જરૂર થઇ શકે." અવાજ આવ્યો.

"કોણ? અમરસિંહ?"

"હા."

"આવું ?"

"હા."

લીલાદેવી ઝટપટ બેઠી થઈ ગઈ અને કપડાં ઠીકઠાક કરી એકતરફ જઈ ઉભી. અમરસિંહ ઉપર આવ્યો અને ભીમદેવ પાસે બેઠો.

"લીલાદેવી ! માફ કરજો. મેં તમારા એકાંતમાં વિઘ્ન નાખ્યું." એક બાજુ ઉભેલી લીલાદેવીને જોઇ અમરસિંહ બોલ્યો. લીલાદેવીને એટલી શરમ થઇ કે આ ચાંદનીના ઉજાશમાં પણ તેના મ્હોંની રતાશ સ્પષ્ટ દેખાતી હતી. તે કંઇ બોલી નહિ.

"શું તમે પતિપત્ની તત્ત્વજ્ઞાનના ગહન પ્રશ્નોની ચર્ચા કરતાં હતાં ?" અમરસિંહે સવાલ કર્યો: "દેવી ! ઉભાં ક્યાં સુધી રહેશો ? બેસોને !" તેણે લીલાદેવીને સંબોધીને કહ્યું.

"હું નીચે જાઉં." લીલા બોલી અને જવા લાગી.

"અહીં બેસને." ભીમદેવ બોલ્યો.

લીલાદેવી પાછી વળી અને એક બાજુ બેઠી.

"અહીં આવ." ભીમદેવ બોલ્યો અને બેસવાની જગા બતાવી. લીલાદેવી ત્યાં આવીને બેઠી.

"અમરસિંહ ! કહે શા સમાચાર છે ?"

"હું અમર શી રીતે થવાય, તે બતાવવા આવ્યો છું."

"કહે ત્યારે."

"यस्य कीर्तिः स जीवति."

"એમ અગડં બગડં નહીં. અમે બન્ને સમજીએ એવું બોલ."

"કીર્તિમાન માણસ અમર છે."

"એટલે ?"

"તમારે કીર્તિ મેળવવી."

"તે શી રીતે ?"

"તે દિવસે તમારૂં માન રાખી, બાળ કુંવર મૂળરાજને તિલક કર્યું. પરંતુ સમગ્ર પ્રજાજનની શી ઇચ્છા હતી તે આપ જાણો છો ?"

"હા, પછી."

"તો હવે રીતસર રાજ્યાભિષેક થાય ત્યારે તમે ગાદીએ બેસવા કબૂલ થાઓ. અમે ભાભીને સમજાવી શકશું."

"એમ કરવાથી કીર્તિ શી રીતે મળશે?"

"આપ સમગ્ર ગુજરાતના સ્વામી બનશો. કવિઓ આપની કવિતાઓ કરશે. આપ રાજકોષમાંથી પુષ્કળ દાન આપી દેશપરદેશમાં કીર્તિ ફેલાવી શકશો. અનેક મંદિરો; પ્રાસાદો આદિ બંધાવી અમર નામના મેળવશો."

"અને રાજા ન થાઉં તો એ બધું ન બને?"

"બને, પણ ફેર પડે."

"મેં તને તે દહાડે શું કહ્યું હતું?"

"આપને રાજગ્રહણ કરવા લલચાવવા તે પત્થરપર પાણી ઢોળવા બરાબર છે."

"ત્યારે તે વચન યાદ રાખ."

"પણ ભૂલી જવાય છે."

"તો ગોખ."

"દેવી! તમે કંઇ ન સમજાવો?" અમરસિંહે લીલાને કહ્યું.

"હું એવી સલાહ એમને ન આપી શકું."

"કેમ? મહારાણી થવું નથી ગમતું?"

"મહારાણી કરતાં રાજમાતાના પદને હું શ્રેષ્ઠ માનું છું."

"એટલે?"

"હું રાજમાતા છું તે બસ છે. મારે એક પગથીયું નીચે ઉતરવું નથી."

"રાજમાતા તો નાયકાદેવી છે."

"તે હું જ છું ને. અમે થોડાંક જૂદાં છીએ?"

અમરસિંહ આ સરળ સ્ત્રી સામે જોઈ રહ્યો.

"કોઇનો હક્ક ડુબાવીને રાજા બનવા કરતાં ભીખ માગીને ગુજરાન ચલાવવું સારૂં." લીલાદેવી આ શબ્દો બોલીને ઉઠી અને જવા લાગી. "હું નાયકાબા પાસે જઇ આવું."

× × × ×

"પ્રમદાબુદ્ધિ પાનીએ." અમરસિંહ ધીરેથી બડબડ્યો.

"એટલે તું શું કહેવા માગે છે?"

"ઘણું કહેવા માગું છું?"

"શું?"

"લીલાદેવીને વહેવારની ખબર નથી. આગળપાછળનો વિચાર નથી. સ્ત્રી જાત છે. પણ તમે સમજુ હોવા છતાં આવી તક કેમ ગુમાવો છો તે હું સમજી શકતો નથી।"

"પણ એમાં સમજવાનું શું છે?"

"ઘણુંએ. નીતિને પકડી રાખી જીવનની મીઠાશ ખોવાનું કંઈ કારણ, ભલા?"

"તું ઇચ્છાદેવીને માટે કહે છે?"

"હા. પરમારે આપણી માગણીનો ઇનકાર કરતાં કહ્યું હતું કે, 'હું મારી પુત્રી કટાધાને નહીં, પણ ગાદીપતિ મહારાજાને આપીશ.' તો આપ મહારાજા બનો અને એ સ્ત્રીરત્નને પ્રાપ્ત કરો." ભીમદેવ વિચારમાં પડી ગયો.

"એમાં વિચાર કરવા જેવું કશું નથી. હા પાડો એટલે બસ."

"તરત રાજતિલક; કેમ?" ભીમદેવે જરા હસીને કહ્યું.

"અરે રાજતિલક હોય? સાથોસાથ જાન પણ જોડવાની ને!"

"મને મારી લીલા ઘણી છે." ભીમદેવ ઉમળકાભર્યે સ્વરે બોલ્યો.

"આત્માને છેતરો છો?"

"કેમ?"

"એ શબ્દો તમારા અંતરના નથી."

"હું એને અંતરના બનાવીશ."

"એ બની શકવાનું નથી."

ભીમદેવ વળી પાછો વિચારમાં પડ્યો. તેની આગળ ઇચ્છાદેવીનું મનોહર મુખારવિંદ ખડું થયું. થોડે થોડે તેની આખી પ્રતિમા આંખ આગળ આવી ઊભી રહી. "સૌન્દર્યની મૂર્તિ, લાવણ્યનું આગાર, પ્રેમનો સાગર, સદ્ગુણની ખાણ." એકી સાથે અનેક વિશેષણ ભીમદેવની જીભે ચઢી આવ્યાં. પોતે રાજગાદીએ બેસવાની માત્ર "હા" પાડે મનસા

તેટલામાં આ સ્ત્રીરત્ન તેનું થતું હતું. 'નીતિને પકડી રાખી જીવનની મીઠાશ ખોવાનું કંઇ કારણ ભલા?' પોતાને અમરસિંહે પૂછેલો પ્રશ્ન ભીમદેવે પોતાના અંતઃકરણને પૂછ્યો.

જાગ્રત દશામાં પણ ભીમદેવ સ્વપ્ન અનુભવવા લાગ્યો. તેને વિચાર-નિદ્રામાં પડતો મૂકી અમરસિંહ અગાશીની એક બાજુ જઈ બેઠા. ભીમદેવે ઇચ્છાદેવીની પ્રતિમાને મંદ પગલે પોતાની સમીપ આવતી દેખી. તેના અંગની સુડોળતા, તેના હાવભાવ, તેના પ્રત્યેક હલનચલનમાં પ્રકટ થતી કલા, તેના અંગપ્રત્યંગમાંથી ટપકતો સૌન્દર્યરસ વગેરે ભીમદેવને પ્રત્યક્ષ થયાં: તેનો ખિલખિલાટ હસવાનો મધુર ધ્વનિ, તેની વાણીનો મોહક રણકાર અને તેનાં ઝાંઝરનો તાલબદ્ધ ઝંકાર જાણે તે આ ઘડીએ સાંભળતો હોય તેમ તેને લાગ્યું.

'નીતિને પકડી રાખી, જીવનની મીઠાશ ખોવાનું કંઈ કારણ ભલા?' વળી પાછો અંતઃકરણમાં આ સવાલ ઉગી આવ્યો. તેનું હૈયું હચમચી ગયું. પ્રિયતમાની પ્રતિમા અધિક ને અધિક નજીક આવતી જતી હતી તેવામાં, જાણે તે ચમકી હોય તેમ, એક ડગલું પાછળ હઠી ગઈ. ભીમદેવ પણ ચમક્યો. સામે તેજ:પુંજમાંથી એક પ્રતિમા પ્રકટતી હતી. શાન્ત અને નિર્દોષ. સરળ અને સુંદર. આ પ્રતિમા તે લીલાદેવી હતી. તે હોઠ પર આંગળી અડકાડી ઉભી હતી. તેના મ્હોં પર નિરાશા અને ખિન્નતા તરવરતાં હતાં. ત્યાં વળી બીજો તેજ:પુંજ દેખાયો. થોડે થોડે તેમાંથી નાયકાદેવી પ્રકટ થઇ. તેની આંગળીએ બાળ મૂળરાજ લાગેલો હતો. નાયકાદેવી ભાભી નહીં, પણ પોતાની માતા, પોતાને પુત્ર જેટલી વત્સલતાથી પાળનાર, લાડ લડાવનાર, નિરંતર પોતાનાં સુખસગવડની ચિંતા કરનાર. 'કાકા!...' તેણે બાળ મૂળરાજના કાલા શબ્દો સાંભળ્યા. 'હવે તો નબાપો થએલો આ કુંવર તમારે ખોળે છે.' નાયકાદેવીએ આંસુભીની આંખે ઉચ્ચારેલાં આ વચનો તેને યાદ આવ્યાં.

"મારા ખોળામાં રહેલા બાળકના હાથની વસ્તુ હું આવડો મોટો ઝૂંટવી લઉં?" તેણે પોતાના મનને સવાલો પૂછવા માંડ્યા: "બાળક પાસેથી પડાવી લેવામાં બહાદુરી? પોતાના વડીલ ભાઇનું અવસાન થતાં

પોતાને પનારે પડેલા ભત્રીજા તથા ભોજાઈને રડતાં રાખી પોતે સિંહાસન
પર ચઢી બેસે તેમાં માનવતા છે ખરી? અને કદાચ નાયકાદેવી આ
બાબતમાં સંમત થાય તોપણ તે સંમતિ તેના અંતરની હોવા સંભવ છે?"
"કેમ? શો નિર્ણય કર્યો?" અમરસિંહે ભીમદેવ પાસે આવી

પ્રશ્ન પૂછ્યો.

"હું મારા નિશ્ચયમાં અચળ છું."
"ગુજરાતના સ્વામી બની, તેની સેવા બજાવવાની અમૂલ્ય તક
જાણીબૂજીને શા સારૂ જતી કરો છો?"
"સ્વામી ભાગ્યે જ પોતાની માલીકીની વસ્તુની સેવા બજાવી શકે છે.
ખરેખર, સેવા બજાવવી હોય તો સ્વામી મટી સેવક બનવાના અભિલાષ
સેવવા જોઈએ. હું ગુજરાતના એક અદના સેવક તરીકે તેની સેવા
બજાવવા ઉત્સુક છું. આ શરીર ગુજરાતની માટીમાંથી ઘડાયું છે. ગુજ-
રાતનાં અન્નજળવાયુથી પોષાયું છે. તેને ગુજરાતની ઉન્નતિને માટે અર્પણ
કરવાની મારી ઉત્સુકતા છે. ગુજરાતની અમરકીર્તિ એ જ મારી અભિ-
લાષા. ગુજરાતની સર્વ શ્રેષ્ઠતાનું સ્થાપન એ જ મારૂં ધ્યેય. ગુજરાતનો
જયજયકાર એ જ મારો જીવન મંત્ર અને તેની સેવામાં કાયાની કુરબાની
એ મારૂં સમર્પણ."
અમરસિંહ આ તેજસ્વી યુવાન સામે જોઈ રહ્યો;
"તમે બન્ને મહાન છો." અમરસિંહ બોલ્યો.
"જેવા છીએ તેવાં પ્રભુ અમને રહેવા દે."



# પ્રકરણ ૧૫ મું

## રાજમાતા અને ભીમદેવ

**ભી**મદેવ જ્યારે નાયકાદેવી પાસે ગયો ત્યારે તે ભોંય પડેલા એક ચાકળા પર બેઠી હતી. **નજીકમાં જ મૂળરાજ બે હાથીઓને સામસામા લઢાવતો હતો. લીલાદેવી નાયકાદેવીથી જરા દૂર અને મૂળરાજની સાવ પાસે બેઠી હતી, અને તેની રમત જોઈ રહી હતી.**

ભીમદેવે જઈને ભાભીને પ્રણામ કર્યાં અને દાસીએ ઢાળી દીધેલા બાજઠ પર બેઠો.

“મૂળુ! અહીં મારી પાસે આવ.” ભીમદેવે કહ્યું.

“મૂળુ! જો કાકા બોલાવે.” નાયકાદેવી બોલી.

પણ મૂળુ–મૂળરાજ–નું ધ્યાન પોતાના હાથીઓ લઢાવવામાં હતું, એટલે તે શાનો ધ્યાન આપે.

“આજે તો આખા દિવસમાં અત્યારે આવ્યા!” નાયકાદેવીએ ભીમદેવને કહ્યું.

“કેટલીક વ્યવસ્થા કરવાની હતી, એટલે નહોતો આવી શક્યો.” ભીમદેવે ખુલાસો કર્યો અને નાયકાદેવી સામે જોયું. તેણીએ કાળું વસ્ત્ર ઓઢ્યું હતું. તેના મ્હોં પર નિરંતર તરવરી રહેતાં હાસ્ય અને વિલાસને સ્થળે ઉંડી ગમગીની છવાઈ ગઈ હતી. એક વખતની ઝવેરાતથી ઝળોઝળ દીસતી મહારાણી અત્યારે સાવ અલંકારરહિત હતી. તેના મ્હોંની દીપ્તિ ઝાંખી પડી ગઈ હતી. તેની વાણીમાં પદે પદે પ્રગટ થતા ઉત્સાહને બદલે ખિન્નતા જણાઈ આવતી હતી.

“એટલી બધી શી વ્યવસ્થા કરવાની હતી?”

“રાજ્યાભિષેક માટે દરબાર ગોઠવવાના કાર્યમાં રોકાયો હતો.” ભીમદેવ બોલ્યો અને તેણે નજીક રમતા ભત્રીજાને વહાલથી તેડી લીધો. ખોળામાં બેસાડ્યો અને વહાલથી ચૂમીને પૂછવા લાગ્યો; “ગુર્જરેશ્વર! તમારા રાજ્યાભિષેકનો દરબાર કયે દિવસે ગોઠવશું તેનું ફરમાન આપો.”

"મેં જોષી પાસે જોવડાવ્યું છે; અઠવાડિયા પછી મુહૂર્ત આવે છે."

"સારું. તમારે ને મારે મળીને તે સમયે કરવાની જાહેરાત નક્કી કરવી પડશે." ભીમદેવ બોલ્યો.

"મંત્રીમંડળને પણ મદદમાં લેશું?"

"હાસ્તો." ભીમદેવ બોલ્યો: "અને સાદૂળ ગઢવીને પૂછીને બીજી રાજરીત જે થતી હોય તે પણ જાણી લેજો. કોઈ વાતે મોળું ન કહેવાવું જોઈએ."

"તમારા જેવા નિઃસ્વાર્થ અને નિષ્કપટ દીઅર મારી મદદમાં છે, તો શા માટે મોળું કહેવાશે?" નાયકાદેવી બોલ્યાં.

"હું કેવો છું તે તો હું જ જાણું છું, ભાભી!" ભીમદેવ બોલ્યો: "સારો હોઉં કે ન હતો, જેવો તમે બનાવ્યો તેવો છું." ભીમદેવની વાણીમાં કૃતજ્ઞતા હતી.

ભીમદેવને બાળપણમાં લાડ લડાવનાર અને ઉછેરનાર નાયકાદેવી હતી.

"પછી તમે ધર્મચન્દ્ર અને કાન્તિચન્દ્રને મળ્યા હતા?"

"હા." ભીમદેવ નવાઈ પામ્યો. ભાભી આ વાત ક્યાંથી જાણી ગયાં, તે વિષે તે અટકળ કરી શક્યો નહિ.

"તમે તેમને છેક જ નિરાશ કર્યા."

"એવું બોલે પછી નિરાશ જ થાયને? આશા પણ કંઈક ફળે તેવી રાખવી જોઈએને? હમણાં અમરસિંહ મારી પાસે આવ્યો હતો."

"તેને પણ તમે તે ને તે જવાબ આપ્યો?"

"હા. તમને ક્યાંથી ખબર?"

"મને ખબર પડી ગઈ."

ભીમદેવે લીલાદેવી સામે જોયું. લીલાદેવી નીચું જોઈ રહી હતી.

"એના સામે કતરાશો નહીં. એણે નથી કહ્યું."

"ભલેને કહ્યું. મને રોષ નથી."

"ત્યારે બિચારી સામે જોઈ ડોળા કેમ કાઢો છો?"

"એ તો એની સામે જોઉં છું ત્યાં આંખો પરાણે એમ થઈ જાય છે." ભીમદેવ જરા હસ્યો. નાયકાદેવીના ગમગીનીભર્યા મ્હોં પર હાસ્યનું

કિરણ પણું ન પડ્યું ને અદૃશ્ય થઈ ગયું. લીલાદેવી શરમની મારી નીચું જોઈ રહી હતી.

"તમારાં જેવાં દીયરદેરાણી મળવાં મુશ્કેલ."

"અમને બહુ ન વખાણશો, ભાભી! વખાણી ખીચડી દાંતે ચોંટે."

"પણ તમે ખીચડી ક્યાં છો?" નાયકાદેવી બોલીઃ "હું અને એક વાત કરવી રહી ગઈ. રાજમાતા તરીકેની વિધિ લીલા કરે એવી મારી ઇચ્છા છે."

"ગાંડાં થયાં કંઈ? ભાભી! જે થતું હોય તે થાય."

"અને આમ ન થાય એમ કોણે કહ્યું."

"મેં કહ્યું."

"તમારું કહેવું મારે માનવું નથી." વળી થોડી વારે નાયકાદેવી બોલીઃ "વિધિ એ કરે એથી કંઈ હું રાજમાતા મટી જવાની નથી."

"તો પછી આમ શા માટે?"

"છોકરું લહાવમાં આવે."

"હું સંમતિ આપતો નથી."

"તે કેમ કામ આવશે? દેરાણી તો પાછાં પતિવ્રતા છેને. તમારી ના ઉપરવટ તો કશું નહિ કરવાનાં."

"તો હું ખુશી થઈશ."

"એમ ખુશી થએ નહિ કામ આવે. તમારે સંમતિ આપવી જ પડશે." નાયકાદેવી બોલી.

"સાદૂળ ગઢવીને પૂછજો. એ હા પાડે તો મારી હા છે."

"ઠીક ત્યારે, હું જાઉં?"

"હા, સૂઈ જાઓ, ઘણું મોડું થઈ ગયું છે. તમારો ભત્રીજો તો હજી રાજા તરીકેની ફરજ સમજતો નથી થયો, ત્યાં તો ઉજાગરા કરવા મંડ્યો!"

ભીમદેવના ખોળામાંથી મૂળરાજને લીલાદેવીએ તેડ્યો.

"કાકા!..." મૂળરાજ કાલી વાણી બોલ્યો; અને કાકાને ગળે બાઝી પડ્યો.

"કાકી ભત્રીજાને બહુ હેત છે હો!" નાયકાદેવી બોલી: તેના અવાજ-માં વાત્સલ્યનો રણકાર હતો.

"લીલા! હવે તું જા, એ તો આખો દિવસ સૂતો છે, તે એમ જાગ્યાં જ કરશે. લાવ એને મારી પાસે." નાયકાદેવીએ મૂળરાજને તેડવા પોતાના હાથ લંબાવ્યા.

"નહીં." મૂળરાજ બોલ્યો અને લીલાને વળગી પડ્યો.

"ત્યારે ભલે મારી સાથે આવે, ત્યાં સૂઈ રહેશે." લીલા બોલી.

"પણ કજીયે ચઢશે તો અડધી રાતે મૂકવા આવવું પડશે."

"તો મૂકી જઈશું."

"કાકી સાથે જવું છે, બેટા?" નાયકાદેવી મૂળરાજના વાળ કપાળ પર આવી ગયા હતા તે સમા કરતી બોલી.

"હા."

"જા. કજીયો ન કરતો હો."

દંપતી ગુજરાતના બાળરાજાને લઈ નીકળ્યાં.

---

## પ્રકરણ ૧૬ મું

## રાજદરબાર

ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ
અમારો ગુણિયલ ગુર્જર દેશ. (ન્હાનાલાલ)

ઉપકારે ઉપકાર વાળવો એમાં શું સરસાઈ,
અપકારે ઉપકૃતિ કરનારા ગુર્જર વીરની સવાઈ;
હણો ના; હોમો આપણી જાત,
મર્મ એનો લે છે સહુ ભ્રાત.
કલ્પલતા પારસમણિ સરખી મોંઘેરી અમ માત,
અનંતતા લગી ઉજ્વળ જીવનને ઉન્નત ને રળિયાત.

નિરંતર રહે કુશળ આબાદ,
ઉતરજો ઈશ્વર આશીર્વાદ. (ચન્દ્રકાન્ત મં. ઓઝા)

ગુજરાતનું જયકીર્તન ગવાયું. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી. નેકી પોકારાઈ અને બાલ–મૂળરાજને લઇ ભીમદેવે સભાસ્થાનમાં પ્રવેશ કર્યો અને આસન લીધું. રાજપુરોહિતે બન્નેને તિલક કર્યાં.

"મહારાજાધિરાજ પરમેશ્વર પરમ ભટ્ટાક ઉમાપતિવરલબ્ધપ્રસાદ પ્રૌઢ પ્રતાપ બાલાર્ક આહવપરાભૂત શત્રુગણ શ્રીમૂળરાજ દેવનો જયજયકાર હો......!" જયકારની પ્રચંડ ગર્જનાથી મહાલય ગાજી ઉઠયો.

રાજકવિ રાદૂળગઢવી આગળ આવી બોલ્યાઃ

સૂરજ માલથી સૂર્ય સુશોભિત, સૂર્યથી સૂરજમાળ સુહાવે,
દેહ જીવે જ્યમ દેહી થકી અને દેહીનો દેહ કલાપ દિપાવે;
બ્રહ્મ થકી બ્રહ્માંડ પ્રકાશિત, બ્રહ્માંડથી બ્રહ્મ વ્યક્ત કહાવે,
તેમ પ્રજાજન રાજનને અને રાજ પ્રજાજનને બહલાવે.
જબ લગ નભમેં સૂરજ ચંદ ઉડુ જ્યોત પ્રકાશે,
જબ લગ ગંગ તરંગ આતીકા પાપ વિનાશે,
જબ લગ જગમેં રહે સમીર લહર ફહરાતી,
જબ લગ અચલિત રહે વિશ્વમેં ગિરિ હિમરાશી,
અરુ જબ લગ શેષ નિજ શીશપર ધરા ભાર ધારણ કરે,
તબ લગ નવ જશ જગત મેં તિન નૂતન સાદૂળ કહે.
ખમા, ગુર્જરાધીશને ઘણી ખમ્મા!
બોલો ગુર્જરેશ્વર મૂળરાજનો જય!

એકીવેળા "મૂળરાજનો જય"ના પોકાર ઉઠયા. પ્રચંડ ગર્જના થઇ.

"બોલોઃ સોમનાથ મહાદેવનો—"

"જય!"

"માતૃભૂમિ ગુજરાતનો–"

"જય!"

ગઢવી પોતાના સ્થાન પર બેસી ગયા.

ભીમદેવ ઉભો થયો અને જરા આગળ આવી બોલવા લાગ્યો.

"મહારાજા મૂળરાજ દેવ ફરમાવે છે, કે અમો જૈનો અને બ્રાહ્મણ ધર્માવલંબીઓને અમે અમારી ડાબીજમણી આંખ તુલ્ય માનીએ છીએ. ગુજરાતની બે ભુજાઓ સમજીએ છીએ. બન્નેનાં સુખ સમૃદ્ધિ અને આબાદીમાં ગુજરાતનાં સુખ, સમૃદ્ધિ, અને આબાદી રહેલાં છે. જે જે જૈનોએ અમારી ગેરહાજરીમાં બંડ જગાવી રાજ્યને ધક્કો પહોંચાડવા યત્ન કર્યો છે, તેમને યોગ્ય શિક્ષા થઈ ગઈ છે. હવે એ આપસઆપસના ઝગડા જવા જોઇએ.

"અમારા રાજ્યમાં વસતો કોઇ પણ મનુષ્ય ધર્મને બહાને ઉશ્કેરણી ફેલાવશે તો તે ભારે શિક્ષાને પાત્ર થશે. અમને શૈવ સંપ્રદાય માટે અનહદ માન છે. અમારો એ પિતાપ્રાપ્ત ધર્મ છે. અમને તેને વિષે દૃઢ પ્રીતિ અને અચળ આસ્થા છે, પરંતુ બીજાના ધર્મો પ્રત્યે અમને લેશ માત્ર પણ તિરસ્કારબુદ્ધિ નથી. અમારી પ્રજાને પોતાનો મનફાવતો ધર્મ પાળવાની છૂટ છે અને રહેશે.

"કૃષ્ણદેવ જેણે અમારા પિતાને પડખે રહી, રાજરક્ષણ કરવા જતાં પોતાના પ્રાણ આપ્યા છે, તેમના કુટુંબને પ્રતિવર્ષ પાંચ સહસ્ર રૂપીઆ મળ્યાં કરશે તથા તેમના કુટુંબને રાજ્યમાતા પોતાના કુટુંબવત્ ગણી, તેના પાલનપોષણ અને સંરક્ષણ માટે કાળજી રાખશે.

"દ્રોહીઓને માફી બક્ષવામાં આવશે. સેવકોએ કરેલી સેવાનો યથાર્થ બદલો આપવામાં વિલંબ કરવામાં આવશે નહિ.

"આજના પ્રસંગની યાદગીરીમાં એક લાખ રૂપીઆનો ધર્માદો કરવામાં આવ્યો છે. તે ધાર્મિક સંસ્થાઓને તેમના પ્રમાણમાં વહેંચી આપવામાં આવશે.

"ગુર્જરદેશનો ડંકો દેશવિદેશમાં વગાડવાની અમારી મહેચ્છા છે. તમો સહુ સાચા દિલથી અમને સહકાર આપશો એવી ખાતરી છે. અમારા વડવા સિદ્ધરાજ જયસિંહદેવ મહારાજની રાજનીતિ અમે ગ્રહણ કરવાના છીએ. ઈશ્વર અમને અમારી ફરજ બજાવવામાં સહાયતા આપે એ અમારી પ્રાર્થના છે."

આટલું બોલી ભીમદેવે આસન લીધું.

તરત નગારે ઘાવ પડ્યા. વાજિન્ત્રોના અવાજથી મહાલય ગાજી ઊઠ્યો.
રાજપુરોહિતે આગળ આવી આશીર્વાદ આપ્યા:

હો આપને જનકરાયની આત્મશાન્તિ,
હો રામચન્દ્રજી તણી વિભુ પુણ્યકીર્તિ,
હો ધર્મરાજ સમી ધર્મની ભાવનાઓ,
કલ્યાણ આપનું જ આપ પ્રજાનું થાઓ.

હો દેહ આ ચાર પદાર્થ દાતા,
હો આત્મ દેહે પરમાત્મા જ્ઞાતા;
હો પુણ્ય દેહે શુચિ પુણ્ય દીવો,
યશ: શરીરે ચિરકાલ જીવો.

પુત્રપુત્રી સમા જાણી, પ્રજાના નરનારને;
કૌમારે પોષજો સૌને, માનજો મિત્ર યૌવને.

ઉચ્ચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિ તણાં નૃપાલના,
ફુવારા તેટલા ઉંચા
ઉડે પ્રજાની નૃપ! રાજભક્તિના.

ॐ शतं जीव शरदो वर्धमानः ।

સર્વ પ્રજાજનો રાજસિંહાસન પર વિરાજતા બાલ મહારાજાને પ્રેમભર્યાં નેત્રે નિહાળી રહ્યાં હતાં. મૂળરાજ પણ ડાહ્યો થઇને સિંહાસન ઉપર બેઠો હતો. તે વારંવાર કાકા સામે જોતો હતો.

આશીર્વાદ અપાયા પછી ભીમદેવ બાળમૂળરાજની સામે આવ્યો. તેને વંદન કર્યું અને ઘોળ કર્યો તથા બધાં સાંભળે તેમ બોલ્યો:

"મહારાજ! ગુજરાત અને ગુર્જરોની કીર્તિ દિગંતમાં ફેલાવજો."

ઘોળક્રિયા શરુ થઇ. ભાયાતો, મંડળેશ્વરો, શેઠશાહુકારો, તથા અધિકારી વર્ગ અને અન્ય પ્રજાજનો એક પછી એક આવી ઘોળ કરવા લાગ્યા.

ઘોળક્રિયા સમાપ્ત થયા પછી પુનઃ ગુજરાતનું જયકીર્તન થયું.

ભીમદેવ ઉઠ્યો. બાળમહારાજા પણ ઉઠ્યા અને નાની પગલીઓ માંડતા સિંહાસન પરથી ઉતરવા લાગ્યા.

"બોલો મૂળરાજદેવનો જય!" ગગનવ્યાપી જયગર્જના થઈ.

મહારાજને તથા ભીમદેવને વંદન કરી સભાજનો વિખરાવા લાગ્યા.
**ભીમદેવ બાળરાજાને લઈ નાયકાદેવી પાસે આવ્યો.**



આનંદઘેલી આંખે માતા પુત્રને નિહાળી રહી. પોતાના પતિના વિજોગનો શોક ક્ષણુ વારને માટે તે વિસરી ગઈ.

"બા!" **બાલરાજા બોલ્યો.**

"દીર્ઘાયુ થા. બેટા!" વાત્સલ્યભરી વાણીથી માતાએ આશીર્વાદ આપ્યા. "કાકીને જય જય કર. કહે જય જય."

"કાકી! જય જય." બાળક કાલી વાણીમાં બોલ્યો.

"જય જય! જય જય!" પોતાની પાસે આવેલા મૂળરાજને લીલાએ તેડી લીધો અને વહાલનો ઉભરો આવતાં બચ્ચી ભરી.

"જો. કાકાને તો જય જય ન કર્યાં!" નાયકાદેવી બોલીઃ મૂળરાજે કાકા સામે જોયું અને વળી પાછો લીલાને વળગી પડ્યો.

"મેં એમને જય જય કર્યાં ને?" ભીમદેવ બોલ્યો.

"પણ એણે ભત્રીજા તરીકે પગે લાગવું જોઈએને." નાયકાદેવી બોલ્યાં, અને મૂળરાજને કહેવા લાગ્યાં: "બેટા! કાકાને જય જય કર. કહે, કાકા! જય જય!"

"કાકા! જય જય!" મૂળરાજ બોલ્યો.

"જય જય! મહારાજ! જય જય!. આપનો સદા સર્વદા જય જયકાર હો."

ત્રણે જણાં દૃષ્ટિરૂપ પુષ્પોથી મહારાજને વધાવી રહ્યાં.

## તૃતીય ખંડ સમાપ્ત



## ચતુર્થ ખંડ

### પ્રકરણ ૧ લું

### મૂળરાજ મરણપથારીએ અને આફતપર આફત

ભીમદેવ અને નાયકાદેવી ગમગીન ચહેરે બેઠાં હતાં. બાળ-મૂળરાજની પથારી પાસે ઉભી ઉભી લીલાદેવી આંસુ સારતી હતી. વૈદ્યરાજ ખરલમાં(ખલ-બટ્ટામાં) દવા ઘૂંટતા હતા. દાસદાસીઓનાં મ્હોંપરથી તેજ ઉડી ગયું હતું.

"લીલા! હવે તું જા. નહા ધો, જમ. આમ ને આમ ઉભાં રહ્યે અને આંસુ સાર્યે કંઈ આપણે એનો મંદવાડ મટાડી શકવાનાં નથી." નાયકાદેવીએ લીલાદેવીને સંબોધીને કહ્યું.

"માજી! તમે લીલાને લઈ જાઓ. પાસે રહીને ખવાડજો." પછી તેણે માજીને સંબોધન કર્યું.

"જા તો. કહ્યું તે ન સમજી?" સ્થિર ઉભેલી લીલાદેવી તરફ ગુસ્સો કરી નાયકાદેવી બોલ્યાં. લીલાદેવી ધીરે પગલે ગઈ. "દિયરજી! મૂળરાજના મંદવાડમાં આનું ફટકી જશે એમ લાગે છે. આજે એને આઠ રાતના અખંડ ઉજાગરા થયા. એની આંખો જોઇને? કેવી સૂઝી ગઈ છે? સુતી નથી, નહાતી નથી, ખાતી નથી; આઠે પહોર મૂળુની ચાકરીમાં ખડે પગે રહે છે. આપણેય ઘણું સમજીએ છીએ કે મંદવાડ ભયંકર છે. પણ એ તો ભગવાન આપણા સામું જુએ અને દયા કરે ત્યારે મટે. મને જનેતાને કેટલું દુઃખ થતું હશે? પણ કાળજું કઠણ કર્યા વગર કંઈ છૂટકો છે?" નાયકાદેવીએ ભીમદેવને કહ્યું અને આંખમાં આવેલાં આંસુડાં લૂછ્યાં.

"ભાભી! હિમ્મત રાખો. આ તો સાધારણ મંદવાડ છે. આથી ભયંકર મંદવાડમાંથી પણ લોકો સાજાંસારાં થઈ હરતાંફરતાં આપણે જોઇએ છીએ અને સાંભળીએ છીએ. હજી એની નાની ઉમ્મર છે, એટલે મંદવાડ વધુ પડતો લાગે." ભીમદેવ ભાભીને ધારણ આપવા લાગ્યો.

મૂળરાજની માંદગીથી આખા રાજગઢનાં કાળજાં ફફડી ઉઠ્યાં હતાં. રાજમાતા નાયકાદેવીના હૃદયના તો ચૂરેચૂરા થઈ જતા હતા. એકાંતમાં રડી લેતી અને સૌ આગળ ગંભીર મ્હોં રાખી બધાને ધીરજ આપતી. વધુમાં વધુ આઘાત લીલાદેવીને પહોંચ્યો હતો. જ્યારથી મૂળરાજની વાચા બંધ થઈ ત્યારથી તો તે રડ્યા જ કરતી હતી. નાયકાદેવી ઘણું ધમકાવે, સમજાવે, પણ આંસુડાં રોક્યાં રોકાયાં નહિ. ખરી વાત હતી. આઠ દિવસથી તે મૂળરાજના પલંગ પાસે ને પાસે ખડે પગે રહી હતી.

દીઅરભાભી ગમગીન ચહેરે બેઠાં હતાં. તેવામાં એક દાસી દોડતી આવી અને બોલી: "બા! કોઈ દૂત આપને મળવાની રજા માગે છે."

"આવવા દે." ભીમદેવ બોલ્યો.

"આપણે બાજુના ખંડમાં જઈએ તો ઠીક." નાયકાદેવી બોલી.

"હાસ્તો. ચન્દા! તેને પાસેના ખંડમાં લઈ આવ." ભીમદેવે દૂતને ખબર કરવા જતી દાસીને સૂચના આપી અને બન્ને જણાં ઉઠીને બીજા ખંડમાં ગયાં.

દૂતે આવીને બન્નેને પ્રણામ કર્યાં.

"કેમ, શા ખબર છે?" ભીમદેવે ઉત્સુકતાથી પૂછ્યું.

"તુરુષ્કરાજ શહાબુદ્દીન ઘોરી આપણા પર ચઢી આવે છે!"

"હજી પારકર*ની પેલી પાર છે ને?"

"જી હા. પારકર લગોલગ આવી ગયો છે."

"એ ગુજરાતમાં પેસે તે પહેલાં આપણે તેને અટકાવવો જોઈએ." ભીમદેવ બોલ્યો. તેના મગજમાં વ્યૂહરચના ગોઠવાતી હતી.

"હાસ્તો. નહીં તો એ મ્લેચ્છો દાટ વાળશે." દૂતે કહ્યું.

"એ પહેલાં તો એમનો જ દાટ વળશે. તું જા. વિશ્રાન્તિ લે. પાછલે પહોરે હું તને બોલાવીશ."

રાજદૂતે નમન કરીને વિદાય લીધી.

"આ એક ચિન્તામાં બીજી ચિન્તા ઉમેરાઈ." નાયકાદેવી બોલ્યાં.

"ફિકર નહિ, ભાભી! એ દુષ્ટોને હું બરાબર પૂરો પડીશ. હું કાલે પ્રાતઃકાળમાં જ ચઢી જઈશ અને તેઓ ગુજરાતમાં પેસે તે પહેલાં

---

* સિંધમાં.

તો ધરાશાયી કરી દઇશ. આ બાબતની તમે લેશ પણ ચિન્તા ન રાખશો. તમે અને લીલા મૂળરાજની સારવારમાં જરા પણ ખામી આવવા દેતાં નહિ."

"મને એ મ્લેચ્છોના ધાડાંનો બહુ ભય રહે છે. માજી કહેતાં હતાં કે, દોઢસો વર્ષ પહેલાં* મ્લેચ્છો ચઢી આવ્યા ત્યારે ઘણું નુકસાન પહોંચાડ્યું હતું. સોમનાથ પાટણ ખેદાનમેદાન કરી નાંખ્યું હતું. મહાદેવજીને અપમાન પહોંચાડ્યું હતું અને દેવાલય અપવિત્ર કર્યું હતું. લાખો રૂપીઆ તથા સોનું રૂપું અને ઝવેરાત લૂંટી ગયા હતા. નિર્દોષ સ્ત્રીપુરુષોને બાન તરીકે પકડી જઇ ગીજની શહેરમાં ગુલામ તરીકે વેચ્યાં હતાં."

"ભાભી! કદાચ તે સમયની આપણા પર ગુજરેલાં વીતકોનો બદલો લેવાની આપણને તક આપવાને જ ઇશ્વરે તેમને મોકલ્યા હશે તો? તમે એ ચિન્તા જવા દો. હું સૈન્યની વ્યવસ્થા માટે જાઉં છું. સાંજે તમારી પાસે આવી જઇશ."

"વીરા! ઇશ્વર તમારા કાર્યમાં ફત્તેહ આપે."

ભીમદેવ નમન કરી ગયો. નાયકાદેવી મૂળરાજ પાસે આવ્યાં.

"વૈદ્યરાજ! કેમ છે હવે એને?"

"કંઈ ખાસ ફેર જણાતો નથી."

નાયકાદેવીએ હાથ કપાળે અફાળીને કહ્યું: "મારૂં નસીબ." પરંતુ તેવામાં લીલાદેવીને આવતી જોઇ આંખો લુંછી નાંખી અને જરા હસતું મ્હોં કરી બોલ્યાં: "એટલી વારમાં પરવારી લીધું?"

"તમને એટલી વાર લાગી!" લીલા બોલી અને મૂળરાજ સામે જોઈ પૂછ્યું: "કેમ છે, એને?"

"સારૂં છે. લીલા! રોગનું તો એવું છે કે આવે હાથીને વેગે અને જાય કીડીને વેગે."

---

* આ સમયે ૧૧૭૮ ની સન ચાલે છે અને મુસલમાનો પ્રથમ ભીમદેવ પહેલાના વખતમાં ઇ. સ. ૧૦૨૪ માં ચઢી આવેલા, એટલે બરાબર ૧૫૪ વરસનો ગાળો થયો. એ સમયે સોમનાથ પાટણની કરેલ ખરાબી ઇતિહાસ પ્રસિદ્ધ છે.

"જો એક બીજાની માંદગી લીધી લેવાતી હોત તો આ પળે જ હું તેની બધી ઘાત મારે ભોગવવી પડે તેમ માગી લેત. પરંતુ તે તો અશક્ય છે." લીલાની આંખમાં આંસુ આવ્યાં.

"જો પાછી ગાંડી થાય છે કે? એવું કરીશ તો તને અહીં જ નહિ આવવા દઉં. તને એકલીને જ દુઃખ થતું હશે એમ? અમને તો કોઇને કંઇ અસર જ શેની હોય? ઘેલી! તો એમ રૂએ કંઇ માંદાં સાજાં થતાં નથી. શાન્તિ રાખ અને કરે છે તે પ્રમાણે કાળજીપૂર્વક સેવા કર. ઈશ્વર આપણા સામું ન જુએ, એવો તે નિર્દય નથી. કાલ સવારે મૂળુ મંદવાડમાંથી ઉઠશે અને હરવાફરવા લાગશે." નાયકાદેવી લીલાને ધમકાવવા લાગ્યાં.

"પણ મને કશેય ગમતું નથી." લીલા ગળગળી થઇ બોલી.

"શું કરીએ? કંઇ આપણા હાથની વાત છે?"

"કંઇ નવા ખબર આવ્યા છે?" લીલાએ પૂછ્યું: "હું જતી હતી ત્યારે એક દૂત તમારી પાસે આવતો હતો."

"હા. એમાં તારે ચિન્તા કરવાની નથી."

લીલાદેવી કંઇ બોલી નહીં. તે મૂળરાજના પલંગ પાસે જઇ બેઠી અને પંખાથી હળવે હાથે માખીઓ ઉડાડવા લાગી.





## પ્રકરણ ૨ જું
## વિજયાનન્દ અને અવસાનશોક

રાત્રે ને રાત્રે ભીમદેવે સેનાપતિઓને એકત્ર કર્યાં અને ઘોરીશાહની ચઢાઈથી વાકેફ કર્યા તથા લશ્કરમાં ભરતી કરવાની અનુજ્ઞા આપી. મંડળેશ્વરો પર તાકીદીના પત્રો આપી દૂતોને મારતે ઘોડે રવાના કર્યાં અને બીજે દિવસે નાયકાદેવીના આશીર્વાદ પ્રાપ્ત કરી તત્કાળ હાજર હતું તેટલા લશ્કરમાંથી શહેરના રક્ષણ પૂરતું લશ્કર બાકી રાખી, બાકીનું લશ્કર લઈ ભીમદેવ ઘોરીશાહ સામે ચઢી ગયો.

દર મજલે મુકામ નંખાયો. ત્યાં આગળ આસપાસ વસતી કોળી ભિલ્લ આદિ લડાયક જાતોના જુવાનીઆઓને લશ્કરમાં ભરતી કરવા તે ચૂકતો નહિ. મંડળેશ્વરો પણ પોતપોતાનાં લશ્કરો સાથે તેને આવી મળવા લાગ્યા હતા. ઘોરીશાહ ગુજરાતમાં પ્રવેશ કરે તે પહેલાં તો ભીમદેવે તેની સામે મોરચા માંડ્યા.

રાત્રે ભીમદેવે લશ્કરની આગળ સ્વધર્મ અને સ્વદેશના રક્ષણ ખાતર મરી મીટવાની હાકલ કરી. તેના બુલંદ અવાજથી શિબિર ગાજી ઉઠ્યો. તેની વીરોત્તેજક વાણીથી શૂરવીરોનાં અંતર ઉછળવા લાગ્યાં.

ભીમદેવ બોલ્યો:

“ભાઈઓ! આવું ધર્મયુદ્ધ સાધારણ ક્ષત્રિયોના લલાટમાં લખાયું હોતું નથી.* સ્વધર્મ અને સ્વદેશ ખાતર પ્રાણાર્પણ કરવાની તમને ઉમદા તક પ્રાપ્ત થઈ છે. તમારા કુળની ઉજ્જવળ કીર્તિને વિશેષ ઉજાળવાનો આવો પ્રસંગ ફરી ફરી મળવાનો નથી. જે દેશમાં આપણે જન્મ્યા, જે દેશનાં જળવાયુ અને અનાજથી આપણું શરીર પોષાયું, તે દેશની રક્ષાને કારણે કદાચ આ જીવ આપી દેવો પડે તો તે શું મોટી વાત ગણાય?

* यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ २-३२.

શૂરવીરો આ ક્ષણભંગુર દેહ પર મમત્વ રાખતા નથી. તેમને તો રણમાં પડી, કીર્તિ કમાવાની, સ્વર્ગ પામવાની અને અપ્સરાઓનો ઉપભોગ કરવાની મનકામના હોય છે; કાલે જ આપણે ઘોરીશાહ પર તૂટી પડશું. ગુજરાતનું પાણી રાખવું કે ગુમાવવું, તે તમારા હાથમાં છે. મને ખાતરી છે કે તમે સ્વધર્મ અને સ્વજાતિ રક્ષા કરવા જતાં જીવની દરકાર નહિ કરો. મને ખાતરી છે કે તમે તમારા કુળને કલંક નહિ લગાડો. બલ્કે તમારા બાપદાદાના વંશને દીપાવશો! જય હો ગુજરાતનો! જય હો હિન્દુ ધર્મનો! જય હો સોમનાથ મહાદેવનો! જય હો ગુર્જરેશ્વર મૂળરાજનો!"

પ્રાતઃકાળમાં બધાએ એકઠા થઇ પ્રભુપ્રાર્થના કરી. રણવાદ્યો ગાજવા લાગ્યાં. "હર હર હર મહાદેવ"ની ગર્જના કરી, ગુર્જરો મુસલમાનો પર તૂટી પડ્યા. શત્રુઓ પણ સામો જવાબ આપવાને તૈયાર હતા. ખૂનખાર લડાઇ મચી રહી. બાણોનો વરસાદ વરસવા લાગ્યો. તરવાર, ભાલા, બરછી આદિ શસ્ત્રો ચમકવા લાગ્યાં. લોહીની છોળો ઉછળવા લાગી. 'મારો, પકડો'ના ભયાનક અવાજથી યુદ્ધભૂમિ ગાજી રહી. હાથીઓની ચીસો, ઊંટોની ખેંઅંખેં, ઘોડાના હણહણાટ અને શૂરવીરોની ગર્જનાથી વાતાવરણ તરંગિત થઇ ગયું.

સાંજ સુધીમાં તો રાજપૂતોએ મુસલમાનોનો ઘાણ કાઢી નાંખ્યો. છેવટે સૂર્ય મહારાજ મેર બેઠા અને લડાઇ અટકી. વિજયના મદથી ઉન્મત્ત ક્ષત્રિય યોદ્ધાઓ પોતપોતાની પરાક્રમકથાઓ મિત્રોને સંભળાવતા છાવણીમાં આવવા લાગ્યા. તેમની સગવડ સાચવવાને નોકરવર્ગ હાજર હતો. કુશળ હજામોએ ઘાયલોને મલમપટ્ટા કર્યા. ખાસદારોએ ઘોડાઓને ગરમ પાણીથી માલીસ કરી અશ્વશાળામાં બાંધ્યાં તથા ચંદી ખવડાવવા માંડી. મશાલચીઓને મશાલ પેટાવી, પોતાની સાથે આવવા સેનાપતિએ આજ્ઞા આપી અને રણભૂમિમાં પડેલા જીવતા યોદ્ધાઓને છાવણીમાં લઇ આવી, તેમની સારવારની ગોઠવણ કરી. રાત્રે ભીમદેવે લશ્કરની બહાદુરીનાં વખાણ કર્યાં અને આવું જ પરાક્રમ આવતી કાલે બતાવી ઘોરીશાહને રણુશાયી કરી, હિન્દુવટના સદાના શત્રુને હમ્મેશને માટે હતો નહતો કરવાની પ્રેરણા કરી.

બીજા દિવસની લઢાઇમાં મુસલમાનોએ મરણીઆ થઈ હલ્લો કર્યો. ઘોરીશાહ મોખરે રહી તેમને ઉત્સાહ આપતો હતો અને "દેશ ઘણો દૂર છે. નાઠે પહોંચાય તેમ નથી. માટે મરણનો નિશ્ચય કરી, શત્રુઓ પર તૂટી પડો." વગેરે વચનો સંભળાવી શૂર ચઢાવતો હતો. પ્રથમ તો તેમણે બહુ બહાદુરી કરી. રાજપૂતોની વ્યૂહરચના છિન્નભિન્ન કરી નાંખી અને સેંકડો ક્ષત્રિયોનો ઘાણ કાઢી નાંખ્યો, પરંતુ દર ક્ષણે તેમની સંખ્યા ઘટતી જતી હતી. જ્યારે ભીમદેવની દીર્ઘદૃષ્ટિભરી ગોઠવણને પ્રતાપે આ તરફ તાજા લશ્કરની ભરતી થયાં જ કરતી હતી. આજે ભીમદેવનો હાથ મોખરે દેખાતો નહોતો. લશ્કરને તેની ચિન્તા નહોતી. કારણ કે તેમને આગળથી માહિતી મળી ગઇ હતી.

ભીમદેવે બે ટુકડીઓ તૈયાર કરી. એકને લઇને એક વિશ્વાસુ સરદારને ડાબી બાજુ જઇ તૂટી પડવાનો હુકમ કર્યો અને બીજી ટુકડી સાથે પોતે જમણી તરફ આગળ વધી, શત્રુઓને ઘેરી તૂટી પડ્યો. ઇસ્લામી લશ્કરની પેલી પારથી 'જય સોમનાથ'ની ગર્જના સંભળાઇ, કે ગોઠવણ પ્રમાણે રાજપૂતોએ જરા પાછા હઠી મુસ્લીમોને બરાબર ઘેરી લીધા. મુસલમાનોને હવે નાઠાબારી રહી નહિ. તુમુલયુદ્ધ મચ્યું. સાંજ સુધીમાં તો ગણ્યાગાંઠ્યા જ શત્રુઓ રહ્યા. શહાબુદ્દિન મહામુશ્કેલીએ નાશી છૂટ્યો. ઘણા ખરા પકડાઇ ગયા. રાજપૂતોએ શત્રુઓની છાવણીનો કબજો લીધો.

આ પ્રસંગનું વર્ણન કરતાં જૂનાગઢના રણછોડજી દિવાન પોતાના તવારીખે સોરઠ (સોરઠી તવારીખ) નામના પુસ્તકમાં લખે છે કે "મુસલમાનોની પછવાડે હિન્દુઓ વિજળીના જેવો ચમકાટ અને ચપળતા રાખી અને વાયુના જેવો વેગ ધારણ કરી બુઢિયા વાનરોની પેઠે ફૂદકારા મારી અને બાળમૃગોની પેઠે ફાળો ભરી, મુસલમાનોની પાછળ દોડી તેમને પકડી પાડ્યા અને કેટલાએકને પોતાની ગદાઓના પ્રહારવડે ધરાશાયી કરી દીધા અને રાજાના ભાગ્યનો સૂર્ય ઉંચી સ્થિતિએ પહોંચ્યો. એટલે શાહ મહમદ બીકનો માર્યો છટકી ગયો અને પોતાનો જીવ બચાવ્યો પણ તેના લશ્કરમાંનાં ઘણાં સ્ત્રીપુરુષો પકડાઇ ગયાં. મુસલમાનોના ધર્મ શાસ્ત્ર પ્રમાણે તુર્ક, અફઘાન અને મોગલ સ્ત્રીઓ કુંવારી હોય તો પવિત્ર

સૂણાય છે. તેટલા ઉપરથી એવી જે હતી તેમને સ્ત્રી તરીકે રાખી લેવામાં કંઈ બાધ ગણવામાં આવ્યો નહિ. બીજી જે હતી તેમને પણ જુમાબ આદિથી પવિત્ર કરી, તેમના ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે (કુરાનની ૨૪–૨૬ આયાત પ્રમાણે) જે દુષ્ટ સ્ત્રીઓ હતી તે દુષ્ટને અને સારી સ્ત્રીઓ સારા માણસોને પરણાવી. જે આબરૂવાળા માણસો હતા તેમની દાઢીઓ બોડાવી ચંપાવી અને તેમની ગણના શેખાવતોમાં કરી, શેખાવત અને વાઢેલ જાતના રાજપૂતોમાં ભેળવી લીધા. જે નીચા હતા તેમને કોળી, ખાંટ, બાબરીયા, અને મેરની જાતમાં ભેળવી દીધા; પરણેતરની તથા મરણ અવસરની વિધિઓ તેમના પોતામાં જે ચાલતી હતી તે ચાલવા દેવાની છૂટ આપી; અને બીજાઓથી અળગા રહેવાને ફરમાન કરવામાં આવ્યું.”

આ પ્રમાણે વિજયલક્ષ્મીને વરીને, પોતાના વિજયોત્સાહથી ભરપૂર યોદ્ધાઓથી વિંટળાયેલો ભીમદેવ ભાટચારણોને મુખે પોતાની કીર્તિગાથાઓ સાંભળતો, તેમને અઢળક દાન આપતો, વાહ વાહ બોલાવતો અને રણ-વાદ્યોની ધૂમ મચાવતો પ્રજાનાં નેત્રોને આનંદ આપતો પાટણ પહોંચ્યો.

પાટણની પ્રજાએ તેનો અદ્ભુત સત્કાર કર્યો. બહુમૂલ્ય રત્નોથી શણગારાયેલા રાજહસ્તી પર ગોઠવેલી સોનાની અંબાડીમાં ભીમદેવની સવારી નીકળી. નવયૌવનને લીધે ખિલેલાં લલિત અવયવોથી મનમોહક લાગતી ગોલારકન્યકાઓ તેને વ્યજન કરતી હતી. તેની પાછળ ઉઘાડી તરવારે ઉભેલા અંગરક્ષકો આ સુંદર દૃશ્યમાં ભવ્યતા પૂરતા હતા. પ્રજા-જનોનાં નમનો સ્વીકારતો, તેમના જય જયકારના શબ્દો સાંભળી પ્રસન્ન થતો, પુરલલનાઓના કટાક્ષોથી રોમાંચ અનુભવતો તથા પુષ્પોથી વધાવાતો ભીમદેવ રાજગઢમાં પહોંચ્યો.

રાજમાતા નાયકાદેવીએ તેનું સ્વાગત કર્યું. ભીમદેવે તે દેવીનાં ચરણમાં મસ્તક મૂકી તેને પ્રણામ કર્યા અને આશીર્વાદ પ્રાપ્ત કર્યા. મૂળરાજના કુશળ સમાચાર પૂછ્યા અને ભાભીની આજ્ઞાથી પોતાના મહાલયમાં વિશ્રાન્તિ લેવા ગયો.

તેનું મન લીલાદેવીને બાગમાં મળવા તલસી રહ્યું હતું, પરંતુ તે મહાલયમાં નહોતી. દાસીઓએ તેને વસ્ત્ર બદલવામાં મદદ કરી અનેક

સુગંધિત પદાર્થોથી અંઘોળ કરાવ્યું અને જમવાની તૈયારી કરી. ભીમદેવનાં નેત્ર લીલાને શોધતાં હતાં. લીલાદેવીની સમવયસ્ક રૂપયૌવનસંપન્ન દાસીને દૂરથી આવતી દેખી તેને લીલાદેવીનો ભાસ થયો પણ પાસે આવતાં ભ્રમ ભાંગી જતો. અનેક મિષ્ટ પદાર્થો જમવામાં હોવા છતાં તેને તેમાં રસ ન પડ્યો. હાથમ્હોં ધોઈ આચમન કરી તે ઉઠ્યો અને પોતાના શયનગૃહમાં આવ્યો.

"તું ક્યારે આવી?" હાથમાં પાનબીડી લઈ પોતાને આપવા આવતી લીલાદેવીને ભાળી ભીમદેવે પૂછ્યું. તેના અવાજમાં રોષ અને ઠપકાનો ભાવ હતો!

"હજી આ હમણાં!" લીલાએ વિરક્તભાવથી જવાબ આપ્યો.

"બહુ વહેલી!" ભીમદેવે કટાક્ષ કર્યો.

લીલાદેવી કંઈ બોલી નહિ.

ભીમદેવના મનમાં ગુસ્સો આવ્યો. તેને લીલાદેવીની આ તટસ્થતા સાલતી હતી. તેણે પોતાના મહાલયમાં પ્રવેશ કરતાં જ ઉમંગભરી પ્રિયાને ભેટવાના મનોરથ બાંધ્યા હતા.

ભીમદેવ પલંગમાં પડ્યો અને શૂન્યદૃષ્ટિથી છત સામે જોઈ મનમાં ગણગણવા લાગ્યો.

"પાન તો લ્યો." લીલાદેવી બોલી.

"મારે નથી ખાવું."

"કેમ?"

"એમ."

"એમ કેમ?"

"તારે શું કામ છે?"

"હમ્મેશ તો ખાઓ છો અને આજે ના પાડવાનું કંઈ કારણ?"

"કારણ ને બારણ. હું બહુ થાકી ગયો છું. ભલી થઈને તું જા. મને ઘડી વિશ્રાન્તિ લેવા દે."

લીલાદેવી ઉભી જ રહી. તેની આંખોમાં ઊંડી ચિન્તા અને મ્હોં પર વિષાદની છાયા સ્પષ્ટ વ્યક્ત થતાં હતાં. ઉજાગરાથી તેની આંખો સૂજી ગઈ હતી. થાક અને ઉપવાસોથી તેનું શરીર ક્ષીણ બની ગયું હતું. અનેક

વિધ આભૂષણોથી અલંકૃત હોવા છતાં તેના અંતરમાં છવાયલી ગ્લાનિ ઢાંકી ઢંકાતી નહીં. તેનાથી જાણેઅજાણે નિસાસા મુકાઇ જતા હતા. ભીમદેવ જેવા ચતુરથી પણ લીલાદેવીની આંતરવ્યથા સમજાઇ નહીં. તેની આંખોમાં અત્યારે વાસનાનું વિષ ભર્યું હતું તેથી તે સાચા વાત્સલ્યની કદર કરવાને અશક્ત હતો.

"જા કહું છું." ભીમદેવે ખીજીને કહ્યું.

લીલાદેવી ધીરે પગલે શયનગૃહ બહાર જવા લાગી. તેણે એક વાર આંસુભરી આંખે પાછળ જોયું અને મ્હોં ફેરવી લીધું. તેની ચાલમાં પહેલાંનાં ડોલન કે મસ્તી નહોતાં. પગના ઠમકા કે ઝાંઝરના ઝંકારમાં તાલબદ્ધતા નહોતી. તેની ચાલમાં પ્રગલ્ભતાની સ્થિરતા અને ગંભીરતા હતી.

"અહીં આવ." ભીમદેવે તેને જતી અટકાવી: "મારી પાસે જલ્દી આવ."

લીલાદેવીએ આજ્ઞાનુસાર વર્તન કર્યું.

ભીમદેવે તેના હાથ પોતાના હાથમાં લીધા. તે ગરમ જણાયા. તેને ગાલે હાથ અડકાડ્યો તો ગાલ પણ ધગતા હતા.

"તાવ આવ્યો છે?"

"ના, ના."

"ત્યારે આખું દિલ તો તપી આવ્યું છે!"

"તમને અમસ્તું એમ લાગે છે."

"આંખો બળે છે?"

"ના, ના. એવું કશું થતું નથી."

"ત્યારે સાવ સાજી સારી છું?" ભીમદેવે ચિઢાઇને પૂછ્યું.

"હા."

"કેટલા દહાડાથી ઉંઘી નથી?"

"તમને આભી કહેતાં હતાં?"

"હું પૂછું છું."

"ના, ના. એ તો અમસ્તાં."

"ત્યારે આ આંખો કેમ સૂજી ગઇ છે?"

"તમને એમ લાગે છે."

ક્ષણ વાર સુધી બેમાંથી કોઇ બોલ્યું નહિ.

"મૂળરાજને કેમ છે ?"

"હતું તેમ ને તેમ."

"સુધારો કે બગાડો ?"

લીલા બોલી નહિ.

"વૈદ્ય શું કહેતા હતા ?"

લીલાદેવીની આંખમાંથી અશ્રુબિંદુ સરી પડ્યાં.

"રડીશ, એટલે હું સમજી જઇશ ?"

લીલાદેવી ડુસકાં ભરવા લાગી.

"પણ બોલ તો ખરી. રડે એમાં હું શું સમજું ?"

"વૈદ્યરાજ કહેતા હતા, કે તેનો બચાવ અશક્ય છે."

"તને કહેતા હતા ?"

"ના, ભાભીને."

"તેં કેમ જાણ્યું ?"

"હું પાસેના ખંડમાં ઉભી ઉભી સાંભળતી હતી."

"પછી ભાભી કંઈ બોલ્યાં ?"

"શિવ શિવ કરીને કપાળ કૂટ્યું."

"તેં કંઇ ભાભીને ન કહ્યું ?"

"મેં પૂછ્યું એટલે મને કહે તારે ચિન્તા ન કરવી. વૈદ્યરાજ કહે છે, થોડા વખતમાં તેને સાવ સુવાણ થઇ જશે. હું રડી પડી એટલે ધમકાવવા લાગ્યાં અને કહે આવી ઢીલી થઇશ, તો અહીં નહીં આવવા દઉં."

× × × ×

આમ વાતચીત ચાલતી હતી ત્યાં એક દાસી દોડતી આવી અને બોલી: "મહારાજ! દેવી બોલાવે છે. ગુર્જરેશ્વરની સ્થિતિ ભયંકર છે." દાસી આટલાં વાક્યો તો માંડ બોલી શકી.

ભીમદેવ જલદી જલદી ત્યાં જવા નીકળ્યો, પરંતુ ગજગામિની લીલાદેવી તેના પહેલાં ત્યાં પહોંચી ગઇ!

"તું બહાર રહે!" લીલાદેવીને દોડતી આવતી ભાળી નાયકાદેવી બોલી.

"કેમ ?" લીલાદેવીએ કરુણાપૂર્ણ સ્વરે પૂછ્યું.

"તારું અહીં કામ નથી. પ્રભા ! તેને પાસેના ખંડમાં લઇ જા." તેમણે છેલ્લું વાકય દાસીને સંબોધીને કહ્યું.

"મારે નથી જવું." લીલા જક્ક કરીને અંદર આવવા લાગી.

"તમે આને વારો." નાયકાદેવીએ ભીમદેવને કહ્યું. હજી તે આ ક્ષણે જ આવ્યો હતો. "કહું છું, તારું કામ નથી. પાસેના ખંડમાં બેસ, તો માનતી નથી અને અંદર આવવાની હઠ કરે છે!"

"ભાભીએ કહ્યું તે સાંભળ્યું ! જા." ભીમદેવે આજ્ઞા કરી. તે સાનમાં સમજી ગયો હતો.

"તેને કેમ છે ?"

"સારું છે." નાયકાદેવીએ જવાબ આપ્યો.

"મને જોવા દો."

"પછી આવીને જોજે."

"જા કહ્યું તે. તું તે કંઇ સમજે છે કે નહીં ?"

લીલાદેવી પ્રભાની સાથે પાસેના ખંડમાં ગઇ. ભીમદેવ અંદર આવ્યો. તેણે જોયું કે ચાલુકયકુલદીપક બૂઝાઇ ગયો હતો. તત્કાળ તેણે સેવકોને આજ્ઞા કરી, રાજપુરોહિતને બોલાવવા કહ્યું તથા શહેરમાં ખબર કહેવડાવ્યા.

પુરોહિતે આવી છેલ્લી ક્રિયા કરી અને બધાં રડ્યાં.

"લીલાબાને મૂર્છા આવી ગઇ છે." બધાં રડીને છાનાં રહ્યાં ત્યારે પ્રભાએ ખબર આપ્યા.

"ભાઇ ! તમે તેની પાસે જાઓ." નાયકાદેવીએ આજ્ઞા કરી. તેના દુઃખનો સાગર ઉલટયો હતો, પણ તેણે ધીરજ છોડી નહોતી. તેના મ્હોં પરની દીપ્તિ ક્ષણે ક્ષણે વધતી જતી હતી. આંખોનો પ્રકાશ ચળકતો હતો. તેના ઓઠ કંઇક જપ્યાં કરતા હતા. ભીમદેવ આ ચિહ્ન પારખી ગયો.

"ભાભી ! અમને છોકરાંને સાચવવાનું તમારે શિર છે હો !"

"તમને હજારો હાથવાળો સાચવશે. દિયરજી ! તમારો જીવ ન કચવાવશો. હવે મને ન અટકાવશો. તમારા ભાઇ જતાં આ ફુલની આશાએ હું જીવતી હતી. તે ફુલમાંથી ફળ થવાની મારી આશા ન ફળી. મારું ફુલ અકાળે કરમાયું. હવે મારે સંસારમાં શું મ્હાણવાનું છે! કયા સુખની આકાંક્ષાથી હું જીવવાનો મમત કરું ?" તેનું આખું શરીર ધ્રૂજતું હતું.

"પણ ભાભી! અમારી દયા નથી આવતી?"

"તમારાપર દયા દીનાનાથ કરશે. તમે દીઅર હોવા છતાં પેટના પુત્ર પેઠે મારી આજ્ઞા પાળી છે. હું તમને આશીર્વાદ આપું છું, કે તમે ગુજરાતની ગાદીને શોભાવશો. તમારી કીર્તિ અમર થશે. લીલાનું દિલ દૂભવશો નહિ. એનું દુઃખ ભાળીશ તો મને સ્વર્ગમાંયે સોરવશે નહિ. એને આંસુ પડાવશો તો તમારું અકલ્યાણ થશે, તે ન ભૂલતા. સગી બેન કે પેટની પુત્રી પર હોય તેના કરતાં પણ મને તેનાપર અધિક પ્યાર છે. મારી આજ્ઞા તમે નથી ઉથાપી અને આ આજ્ઞા પણ નહીં ઉથાપો એમ હું માનું છું."

"લીલાબા કહે છેઃ મને અંદર આવવા દો." પ્રભા વચ્ચે આવી બોલી.

"મૂળરાજને પડેલો ભાળી એનું ફટકી જશે. એનું અહીં કામ નથી." નાયકાદેવી બોલ્યાં.

"ભાભી! એને આવવા દો."

"ઠીક. પ્રભા એને સાચવીને તેડી લાવ. કહેજે કે કંઇ તરતોફાન કરવાનો નથી."

પ્રભા ગઇ અને લીલાદેવીને તેડી લાવી.

મૂળરાજને જોતાંજ તેણે કાળી ચીસ નાંખી અને ભોંયપર ફસડાઈ પડી. દાસીઓએ તેને ઉપચાર કરી, ભાનમાં આણી. નાયકાદેવીની સામે જોતાં તે ડરી.

આસપાસ બેઠેલી રાજગઢની સ્ત્રીઓ નાયકાદેવીને જયજગદંબા કરી પગે લાગતી હતી તથા જય અંબે! જય અંબેના પોકારો કરતી હતી.

"માતાજીને પગે લાગો." એક બાઇએ લીલાને કહ્યું.

પોતાને ગોદમાં ઘાલનાર, લાડ લડાવનાર, ચૂમનાર અને પોતાની સુખસગવડ માટે નિરંતર ચિન્તા કરનાર, માતા કહો તો માતા, મોટી બ્હેન કહો તો મોટી બ્હેન,—નાયકાદેવીને આવી અપૂર્વ અને અદ્ભુત જોઇ લીલાદેવી કંપી. તે નાયકાદેવીને પગે પડી. "અખંડ સૌભાગ્યઃ ગુજરાતની મહારાણી થા."

"માજી! સંસારની બધી જંજાળમાંથી મારું મન છૂટી ગયું છે. એક આ મારી લાડકવાઇ લીલા પરની લાગણી છોડી છૂટતી નથી. પ્રભુ એનું કલ્યાણ કરો."

"દેવી! તમારાં સૌ છોયડાં (છોરુ, છોકરાં-સંતાન) છે. તમને હવે સંસારમાં મમત કેવો? દેવી! તમે તો સોલંકીનું કુળ ઉજાળ્યું. તમારે લીલાવહુની લેશ પણ ચિન્તા ન કરવી. એનું હું જીવની પેઠે જતન કરીશ. કશી વાતે એને ઓછું આવવા નહીં દઉં."



"માજી! માજી! એને જાળવજો હો. એણે દુઃખ દેખ્યું નથી અને હવે તમને ભળે છે. લીલા અહીં આવ."

લીલાદેવી પાસે ગઈ. તેણે તેને ખોળામાં બેસાડી. માથું સુંઘ્યું, ગાલ ચૂમ્યા, છાતી સરસી ચાંપી.

"બેન! હું તો હવે લાંબે ગામતરે* જાઉં છું. બોલ્યું ચાલ્યું માફ કરજો."

* ગ્રામાંતરે, બીજે ગામ. અહીં સ્વર્ગે-એવા અર્થમાં.

લીલાદેવી કંઈ બોલી શકી નહીં. તેની આંખમાંથી શ્રાવણભાદરવો વરસી રહ્યો હતો.

જય અંબે, જય અંબે! એવા પોકારો વધવા લાગ્યા. પાટણનું પ્રજાજન રાજગઢના વિશાળ ચોકમાં એકત્ર થયું હતું.

× × × ×

અજયપાળનો બાળક પુત્ર મૂળરાજ અને તેમનાં રાણી ગુજરાતનો શણગાર અને ગુજરાતનું ગૌરવ–નાયકાદેવી સ્વર્ગે સિધાવ્યાં.

## પ્રકરણ ૩ જું
## લીલાદેવીની ઉદારતા

પુરુષોને દિલના ઘા વીસરતાં વાર લાગતી નથી; તેમના અંતરના જખમને વહેલી રુઝ આવે છે, જ્યારે સ્ત્રીઓને દિલનાં દર્દ કદી મટતાં નથી. એમનાં સ્નેહકુણાં અંતરમાં પડેલા વ્રણ રૂઝાતા જ નથી. ભાભી અને ભત્રીજાના શોકજનક અવસાનનો ખેદ કાળે કરીને ભીમદેવ લગભગ ભૂલી ગયો. પ્રથમ તે પ્રસંગ યાદ આવતાં અશ્રુધારા ચાલતી, પછી તે પ્રસંગ યાદ આવતાં નિસાસો મૂકાઈ જતો, છેવટે તે પ્રસંગ યાદ આવતાં મ્હોં ફિક્કું પડી જતું અને અંતરમાં વ્યથા થતી. હવે તે પ્રસંગ યાદ આવતાં "ઈશ્વરેચ્છા" એટલા શબ્દો જ મ્હોંમાંથી સરી પડતા. ખરી વાત છે. દુઃખનું ઓસડ દહાડા. પેટનો પુત્ર ગુમાવી બેસનાર માતા કે વહાલમને છેલ્લી વિદાય દેતી વનિતા જે રુદન કરે છે, તે કંઈ સદાકાળ ચાલતાં નથી.

ભીમદેવને હવે ઇચ્છાદેવી યાદ આવવા લાગી. હવે તે સ્વતંત્ર હતો. ભાઈની કારકીર્દિમાં તેણે છાનુંમાનું માગું મોકલેલું ત્યારે 'મારી પુત્રી તો મહારાજાને પરણશે,' એવા અપમાનકારક શબ્દો કહી, જેતસી પરમારે તેનો અસ્વીકાર કર્યો હતો. આ શબ્દો તેના અંતરમાં કાંટાની માફક ખટકતા હતા. હવે તે મહારાજા બન્યો હતો. ઇચ્છાદેવીનું પાણિ-

ગ્રહણ કરવાની તેણે લાયકાત મેળવી હતી. 'મારું હરણ કરવું હોય તો અર્બુદાચળ આવજે.' એ ઇચ્છાદેવીએ કહેલાં વેણ તેના હૃદયમાં કંઈ કંઈ ભાવ જગાવતાં હતાં.

એક વખત ભીમદેવ ઊંડા વિચારમાં પડ્યો હતો, તેવામાં તેનો પરમ મિત્ર અમરસિંહ આવ્યો.

"મહારાજનો 'જયજયકાર' હો." અમરસિંહે વંદન કર્યું.

"આવ." ભીમદેવે તેને આવકાર આપ્યો.

"પ્રકૃતિ અસ્વસ્થ છે કંઈ?" અમરસિંહે પૂછ્યું.

"તને એમ લાગે છે?"

"આપનો ચહેરો પ્રફુલ્લ જણાતો નથી, એટલે મેં પૂછ્યું. કઈ ચિન્તા આપને અકળાવે છે?" અમરસિંહ મહારાજા પાસે ગયો અને તેણે લાગણીપૂર્વક પૂછ્યું.

ભીમદેવ મૌન રહ્યો.

"મારાથી ખાનગી છે। તો ન કહેશો."

"તારાથી કદિ મેં કંઈ છાનું રાખ્યું છે?"

"એ જમાનો ગયો."

"કેમ વારુ?"

"હવે આપ રાજા થયા."

"રાજા થાય એટલે માણસ મિત્ર મટી જતો હશે!"

"નીતિશાસ્ત્ર તો હા પાડે છે."

"શું, કપાળ હા પાડે છે. તું વળી નીતિશાસ્ત્રને વચ્ચે ઘુસાડે છે!" ભીમદેવે જરા ચીઢાઈને કહ્યું.

"નીતિશાસ્ત્રમાં તો કહ્યું છે કે,

काके शौचं द्यूतकारे च सत्यं सर्पे क्षान्तिः स्त्रीषु कामोपशान्तिः।
क्लीबे धैर्यं मद्यपे तत्त्वचिन्ता राजा मित्रं केन दृष्टं श्रुतं वा"*

---

* (નીતિશાસ્ત્રકાર પૂછે છે, કે આ વસ્તુ તમે જોઈ કે સાંભળી? મતલબ કે તેમ થવું જ અસંભવિત છે.) કાગડામાં પવિત્રતા, જુગટિયામાં પ્રામાણિકતા, સર્પમાં ક્ષમાબુદ્ધિ, સ્ત્રીઓમાં વાસના-તૃપ્તિ, કાયર પુરુષમાં ધીરજ, દારૂડીઆમાં ઇશ્વરચિન્તન, અને રાજામાં મિત્રતા કોઇએ જોઈ કે સાંભળી છે? મતલબ કે તે વાત અસંભવિત છે. (સુભાષિત રત્નભાંડાગાર.)

અમરસિંહ બોલ્યો અને હસ્યો.

"તારા નીતિશાસ્ત્રકારોનું કંઈ ઠેકાણું જ લાગતું નથી. તેઓ તો ઘડીકમાં આમ, તો ઘડીકમાં તેમ ભરડ્યે રાખે છે." ભીમદેવે ગંભીરતાથી કહ્યું. "તેં જ એક શ્લોકમાં કહ્યું હતું, કે મિત્ર કરવો તો રાજાને."

"મને તો કંઈ યાદ આવતું નથી."

"તારી દલીલનું ખંડન થાય એમ હોય એટલે શાનું યાદ આવે? મને યાદ છે. માત્ર શરૂઆત જ વિસરાઈ ગઈ છે." મહારાજા બોલ્યા અને શ્લોકનું પ્રથમ ચરણ યાદ કરવા લાગ્યા. થોડી વારે તે બોલ્યાઃ

" एका भार्या सुंदरी वा दरी वा
　　एको वासः पत्तने वा वने वा।
एको देवः केशवो वा शिवो वा
　　एकं मित्रं भूपतिर्वा यतिर्वा॥"*

"શ્લોક તો પંડિતને પણ શરમાવે એવા ઉચ્ચારથી બોલો છો!" અમરસિંહ પ્રસન્નતાપૂર્વક બોલ્યો.

"તેં શિખવ્યો છે. સાચું ખોટું અથવા સારૂં નઠારૂં તું જાણ!" ભીમદેવે સરળતાથી જવાબ આપ્યો.

"ત્યારે એક ભૂલ છે તે સુધારો."

"શી?"

"एको देवः केशवो वा जिनो वा."

"જા, જા હવે. પુરોહિતજી કહેતા હતા કે केशवो वा शिवो वा જ જોઈએ. જૂઓ, મોટા ભૂલ સુધારવાવાળા!"

"પુરોહિતજીને ક્યાંથી ખબર?"

"એક વખત હું આ શ્લોક બોલતો હતો ત્યારે પદ્માવતી કાકીએ સાંભળ્યો અને તેમણે કહ્યું ખોટું છે जिनो वा નહિ शिवो वा જોઈએ. મેં

---

* સ્ત્રી કરવી તો એક જ. કાં તો સુંદરી ને કાં તો દરી એટલે પર્વતની ગુફા; વસવું તો એક જ ઠેકાણે. કાં તો શહેરમાં ને કાં તો વનમાં; ભજવા તો એક જ દેવને. કાં તો કેશવને ને કાં તો શિવને. મિત્ર કરવો તો એક જ–કાં તો રાજા, કે જે દારિદ્ર્ય ટાળી આ ભવ સુધારે, ને કાં તો યતિ એટલે સંન્યાસી કે જે મોક્ષપ્રાપ્તિનો માર્ગ બતાવે.

માન્યું નહિ, એટલે તેમણે કહ્યું: પુરોહિતને પૂછજે. પછી મેં પુરોહિતજીને આ શ્લોક બોલવા કહ્યું ત્યારે તેઓ શિવો વા બોલ્યા. તે દિવસથી હું પણ તેમ બોલું છું."

"પદ્માવતી કાકી તો ભારે, ભાઈ!"

"શાસ્ત્રાર્થમાં રામચન્દ્ર પંડિતને હાથ જીભ કઢાવતાં!"

"તે હશે. મને ખબર નથી."

"શાની ખબર હોય? એવું તો તું બધું ભૂલી જ જાય છે તો!"

"જેવો તમારો અનુભવ."

"હું તો સાચું કહું છું."

"તો હું કબૂલ રાખું છું. પણ તમે તમારી ચિન્તાનું કારણ તો ન કહ્યું." અમરસિંહે મુદ્દાનો સવાલ પૂછયો.

"મને જેતસી પરમારે તારું અપમાન કરેલું, એ વાત ખટક્યા કરે છે."

"આપની મારા પરની લાગણી માટે ઉપકાર માનું છું. પરંતુ યાદ રાખજો હો: 'नास्ति सत्यात्परो धर्मः नानृतात्पातकं परम्' (સત્યથી મોટો ધર્મ નથી. અસત્યથી મોટું પાપ નથી.)"

"શું હું ખોટું કહું છું, એમ તારી માન્યતા છે?"

"સાવ ખોટું તો કેમ કહેવાય?"

"ત્યારે?"

"લગભગ."

"શી રીતે?"

"આપને મારું અપમાન સાલે છે એ હું કબૂલ કરું છું, પણ તેના કરતાં હજારગણો ધ્રુવાદેવીનો વિજોગ સાલે છે. સાચું કહેજો?"

"એને મેળવવાનો એકેય ઉપાય નથી?"

"છે તો. એણે પોતાની પુત્રી મહારાજાને પરણાવવા કહ્યું હતું, તે આપ હવે મહારાજા છો. હવે નકાર ભણવાનો એનો શો ભાર છે?"

"ત્યારે તું જઈશ?"

"આપ કહો ત્યારે."

"તો આજે જ સાંજે નીકળી પડ."

"જેવી આજ્ઞા." અમરસિંહ મ્હોં મલકાવીને બોલ્યો.

"લીલાદેવીને આ ખબર ન પડે એટલું સંભાળજે."

"નહીં તો એમ માનો છો, કે હું તેની પાસે વધામણી ખાવા જાઉં કે, તમારા પર શોક્ય આવે છે ?"

"એમ તો કંઇ નહીં."

"ત્યારે ?"

"હું તો સહજ સૂચના આપું છું."

"ત્યારે એક વાત કહું ?"

"શું ?"

"જે વાત ખાનગી રાખવાની વધુમાં વધુ કાળજી રાખો તે વાત વહેલામાં વહેલી બહાર પડી જાય છે."

"તે હશે ! આ બાબતમાં તેવો સંદેહ રાખવાનું કારણ નથી."

"આપની જેવી માન્યતા."

થોડી વાર અજેમાંથી કોઈ બોલ્યું નહિ.

"ત્યારે રજા."

"હા."

અમરસિંહ જવા લાગ્યો.

"અહીં આવ."

"કેમ ?"

"સૂચના આપવી છે."

"શી ?" અમરસિંહે પાસે આવી પૂછ્યું.

"હું તારી સાથે આવીશ."

"હું સલાહ નથી આપતો."

"કેમ ?"

"કદાચ સપડાઇ જવાય."

"ગાંડા ! હું થોડો જ આ વેશે આવવાનો હતો. હું તો તારા એક અનુચર તરીકે વેશપલટો કરીને આવીશ."

"હું હા ના કંઇ કહેતો નથી."

"પણ એટલી તાલાવેલી શી લાગી છે? કદાચ ધોએલ મૂળા જેવા પાછા ફરવું પડે તો તમે નહીં શોભો. હું તો ચાકર ગણાઉં. મારે માટે વાંધો નહિ."

"તને એવી ભીતિ રહે છે?"

"ચેતતા નર સદા સુખી."

"ગમે તેવો યોદ્ધો હો, પણ છેવટે તો તું વાણીઓને! તને ખબર છે, એક સોલંકી હજારને પૂરો પડે."

"આપણે કંઈ લઢાઈ જગાવવા નથી જવું."

"તો પછી ફિકર શા સારૂ કરે છે?"

"જેવી આપની મરજી."

"જા ત્યારે, તૈયારી કર. પછી મને ખબર આપજે."

"અમરસિંહ નમન કરીને ચાલ્યો તેવી જ લીલાદેવી ઓરડામાં પેઠી. અમરસિંહ સમજી ગયો, કે દેવીએ આખી વાત સાંભળી હોવી જોઇએ.

"શુકન સારા થાય છે." તે બોલ્યો.

"હા ગોળ ખાતા જાઓ." લીલાદેવી બોલી.

"લ્યો, ગુર્જરેશ્વર! પ્રથમ તમે મીઠું મ્હોં કરો. પ્રથમ તમારો હક્ક છે." પોતાની પાસેની રૂપાની થાળીમાંથી ગોળની કાંકરી લઈ ભીમદેવને આપવા તેણે હાથ લંબાવ્યો.

"શું કંઈ શુભ પ્રસંગ છે, દેવી?" ભીમદેવે ગભરાઇને પૂછ્યું.

"તમારા મનના મનોરથ ફળે." દેવી બોલ્યાં.

"આપનો આશીર્વાદ." અમરસિંહ બોલ્યો અને હસ્યો.

"લુચ્ચા, તું યે સમજ્યા વિચાર્યા વિના શું ભરડે રાખે છે?" ભીમદેવે ગુસ્સાથી ત્રાડ મારી. પછી નમ્ર અવાજે બોલ્યો: "દેવી આપના બોલવાનો ભાવાર્થ ન સમજાયો."

"તમે એય વર અણુવર પરણવા જાઓ ત્યારે મીઠું મ્હોંડું કરવું જોઇએ. એમ હું કહું છું. હવે સમજાયું?" કાળજી રાખવા છતાં પણ લીલાદેવીના અવાજમાં જરા કડવાશ આવી ગઇ.

"તમને આમ જોટે કોણે લંભેર્યાં?"

"આપે." લીલાદેવીએ સ્વસ્થતાથી કહ્યું.

"મેં !" ભીમદેવ ચમક્યો.

"હા. માફ કરજો. આપની બધી વાત મેં સાંભળી છે."

ભીમદેવનું મ્હોંઢું છબી પાડવા જેવું થઈ ગયું. જેનાથી તે વાત છાની રાખવા ધારતો હતો, તેણે જ પ્રથમ તે જાણી.

"વિનોદમાં કહેલી વાતને તમે સાચી માનો છો ?" ભીમદેવે વાત ઉડાવવા કૃત્રિમ હાસ્ય કરી કહ્યું.



"મહારાજ ! ખોટું બોલવાનું કંઈ કારણ નથી. હું આપની સાથે ઝઘડો મચાવતી હોઉં તો તેમ કરવું પડે, પણ તેમ દહેશત રાખવી મિથ્યા છે. હું તો તમને ખરા અંતઃકરણથી કહું છું કે, તમારૂં દિલ રાજી થાય તેમ કરો."

ભીમદેવને હવે શું બોલવું તે સૂઝયું નહિ. અમરસિંહે અહીં ઝાઝી વાર રોકાવામાં માલ ભાળ્યો નહીં. તેણે ચાલતી પકડી.

"પ્રભા !..." લીલાદેવીએ દાસીને બૂમ પાડી.

"બા ! આવી." દાસીએ આવીને નમન કર્યું.

"હમણાં અહીંથી પેલો વાણીઓ ગયો ને ?"

"કોણ, અમરસિંહ ?"

"હા. તેને જઈને કહે કે તૈયારી થાય, એટલે તરત મહારાજને

ખબર આપજો. ગુર્જરેશ્વર આતુરતાપૂર્વક રાહ જુએ છે." લીલાદેવીનું
એકેક વાક્ય ભીમદેવને ચાબખાના એકેક સપાટા જેવું લાગતું હતું.
હાસી ગઇ.
"દેવી !..." ભીમદેવ બોલ્યો. તેના અવાજમાં ધ્રૂજારી હતી.
"મહારાજ !—"
"માફ કરો." ભીમદેવે ગળગળે સ્વરે કહ્યું.
"એવું એવું બોલી મને પાપમાં ન નાંખો."
"હું અપરાધી છું."
"હું માનતી નથી. આપ આપની ઇચ્છા પ્રમાણે વર્તવા સ્વતંત્ર છો."
"હું પ્રતિજ્ઞા કરૂં છું કે—"
"જરૂર નથી." લીલાદેવી વચ્ચે બોલી.
"દેવી !....."
"મારા સમ જો કંઈ બોલો તો. હું જો વહાલી હોઉં, તો જેમ
કરતા હતા તેમ કરો."
"તમારૂં પટરાણીપદ કાયમ રહેશે."
"હું કંઈ છોકરૂં નથી, તે મને પટાવવી પડે." ખૂબ ખૂબ કાળજી
"હું કંઈ છોકરૂં નથી, તે મને પટાવવી પડે." ખૂબ ખૂબ કાળજી
રાખવા છતાં દેવીથી આડું બોલી જવાતું હતું: "તમે એકને બદલે સો
રાણીઓ કરો, તેની મને ચિન્તા નથી, પણ તમે મારાથી ભેદભાવ રાખ્યો
તે સાંભળતાં મને પારાવાર દુઃખ થાય છે. પેલા બે બદામના વાણીઆ
એટલીયે હું તમારે નહીં ?" રાણીના અવાજમાં ગ્લાનિ અને નિરાશા હતાં.
ભીમદેવ કશું બોલ્યો નહીં, બોલી શક્યો નહીં.
"તમારા મિત્રનો વાંક કાઢ્યો તેથી ખોટું લાગ્યું હશે ?" દેવીએ
ભીમદેવના હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું.
"ના. ના. મુદ્દલે નહિ."
"ત્યારે કેમ મુનિવ્રત લીધું છે ? પરમાર પુત્રીના વિચારો કરો છો ?"
"એવું કશું નથી."
"ત્યારે કેવું છે ?" વળી થોડા સમય બેમાંથી કોઈ બોલ્યું નહીં.
"ત્યારે હું જાઉં ?" લીલાદેવી ઉભી થતાં બોલી.
"બેસશો નહીં ?" ભીમદેવ બોલ્યો. તેની વાણીમાં ઉમળકો નહોતો.
"ના. હવે જઈશ."
રાણી જવા લાગી. ભીમદેવે તેને અટકાવી નહીં.
લીલાદેવીએ ઓરડા બહાર આવી ઉંડા નિશ્વાસો મૂક્યો.

## પ્રકરણ ૪ થું



## પ્રેયસીને પન્થે

બહુ વિધિ કરત મનોરથ, જાત લાગી નહિ બાર. તુલસીદાસજી.

**આ**બુના રાજ્યની રાજધાની ચન્દ્રાવતીના સંબંધમાં ગુજરાત સર્વસંગ્રહમાં આ પ્રમાણે નોંધ છે:

ચન્દ્રાવતી આબુથી દક્ષિણે બાર માઇલ ઉપર ને અંબાભવાની ને તારંગાનાં દહેરાંથી આશરે બાર માઇલપર ઉજ્જડ દેશમાં છે. અસલના વખતમાં એ ઘણું મોટું શહેર હતું ને તેમાં થઇને ગુજરાતનો વેપાર ઉત્તર હિન્દુસ્તાનમાં જતો. એ ઘણું પવિત્ર ધામ પણ હતું. જૂના શહેરનાં દહેરાંનાં ખંડીએર પરથી જણાય છે, કે એ નગરી ધનવાન હતી અને કારીગરો પણ ઘણા કુશળ રહેતા હતા. અમદાવાદી રેશમી કાપડ તથા છીપાકામ વખણાયું તે ચન્દ્રાવતીના વણકર અને છીપાઓને લીધે જ. આ શહેર સાતમાથી પંદરમા સૈકા લગણ આબાદ હતું. સાતમા સૈકામાં પરમારોના હાથમાં હતું. તે તેમની પાસેથી શિરોહીના ચોહાણોએ લીધું. તે ત્યાર પછી અણહીલવાડના સોલંકીઓનું ખંડિયું થયું. કુતુબુદ્દીન ઐબક ગુજરાતપર આવ્યો ત્યારે તેને આબુ આગળ અહીંના ધારાવર્ષદેવે ઇ. સ. ૧૧૯૭ માં ખાળ્યો હતો, પણ તેણે ચન્દ્રાવતી જિતી લૂંટયું હતું. ૧૨૭૦ માં નાદોલના ચહુઆણોએ તાબે કીધું. પણ તેમને ૧૩૦૦ માં દેવોરાના ચોહાણોએ ખસેડ્યા. ઇ. સ. ૧૩૦૪ માં મુસલમાનના હાથમાં ગયું. પછી પંદરમા સૈકામાં સુલતાન અહમદે અહીંનાં મકાનો તોડી અમદાવાદ સુશોભિત બનાવ્યું તથા અહીંના હુશિયાર કારીગરને ત્યાં વસાવ્યા. ત્યારથી એ છેક પડી ભાગ્યું.

× × × ×

આપણે જે સમયનું વર્ણન કરીએ છીએ તે કાળે તો ચન્દ્રાવતી એક આબાદ શહેર હતું. ધોળા આરસના બાંધેલા ગગનચુંબી મહાલયોની

આસપાસ શિવલિંગની આસપાસ વિંટળાયલા સાપની પેઠે મજબૂત કિલ્લો આવેલો હતો. કિલ્લા ફરતી ઉંડી ખાઈ દુર્ગની દુર્ગમતામાં વધારો કરતી હતી. દરવાજે દરવાજે ખાઇપર પૂલો ગોઠવેલા હતા. જે લડાઇના વખતમાં ઉપાડી લેવામાં આવતા હતા. મંદિરોપર સૂર્યના પ્રકાશથી દેદીપ્યમાન દેખાતા સોનાના કળશ તથા ફરકતી ધજાઓ દૂર દૂરથી દેખાતાં.

ભીમદેવે આ ધજા તથા કળશ ભાળી પોતાનાં માણસોને વિશ્રાન્તિ લેવા આજ્ઞા આપી. માણસોએ ભોજનની તૈયારી કરવા માંડી. બે ઘોડેસવારો 'ગુર્જરેશ્વરનો સંદેશો લઇ અમરસિંહ આવે છે.' એવા સમાચાર પહોંચાડવા આગળથી ચન્દ્રાવતી ગયા.

ભીમદેવ પાટણથી નીકળ્યો તે દિવસથી તેણે આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો હતો. कामातुराणां न सुखं न निद्रा. પોતાની પ્રિયતમાની જન્મભુમિ નિહાળી તેના મનમાં કંઇક આનંદ થયો. બધા કરતાં તેને ચન્દ્રાવતી વધુ સુંદર લાગ્યું.

તેવામાં (ચન્દ્રાવતીની વિરુદ્ધ બાજુએ) પાટણને રસ્તે ધૂળના ગોટેગોટ ઉડતા જણાયા. બધાએ આતુરતાથી તે તરફ જોવા માંડ્યું. પરંતુ તેમના આશ્ચર્ય વચ્ચે આવનારાઓએ રસ્તો બદલ્યો. ભીમદેવે તેમની તપાસ કરવા બે ઘોડેસવાર મોકલ્યા અને જલદી આવી જવા ભલામણ કરી.

બધા ભોજન લઇ વિસામો ખાઇ ચાલ્યા. સૌની આગળ પાંચ ભપકાદાર પોષાકમાં સજ્જ થએલા ઘોડેસવારો ચાલતા હતા. તેમનો પોષાક સામાન્ય રાજાના પોષાક જેવો હતો. દરેક જાતનાં અસ્ત્રશસ્ત્રથી તેઓ સજ્જ હતા. તેમના ઘોડા પણ ઉંચા અને પાણીદાર હતા. તેની પાછળ અમરસિંહ પોતે દમામભેર પોતાનો ઘોડો ખેલતો ચાલતો હતો. તેની પાછળ પહેલાના જેવા જે પાંચ ઘોડેસવારો ખુલ્લી તરવારે રંગમાં ઘોડા રમાડતા ચાલ્યા આવતા હતા. તેની પાછળ સામાન્ય પોષાકમાં સજ્જ સૈનિકોની ટુકડી ચાલતી હતી. ભીમદેવ આ સૈનિકોમાં મળીને ચાલવા માંડ્યો.

તેમનું સ્વાગત કરવાને જેતસી પરમારનો પાટવી પુત્ર, સલખકુમાર પોતે આવ્યો હતો. તે બધાને આવકારપૂર્વક નગરમાં લઈ ગયો અને ઉતારા પાણીની સોઇ કરાવી તથા કામ સેવા માટે ઉત્તમ દાસદાસીઓની ગોઠવણ કરી, અમરસિંહ પાસે આવ્યો.

"અમરસિંહજી ! જસા મહેતા આઠે પ્રહર અહીં હાજર રહેશે. આપને કંઇ પણ અગવડ જણાય તો તરત જ તેમને કહેશો. જેવી ગુર્જરેશ્વરને ત્યાં હોય તેવી સાહ્યબી તો અમારે ત્યાં નથી જ, છતાં આપની યથાશક્ય સગવડ સાચવવામાં તો અમે પાછી પાની નહીં જ કરીએ." સલખકુમાર બોલ્યો.

"પરમારનું કુલગૌરવ આપને એવાં વેણ કહેવડાવે છે." અમરસિંહ



બોલ્યો. સલખકુમારનું બોલવું સહેજ હતું કે તે વાઢતો હતો, તેનો નિશ્ચય અમરસિંહ કરી શક્યો નહીં. તેથી તેણે मिष्टभाषी सुखी भवेत्‌નું સૂત્ર સ્વીકાર્યું.

ભીમદેવને સલખકુમારની નમ્રતા ગમી. પોતાની પ્રેયસીનો ભાઇ તેને અત્યંત પ્રિય લાગ્યો. તેણે માંડ માંડ સાંજ પાડી. છેવટે સલખે મોકલેલી પાલખીમાં બેસી અમરસિંહ રાજદરબારમાં જવા તૈયાર થયો ત્યારે ભીમદેવ સાથે જવા તૈયાર થયો. પરંતુ અમરસિંહે તેને સમજાવીને ન આવવા દીધો.

અમરસિંહ રાજસભામાં ગયો. ત્યાં જેતસી પરમારે પોતે સામા
આવી તેનું સ્વાગત કર્યું અને પોતાના પુત્ર પાસે પડેલા સિંહાસન પર
તેને બેસવા ફરમાવ્યું. અમરસિંહે જગા લીધી.
"પંડિત અમરસિંહ! ગુર્જરેશ્વરે શો સંદેશો કહાવ્યો છે?"
"પરમાર રાજ! હું આપને એક અત્યંત શુભ સમાચાર
વિદિત કરવા આવ્યો છું." અમરસિંહે ઉભા થઈ પોતાનું ભાષણ શરૂ કર્યું:
"ગુજરાતની વિપુલ સમૃદ્ધિ, અથાગ સૈન્યબલ, ગુર્જરેશ્વરનું અતુલ પરાક્રમ,
ઉદારતા, ધર્મનિષ્ઠા, વિદ્યાપરાયણતા આદિ જગજાહેર છે. હમણાં જ
ગુર્જરેશ્વરે પોતાના પ્રચંડ બાહુદંડથી તુરુષ્કપતિનું સશસ્ત્ર સૈન્ય ખંડન કરી
પ્રતિખંડ કીર્તિ પ્રસારી છે તે મહારાજા ભીમદેવ, તમારી રૂપગુણવતી
કન્યા ઇચ્છાદેવીપર મુગ્ધ થયા છે, તે તો આપને મારી પહેલી મુલાકાત
વખતે જ વિદિત થયું છે. હું મહારાજાની આજ્ઞાથી તે પૃથ્વીલોકની લક્ષ્મી
ઇચ્છાદેવીનું માગું કરવા આવ્યો છું. મારું વચન કબૂલ રાખ્યાથી તમને
ઘણા લાભ પ્રાપ્ત થશે. સારા અને સબળ સગા પ્રાપ્ત થશે. ગુર્જરેશ્વરની
કૃપાદૃષ્ટિ પામશો. આપના શત્રુઓ આપની સામે મિટ માંડી શકશે નહી.
તમારે વિચાર કરવાને માટે સમય જોઇતા હશે તો તે આપવામાં મને લેશ પણ
વાંધો નથી. જે જવાબ આપો તે પૂર્ણ વિચાર કરીને જ આપશો. હું
તમને સલાહ આપું છું, કે તમારા પર ગુર્જરેશ્વરનો કોપ ઉતરે એવું કાર્ય
તમે નહી જ કરશો."
આટલું બોલી અમરસિંહે આસન લીધું. આખી સભા વિમાસણમાં
પડી ગઈ. જેતસી પરમાર નીચું મસ્તક ઢાળી રહ્યો. સલખકુમાર પણ કંઈ
બોલ્યો નહિ. સોય પડે તોપણ સંભળાય એવી શાન્તિ પ્રસરી રહી.
છેવટે થોડી વારે જેતસી પરમાર ઉઠ્યો. વૃદ્ધાવસ્થાને લીધે તેનાથી
અક્કડ ઉભા રહી શકાતું નહોતું. તેનો ચહેરો ઘરડા સિંહ જેવો દેખાતો
હતો. તેની આંખોનો ચળકાટ કાયમ હતો. તેણે પોતાના બે હાથથી
પોતાની મુછો અને દાઢી પસવારી. આખી સભા તરફ મિટ માંડી. પછી
અમરસિંહ તરફ જોઇને બોલ્યો: "પંડિતજી! અમે ધર્મસંકટમાં આવી
પડ્યા છીએ. રાજકુમારીનું વાગ્દાન દિલ્હીશ્વર મહાપરાક્રમી ક્ષાત્રકુલભૂષણ

પૃથ્વીરાજને અપાઈ ગયું છે. તમે જાણો છો કે ખરા ક્ષત્રિયોનું વચન એક જ હોય છે. વળી તમે તો ધર્મશાસ્ત્રોનું પણ અવલોકન કર્યું છે. મનુસ્મૃતિકાર કહે છે કે,



*सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृज्जल्पन्ति राजानः त्रीण्येतानि सकृत्सकृत् ॥

આથી ગુર્જરેશ્વરનું માગું ન કબૂલ રાખી શકવા માટે અમે દિલગીર છીએ."

"પરમાર રાજ! મને જેટલો જૈનશાસ્ત્રોનો અનુભવ છે, તેટલો સનાતન ધર્મશાસ્ત્રોનો નથી. છતાં હું કહું છું કે દરેક વ્યવહારમાં શાસ્ત્રનિર્ણય પર અવલંબન રાખવું, એ વેદિયાવેડા છે. શાસ્ત્રકારો કહે છે देशकालौ संकीर्त्य દેશકાલનો વિચાર કરી ધાર્મિક આજ્ઞાઓનું સ્વીકાર યા વર્જન થવું જોઇએ. આપે કહ્યું કે सकृत्कन्या प्रदीयते એ વાત સાચી, પણ માગું કરનાર કોણ છે, તેનો પણ તમારે વિચાર કરવો જોઇએ. મારી વિનતિ છે કે તમે જવાબ આપવામાં ઉતાવળ ન કરો. ચંદ્રાવતીની શાંતિ અને આબાદીનો વિચાર કરો. ગુર્જરેશ્વર જેવા શત્રુ તમને પાલવશે નહિ. માફ કરજો, મારે આપને કડવાં વેણ કહેવાં પડે છે. પરંતુ, મારાં વેણ આપને હિતકર્તા છે. તમારા કુટુંબના પાંચ ડાહ્યા પુરુષો, મહારાણી, યુવરાજ અને પ્રધાનમંડળ એકઠા થઇ શાંતપણે આ પ્રશ્નનો વિચાર કરો અને પછી જે કહેવાનું હોય તે કહો."

પરમારને પણ આ વાત ગમી; તેણે તે કબૂલ રાખી અને પછી સભા બરખાસ્ત થઇ. સલખકુમારના હાથનો ટેકો લઇ પરમાર સિંહાસન પરથી ઉતર્યા અને પાછલે દરવાજેથી અંતઃપુરમાં ગયા. સરભરાખાતાના કામદારે અમરસિંહ તથા તેના માણસોને ઉતારે જવાની ગોઠવણ કરી આપી.

* બાપની મિલકતમાંથી ભાઈના ભાગ એક વખત પડે છે. કન્યાનું દાન એક વખત થાય છે. રાજાઓ એક વખત જ બોલે છે. (બોલ્યા પછી ફરી જતા નથી.) આ ત્રણ એક જ વાર થાય છે.

ઉતારામાં ભીમદેવ અમરસિંહની રાહ જોતો હતો. અમરસિંહ આવ્યો. કે, તરત તેઓ બન્ને એક એકાન્ત ઓરડામાં ગયા અને બારણું અટકાવી વાતો કરવા લાગ્યા.

"કેમ અમરસિંહ! સફળ કે નિષ્ફળ ?"

"કંઇ ચોક્કસ કહેવાય નહિ."

"શું પરમારે હા ના નો કશો જવાબ જ ન આપ્યો ?"

"તેણે પાંચ દિવસ વિચાર કરવા માગ્યા છે."

"એમાં શો વિચાર કરવો હતો ?"

"તે બિચારો ધર્મસંકટમાં આવી પડ્યો છે."

"શા ?"

"તેણે દિલ્હીશ્વર પૃથ્વીરાજ ચોહાણને વાગ્દાન દઈ દીધું છે."

"ત્યારે હવે ?"

"મેં એને ખૂબ ડરાવ્યો છે, તે પણ સમજુ છે. સમુદ્રમાં રહેવું અને મગરમચ્છ સાથે વેર કરવું તેને પાલવે તેમ નથી. વળી તેને પોતાની શક્તિનો પણ ખ્યાલ છે. તે સારી રીતે સમજે છે, કે પોતે પાટણ સામે ટકી શકવા સર્વથા અસમર્થ છે. જોઇએ છીએ પાંચમે દિવસે શો જવાબ આપે છે ?"

"પણ એટલા દહાડા શેં વીતશે ?"

"આટલા દહાડા વીત્યા તેમ. વરસો વીત્યાં તે હવે દિવસો નહિ વીતે ?" અમરસિંહ બોલ્યો.

"દરમિયાન ઇચ્છાદેવીને મળવા માટે આપણે કોઈ યુક્તિ રચવી જોઇએ !" ભીમદેવે કહ્યું.

"તમે રચી લાવો, હું અભિપ્રાય આપીશ."

"ત્યારે તું શા કામનો ?"

"આપને તે યુક્તિની શક્યાશક્યતા વિષે અભિપ્રાય આપું તે ઓછું છે ?" અમરસિંહ બોલ્યો, અને હસ્યો.

"તું યુક્તિ રચવામાં તો કંઇ મદદ ન જ કરે ને ?"

"તેમાં તમારી બુદ્ધિ જેટલું કામ કરશે એટલી મારી બુદ્ધિ નહીં કરે."

"હમણાં કોષ* માટે શબ્દો એકઠા કરવા હોય તો ?"

"તો મુદ્દલ વિલંબ ન કરૂં."

"ઠીક. ત્યારે આજ રાતમાં જ કોઇ યુક્તિ શોધી કાઢું."

"એ તો મને ખાતરી છે, કે તમે ઉંઘવાના નથી જ."

---

* अमरकोष Dictionary.

# પ્રકરણ ૫ મું

## ઇચ્છાદેવીને મળવાની યુક્તિ

પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
તે ભોક્તાનું હૃદય કુમળું ભોજ્ય તે કેમ બાળે ? કલાપી

"ફુલાજી ! તમે અહીં ક્યાંથી ?"

"બ્રાહ્મણો નોતરવા નીકળ્યો છું."

"હાં, ત્યારે એમ કહોને ! ઇચ્છાબાના મહેલની દેવડીએ હજી તમે જ બેસો છો ને ?"

"હા, હજી હું જ છું."

"ભલે, બાપલા ! ભલે."

"હે, અમથા બાપા ! તમારા વળનો કોઇ બ્રાહ્મણ હોય તો કહેજો હો !"

"કેમ ? કંઇ સારી પ્રાપ્તિ થાય તેમ છે ?"

"હા, હા, જરૂર. બા કાલે વ્રતનું ઉજવણું કરવાનાં છે."

"ત્યારે તો અમારા ભૂરા મહારાજનું કંઇક કરજો. હું કાલે એમને મોકલીશ. બિચારો ગરીબ માણસ છે."

"ભલે મોકલજો. ગરીબને દીધાનું જ ખરૂં પુણ્ય છે. ભર્યામાં તો સૌ ભરે. કથામાં પણ આવે છેને કે ગરીબને દાન દેવાં. પૈસાદારને દાન દેવાં, એ તો સાજા માણસને ઓસડ આપવા જેવું અજુગતું ગણાય."

"સો વરસના થાજો, બાપલા ! ધન્ય છે, તમારી આવી રૂડી સમજણને !"

"ઠીક ત્યારે, હું જરા ઉતાવળે જાઉં. મારે મોડું થાય છે."

"ભલે, ભાઇ ! ભલે. ભૂરા મહારાજને ન ભૂલતા હો ! ગરીબ બ્રાહ્મણ દેવડીએ ધક્કો ખાઇ ખાલી હાથે પાછો ન વળે !"

"એની ફિકર નહિ. એ તો હું પાંચ બ્રાહ્મણ ઓછા નોતરવાનો છું, કે જેથી બિચારા ભગતભિખારા કે ટેલીયા ટપોરીયા આવે તો તેનું કંઇક

કરી શકાય. ઠીક, ત્યો ત્યારે, જય જય!" અમથાબાપાને કલાજી પ્રણામ કરી ચાલ્યો.

× × × ×

આ વાતચીત ઉતારાની બારી પાસે ઉભો ઉભો ભીમદેવ સાંભળતો હતો. ઉતારાની બારી સરિયામ રસ્તાપર પડતી હતી અને ત્યાં ઉભા રહેવાથી રસ્તા પર થતી વાતચીત સ્પષ્ટ સાંભળી શકાતી હતી. "હું પાંચ બ્રાહ્મણ ઓછા નોતરવાનો છું, કે જેથી બિચારા ટલીયા ટપોરીયા આવે તો તેનું કંઇક કરી શકાય." આ વચનો ભીમદેવે બરોબર સાંભળ્યા અને વારંવાર ઉચ્ચાર્યાં. તે મગજમાં કંઇક ગણત્રી કરતો હતો.

"બસ, એમ જ." તે બડબડ્યો અને ઓરડામાં ઝપાટાબંધ આંટા મારવા લાગ્યો. રાત્રિની ઘડીઓ પછી ઘડીઓ વીતવા લાગી, પરંતુ તે ઉંઘવાનું નામ ન હોતો લેતો.

"બાપુ!..." મધરાતે એક સેવકે ધીરે અવાજે કહ્યું અને બારણા પર ટકોરા માર્યા.

"કેમ?" પોતાની વિચારશૃંખલા તૂટવાથી ભીમદેવ જરા કચવાયો.

"સહેજ. અમસ્તો." સેવકે નમ્ર પણ ધીરા અવાજે કહ્યું.

"તોયે?" ભીમદેવે બારણું અધખોલું ઉઘાડ્યું.

"મને અમરસિંહભાઇએ મોકલ્યો–" સેવકે ખુલાસો કર્યો.

"કે?"

"એમને થયું કે આપના ઓરડામાં દિવો બળે છે, તેથી આપ જાગો છો." સેવકના અવાજમાં જરા ગભરાટ દેખાતો હતો.

"તેથી સૂવાનું કહેવા તને મોકલ્યો ખરૂં ને?"

"હાજી. મને કહે, મહારાજને કહી આવ કે, પોઢી જાય."

"ચૂપ." ભીમદેવે નાકે આંગળી અડકાડી કહ્યું. પણ તે પહેલાં તો સેવકે વાક્ય પૂરૂં કરી નાંખ્યું હતું.

"ભાન વગરનો." ભીમદેવે ગુસ્સાથી કહ્યું.

"મહારાજ! ક્ષમા કરો." જે નહોતું બોલવું જોઇતું તે સેવક ફરી બોલ્યો.

"અંદર આવ."

સેવક અંદર ગયો. ભીમદેવ તેનું બાવડું પકડી તેને એક ખુણામાં લઇ ગયો અને બોલ્યોઃ "તને ખબર છે?" ભીમદેવે ડોળા કાઢ્યા.

"જી!" સેવક બોલ્યો અને નમી પડ્યો. "આપ ગુપ્ત વેશે આવ્યા છો." તે થરથર કંપતો હતો.

"સારે હવે મહારાજ! આપુ! એવું એવું ન બોલતો, જા."

સેવક પ્રણામ કરીને જવા લાગ્યો.

"ઉભો રહે." ભીમદેવે ધીરા પણ સત્તાદર્શક સ્વરે ફરમાવ્યું.

સેવક ઉભો રહ્યો.

"આપણી વાતચીત થઈ તે દરમિયાન આટલામાં ચન્દ્રાવતીનો કોઈ અનુચર ન હોતો ને?"

સેવક પ્રણામ કરી, તપાસ કરવા ગયો.

"આ ઓરડાની ઓસરીના પડથાર પર એક ડોસો સુતો છે!"

"જાગે છે કે ઉંઘે છે?"

"મને તો ઉંઘતો લાગે છે."

"ચાલ, મને બતાવ."

અનુચર આગળ અને ભીમદેવ પાછળ—એમ પેલા ડોસા પાસે ગયા. જઇને જોયું તો ડોસો ઘોરતો હતો. ભીમદેવ તેની સામે જોઇ રહ્યો. થોડી વારે તે સળવળ્યો અને પાસું બદલ્યું.

ભીમદેવ ચતુર હતો. સાચી ઉંઘ અને બનાવટી ઉંઘ ઓળખતાં તેને વાર લાગી નહીં. તે ઓરડામાં આવ્યો અને પેટીમાંથી બેભાન કરવાની દવા કાઢી સાથે લીધી તથા બીજા હાથમાં ખંજર લીધું અને બહાર પેલા ડોસા પાસે આવ્યો.

દવા ડોસાના નાક આગળ ધરી અને ખંજર ઉગામી રાખ્યું. તીવ્ર વાસ આવતાં પેલો સમજી ગયો, કે મને બેભાન કરવામાં આવે છે. તેણે શ્વાસ રોકી લીધો. ભીમદેવે હથેળી નાક આગળ ધરી તો જણાયું કે તે મુદ્દલ શ્વાસ લેતો નથી. આખી પરિસ્થિતિ ભીમદેવના ખ્યાલમાં આવી ગઇ. તેણે દવા હતી તેમ ને તેમ ધરી રાખી.

શ્વાસ રોક્યો કેટલી વાર રહે ? તે ગુંગળાવા મંડ્યો. ગભરાઈને તેણે આંખો ઉઘાડી દીધી. જુએ તો પોતાની છાતી પર રહેલા ખંજરને અને છાતીને માત્ર બે જ આંગળનું અંતર છે. સામે નીચલા ઓઠને દાંતથી પીસી રહેલું લાલઘૂમ મુખ પોતાની સામે ઘૂરકી રહ્યું છે. તેણે લાંઘલાજ થઈ શ્વાસ લેવા માંડ્યો. જેમ જેમ શ્વાસ લેતો ગયો તેમ તેમ ભાન ગુમાવતો ગયો. ભીમદેવે જાણ્યું કે તે છેક જ બેભાન થઈ ગયો છે, ત્યારે તેણે અનુચરને ઇશારતથી પેલાને ઉચકી લેવા કહ્યું અને પોતાની પાછળ આવવા સૂચવ્યું.



ઓરડામાં લાવી તેને એક ખુણામાં નાખ્યો અને તેની દાઢી મૂછ ખેંચી લીધી, તે બન્ને બનાવટી હતાં. ધોળાં દાઢી મૂછ ચઢાવવાથી વૃદ્ધ લાગતો આ માણસ વૃદ્ધ નહોતો, પણ જુવાન હતો. ભીમદેવ તેની વેશ બદલવાની કળા પર આફરીન થઈ ગયો.

"સવાર સુધી ઘેન ઉતરવાનું નથી." ભીમદેવ બોલ્યો.

"એને વધુ દવા સુંઘાડું?" સ્વામિભક્ત સેવક બોલ્યો.

"ના, મરી જાય. આટલી બસ છે."

થોડો સમય બેમાંથી કોઇ બોલ્યું નહિ.

"જા, તારી પથારી લઈ આવ અને અહીં સૂ." ભીમદેવે આજ્ઞા કરી; સેવક ગયો અને થોડી વારમાં પોતાની પથારી લઇ આવ્યો.

"આપણે અહીં રોકાઇએ ત્યાં સુધી તારે આ ઓરડામાં જ સૂવા બેસવાનું, સમજ્યો?"

"હાજી."

"અને આ બદમાશ પર પહેરો રાખવાનો. આપણે અહીં રહીએ તે દરમિયાન તે છૂટો ન થાય તે સંભાળવાનું."

"હું જરા પણ ગફલત નહીં કરૂં."

"જોઉં છું." ભીમદેવ બોલ્યો; પછી તેણે અને અનુચરે સામાન ગોઠવીને એક ઓરડી બનાવી દીધી અને તેમાં પેલાને નાંખ્યો કે જેથી કોઇ તેને ભાળે નહીં.

સેવકને સુવાની આજ્ઞા આપી. વળી ભીમદેવ ઓરડામાં આંટા મારવા લાગ્યો. આજે રાત્રિ ઘણી લંબાઇ હોય એમ તેને લાગ્યું.

× × × ×

એ સમયે દૂર દૂરથી ગાનવર્ષા રેલતી હતી. વીણાના મોહક અને મોહાશભર્યા સ્વરોની સાથે કોયલને શરમાવે તેવા કોમળકંઠનું ગાન ભળી અજબ મોહની જગાવતું હતું. તે સ્વરો પરિચિત હતા એમ કાન કહેતા હતા, પણ તે કોના હતા, તેનો બુદ્ધિ નિર્ણય કરી શકતી નહોતી. ગીત પણ કદિક સાંભળ્યું હોય તેમ લાગતું હતું. ક્યારે અને ક્યાં તે સાંભરતું નહોતું. ભીમદેવ કાન માંડીને સાંભળવા લાગ્યોઃ

દિલડું દૂભાતું મારૂં,
મનડું મુંઝાતું, બ્હેની!
નથી રે રહેવાતું હુંથી... પતિને વિજોગે.

ભીમદેવને ગીતમાં રસ પડ્યો. ગાન આગળ ચાલ્યું.

શરીર સોસાતું મારૂં,
તેને ના દેખાતું, બ્હેની!
રડી રડી કાઢું રાત્યું...* પતિને વિજોગે.

ભીમદેવને ઇચ્છાદેવી યાદ આવી. તેની પણ પોતાના વિજોગમાં આ સ્થિતિ હશે, એમ તેને લાગ્યું.

ખાવું ન ભાવે મને, નિદ્રા ન આવે,
નથી મૃત્યુ થાતું મારૂં...પતિને વિજોગે.

ભીમદેવના મ્હોં પર કરુણાની છાયા પ્રસરી રહી.

હું તો વિધાતાને વિનતિ કરૂં છું,
ખોળો પાથરીને તેને પાયે પડું છું;
મૃત્યુ માગું છું નિત્યે...પતિને વિજોગે.

ગાન સ્પષ્ટ સંભળાય માટે ભીમદેવ ઓરડામાંથી ઓસરીમાં આવ્યો.

પંચભૂતનો પ્રકટ દેહ આ, શાસ્ત્રથી એ સમજાય;
અલગ અલગ એ તત્ત્વ થવાથી, મૃત્યુ થયું મનાય.
હું તો માગું છું મૃત્યુ...પતિને વિજોગે.

ગાન ઉતારાની ડાબી બાજુ આવેલા મહાલયની અગાશીમાંથી આવતું હોય એમ તેણે અનુમાન કર્યું:

[1]જળ રે આ દેહમાંથી, વહી વહી જાજો,
જઇને ભરાજો પિયુની નાવે
જ્યાં નહાવાને આવે, પિયુજી. જળ રે.
[2]તેજ રે આ દેહમાંથી, વહી વહી જાજો,
જઇને પિયુને અરીસે સમાજો
જ્યાં નિત્ય મુખડું નિરખે, પિયુજી. તેજ રે.

---

* રાત શબ્દનું બહુ વચન. (ગ્રામ્ય)—રાતો, રાત્રિઓ.

1 આ શરીર પાંચ તત્ત્વનું બનેલું છે તેમાં જળ તત્ત્વ; 2 તેજ તત્ત્વ.

³વ્યોમ આ દેહમાંથી, વહી વહી જાજે,
જઇને ભરાજે પિયુને મ્હેલે
જ્યાં રંગ–રાગ રેલે, પિયુજી.　　વ્યોમ આ૦
⁴વસુધા આ દેહમાંથી, વહી વહી જાજે,
પ્રિયતમના માર્ગમાં જઇ પથરાજે,
ચરણે ચીંપીને તેને ચાલે, પિયુજી.　　વસુંધા આ૦
⁵વાયુ આ દેહમાંથી, વહી વહી જાજે,
જઇને તે વિજણામાં શીઘ્ર સમાજે,
વ્યજન પિયુને જેથી થાતું નિરંતર,
એવું એવું રે હું તો યાચું નિરંતર,
　　　　નથી રે રહેવાતું.
વિધાતાને પાયે લાગું નિરંતર,
હાથ જોડીને હું તો માગું,
　　　　નથી રે રહેવાતું.
પિયુને વિજોગે મેંથી નથી રે રહેવાતું.

×　　×　　×　　×

સવારે ભીમદેવે અનુચરને પૂછ્યું:“પાડોના મહાલયમાં કોણ રહે છે ?”
“એ મહાલય નથી, ધર્મશાળા છે.” સેવકે જવાબ આપ્યો.
“સર્વસાધારણને માટે ?”
“નાજી. પૈસાદાર જૈનોને જ તેમાં ઉતારો મળે છે.”
“હમણાં તેમાં કોણ ઉતર્યું છે ?” ભીમદેવે ઉત્સુકતાથી પૂછ્યું.

---

૩ આકાશ તત્ત્વ.　　૪ પૃથ્વી તત્ત્વ. ૫ વાયુ તત્ત્વ.
આ આખું વિરહગાન નીચેના શ્લોકપરથી પ્રેરણા લઈ રચાયું છે.
( જુવો સુભાषितरत्नभाण्डागारे वियोगिन्याः विप्रलापाः )

पञ्चत्वं तनुरेति भूतनिवहाः स्वांशैर्मिलन्तु ध्रुवं
धातारं प्रणिपत्य हन्त शिरसा तत्राऽपि याचे वरम्
तद्वापीषु जलं तदीयमुकुरे ज्योतिस्तदीयाङ्गण-
व्योम्नि व्योम तदीयवर्त्मनि धरा तत्तालवृन्तेऽनिलः ॥

" જાત્રાવાસી શેઠાણી."

" ક્યાંનાં છે ?"

" ખંભાતનાં."

" તને ક્યાંથી ખબર ?"

" માણસો વાતો કરે છે."

× × × ×

ભીમદેવ ઘણો વિચાર કરવા છતાં પણ જાત્રાવાસી અને રાત્રિના ગાયનનો મેળ બેસાડી શક્યો નહિ. તેણે ઝટઝટ બ્રાહ્મણનો વેશ સજી લીધો. માથે બ્રાહ્મણો પહેરે છે તેવી પાઘડી બાંધી તેમાં ટીપણું ખોસ્યું. ગળામાં રુદ્રાક્ષની માળા નાખી. કપાળમાં ભસ્મલેપ અને ત્રિપુંડ્ર કર્યાં. પાટલી વાળીને ધોતીયું પહેર્યું. ફાટલી કામળી જેમ તેમ કરીને આડસોયું વાળી ઓઢી લીધી. હાથમાં છાબડી લીધી. તેમાં ચન્દન, કુંકુમ, પુષ્પ, બિલ્વપત્ર આદિ ગોઠવ્યાં. બગલમાં પુસ્તક લીધું. પછી એક નોકરને પોતાના જેવો વેશ સજાવી સાથે લઈ લીધો. નોકરે પોતાના હાથમાં ઝાલર તથા તે વગાડવાનો ડંકો લીધાં હતાં. આગળ ભીમદેવ અને પાછળ અનુચર.

જય જય જગવંદન ! ભવ ભય ભંજન ! ભોળા શંભુ ! પુરારિ !
જય જય અસુરારિ ! સુર સુખકારિ ! જય સર્વત્ર વિહારિ !
સૃષ્ટિ સર્જનારા, પાલનહારા, જય જય હર લયકારી !
તવ ચરણ નમામિ હે જગસ્વામિ ! ધુર્જટિ ! આનંદકારી.

ભૂદેવના બુલંદ અવાજથી આકર્ષાઈ ચન્દ્રાવતીની બજારમાં માણસોનું ટોળું જામ્યું.

"તનુ ગૌર વિરાજે, ભસ્મ સુરાજે, જટામુકુટ શિરધારી,
ઉર નરશિરમાલા, સર્પ વિશાલા, ગજચર્મર વપુધારી;
ભાલે વિધુલેખા, શિર જલરેખા, સુરસરિ પાવનકારી,
તવ ચરણ નમામિ, હે જગસ્વામિ ! ધુર્જટિ ! આનંદકારી.

બોલો ભોળાનાથકી—" બ્રાહ્મણવેશમાં રહેલા ભીમદેવે કહ્યું.

" જય " આખું ટોળું ગાજ્યું.

શિષ્યનો સ્વાંગ સજેલા ભીમદેવના અનુચરે ઝાલર વગાડી બન્ને જણાએ ચાલવા માંડ્યું.

" બાપ ! જોયા મહારાજ—?" એક જણાએ બીજાને પૂછ્યું.

"હા, દર્શન કરવા જેવા છે." બીજાએ જવાબ આપ્યો.

"વિધિની વિચિત્રતા જુઓને આવા પ્રતિભાશાળી માણસને આમ ટેલ નાંખવી પડે છે!" ત્રીજાએ ખેદ પ્રદર્શિત કર્યો.

"હા ભાઇ! હું તો ચકિત જ થઇ ગયો! એનું વિશાળ કપાળ, પાણીદાર આંખો, વિશાળ છાતી, મજબૂત હાથ, દીપ્તિમાન્ મુખ, અણીદાર નાક, વગેરે જોઇને જાણે કોઇ દેશના રાજા હોય, તેવા દેખાય છે!"

ભીમદેવ આ વાતો સાંભળતો હતો. અહીં આગળ તેનો પરિચિત માણસ કોઇ નીકળે તે અસંભવિત હતું, છતાં તેના મનમાંથી ડર જતો નહીં. પકડાઇ જવાની તેને હરપળે ચિન્તા રહેતી તેણે અનુચરને જરા ઉતાવળે ચાલવા કહ્યું.

"શુભં ભવતુ ભાઇ! હું પરદેશી બ્રાહ્મણ છું. મેં સાંભળ્યું છે, કે આજે રાજકુમારી વ્રતોદ્યાપન કરે છે. મારે ત્યાં જવું છે. ઇશ્વરકૃપાથી અમને કંઇ પાંચ પૈસાની પ્રાપ્તિ થાય તો જાત્રામાં ખપ લાગે. કૃપા કરી અમને રાજકુમારીનો મહેલ બતાવશો?" ભીમદેવે પોતાની સામે મળેલા એક ચન્દ્રાવતીના પ્રજાજનને પૂછ્યું.

"મહારાજ! આપ સીધા સીધા ચાલ્યા જાઓ. આગળ જતાં ડાબા હાથ તરફ રસ્તો વળશે, ત્યાં વળજો એટલે સામે કુંવરીબાનો મહેલ દેખાશે." પેલા ભલા માણસે જવાબ આપ્યો.

"ઇશ્વર તમારૂં કલ્યાણ કરો." ભીમદેવે આશીર્વાદ આપી તેનો ઉપકાર માન્યો.

પછી બન્ને જણા નિર્દિષ્ટ રસ્તે ચાલવા લાગ્યા, ટેલ નાંખતા જાય અને ચાલ્યા જાય.

× × × ×

"કલાજી ભાઇ! જય જય!"

"જય જય." કલાજીએ જરા ચમકી મહારાજ સામે જોયું: "આપ મને ક્યાંથી જાણો?"

"બ્રાહ્મણને કંઇ અજાણ્યું હોતું જ નથી." ભીમદેવે ગંભીર[illegible]. "આજે રાજકુંવરી વ્રત ઉજવે છે એટલે અમે આવ્યા છ[illegible]

"તમને ગામમાંથી કોઇએ વાત કરી હશે."

"આજે પ્રાતઃકાળમાં સંધ્યા કરતો હતો ત્યારે જળમાં મને દેખાયું."

"શું જળમાં દેખાયું!" કલાજી ચમકીને ઉભો થયો અને આ વિચિત્ર ભૂદેવ સામે તાકી રહ્યો.

"મને એમ માલુમ પડયું, કે રાજકુમારીએ તો ચન્દ્રાવતીના બ્રાહ્મણોને નિમંત્રણ આપ્યું છે, પણ કલાજી સમજુ અને ધર્મનિષ્ઠ માણસ છો. તેણે પરદેશી ગરીબ બ્રાહ્મણો માટે પણ સમાસ રાખ્યો છે, તેથી હું મારા શિષ્યને લઇ અહીં આવ્યો."

"મહારાજ! તમે તો સાચે જ ત્રિકાળજ્ઞ છો." કલાજીએ પગમાં પડતાં કહ્યું.

"પુત્ર! તારૂં કલ્યાણ થાઓ." ભીમદેવે આશીર્વાદ આપ્યો: "અમને વિલંબ થાય છે. અમારી કંઇક ગોઠવણ કરો."

"હજી નોતરેલા બ્રાહ્મણો આવતા જાય છે. આપને મોડું નથી થયું. હું આપને માટે જરૂર ગોઠવણ કરીશ."

"ભોળા શંભુ તારૂં કલ્યાણ કરો."

"મહારાજ! મારૂં કંઇક ભવિષ્ય ભાખો." કલાજીએ કરગરી પડતાં કહ્યું.

"જો ભાઇ!" અમે ભવિષ્ય ભાખવાનો ધંધો નથી કરતા. અમે તો જાત્રા કરીએ છીએ અને શંભુના ગુણ ગાઇએ છીએ, પણ તારૂં વચન ન જાય એટલા ખાતર કહીએ છીએ." ભીમદેવે કહ્યું.

પછી જાણે ધ્યાન ધરીને જો તો હોય તેવો ડોળ કર્યો.

"તમને તમારો શત્રુ નડે છે."

"હાજી, ભૂપતસિંગ."

"હું જાણું છું. તમે તેનું મન મનાવો તો લાભ છે. નહીં તો આગળ ઉપર તમને પૂરૂં નુકસાન પહોંચશે." ભીમદેવે ગબડાવ્યું.

"પણ એનું મન કેમ મનાવાય?" કલાજીએ પૂછ્યું.

ભીમદેવ મુંઝાયો. શો જવાબ દેવો, તે તેને તત્કાળ સુઝ્યું નહિ.

"તકરારની વસ્તુનો ફેંસલો કરી નાંખો."

"પણ તે નથી માનતી."

ભીમદેવે કલાજીના જવાબ પરથી અનુમાન કર્યું, કે તકરારનું કારણ સ્ત્રી હોવી જોઇએ. કદિ પરણેતર માટે તકરાર હોય જ નહીં, એટલે નક્કી થયું કે તે ઉપપત્ની હશે, કદાચ તે દાસી પણ હોય!

"ત્યારે એક સામાન્ય સ્ત્રી માટે વેર વધારશો?"

આમ વાતચીત્ ચાલતી હતી તે દરમિયાન "ખમ્મા બાને" શબ્દ સંભળાયો. ત્રણેએ એ તરફ જોયું. ઇચ્છાદેવી પોતાની દાસીઓ સહિત આ તરફ આવતી હતી. તેને જગાર ઠેસ લાગવાથી દાસીઓએ ખમ્માકારો કર્યો હતો.

"શેઠાણીએ બાને મળી લીધું લાગે છે." કલાજી બોલ્યો; બબડ્યો.

ભીમદેવના મગજમાં રાત્રિનું ગાયન તાજું થયું. 'શું તેની ગાનારી આ સુંદરીસમાજમાં જ હતી?' હોય તો પણ તે ઓળખાવી મુશ્કેલ હતી. કારણ કે "શેઠાણી કિયા?" એમ કલાજીને પૂછે તો તેની સર્વજ્ઞતામાં વાંધો આવે તેમ હતું.

"પ્રણામ કરૂં છું, મહારાજ!" નજીકમાંથી પસાર થતાં સુંદરીસમાજમાંથી ટહુકો સંભળાયો.

"શુભં ભવતુ." ભીમદેવે આત્મસંવરણ કરતાં કહ્યું.

"બ્રાહ્મણોને પ્રણામ કરવાનું મારે વ્રત છે." બોલનાર બાઇએ ઇચ્છાદેવીને ઉદ્દેશીને કહ્યું.

"તમે જૈન હોવા છતાં બ્રાહ્મણો પ્રત્યે આટલો બધો પૂજ્યભાવ રાખો છો તે ધન્યવાદ પાત્ર છે." ઇચ્છાદેવીએ પ્રશંસા કરી.

ભીમદેવે પોતાને પ્રણામ કરનાર બાઇ તરફ જોયું. જૈન શબ્દથી તેણે નિશ્ચય તર્ક કર્યો, કે તે જ શેઠાણી હોવી જોઇએ. તેના મ્હોં પરથી અનેક ભાવો ઝપાટાબંધ પસાર થઇ ગયા. તે કંપ્યો, મહાપ્રયત્ને તે વેગ સાચવી શક્યો. શું આ ખંભાતની જાત્રાવાસી શેઠાણી લીલાદેવી હતી?



## પ્રકરણ ૬ ઠ્ઠું
## ભીમદેવ અને ઇચ્છાદેવી

આવા બ્રાહ્મણો રાજકુમારીને આશીર્વાદો આપતા આપતા મહેલમાંથી પાછા ફર્યા તે સમયે એક બ્રાહ્મણે બીજા બ્રાહ્મણને કાનમાં કંઈક કહ્યું અને પોતે છાનોમાનો સામે ઉઘાડી દેખાતી ઓરડીમાં પેસી ગયો. બ્રાહ્મણોમાંથી કોઈનું આ તરફ ધ્યાન ગયું નહિ. આ સંતાનાર તે બીજો કોઈ નહિ, પણ ઇચ્છાદેવીને બ્રાહ્મણના વેશમાં મળવા આવનાર ભીમદેવ પોતે હતો.

મધ્યાહ્નનો સમય હતો. સૌ દાસદાસીઓ પોતાનાં કાર્યોથી પરવારી જરા વામકુક્ષિ કરવા પડ્યાં હતાં. તે સમયે રાજકુમારી એકલાં બગીચામાં ફરતાં હતાં. અત્યારે તે કંઈક ઉદાસીન જણાતી હતી. તે એક આંબાના વૃક્ષ નીચે આવી અને લટકતા ઝૂલા પર બેઠી. તેના મનની એટલી બધી ડામાડોળ સ્થિતિ હતી કે તેને હીંચકા ખાવા પણ ન ગમ્યા, એટલે એમ ને એમ બેસી રહી.

રાજકુમારી આ સ્થિતિમાં ભાગ્યે જ એક ઘડી બેઠી હશે. તેવામાં **પાછળથી આવી એક પુરુષે તેના ખભા પર હાથ મૂક્યો અને હસતાં હસતાં કહ્યું: "કેમ ઇચ્છાદેવી! મજામાં તો ખરાંને?"**

પોતાના ખભા પર હાથ પડતાં જ ઇચ્છાદેવી ચમકી, ધ્રૂજી અને ઉભી થઈ ગઈ. તેનું મુખમંડળ ગુસ્સાથી અને લજ્જાથી લાલચોળ થઈ ગયું. તેણે આગંતુક પુરુષ તરફ દૃષ્ટિપાત કર્યો અને નખથી શિખ પર્યંત નિરખી રહી. આજના બ્રાહ્મણ મંડળમાં આ આકૃતિ જોયાનો ખ્યાલ આવ્યો. પ્રથમ દર્શને જ તેને આ આકૃતિ પરિચિત લાગી હતી. પણ તે કોણ છે, તે તેણી જાણી શકી નહોતી. અત્યારે આકૃતિ જોતાં જ અંતઃકરણમાં જૂનાં સ્મરણો જાગ્યાં. છ વર્ષ પહેલાંની પાટણમાં વિતાવેલી એક મધરાત યાદ આવી. જેને પોતે "મારૂં હરણ કરવું હોય તો અર્બુદાચળ આવજો," એ પ્રમાણે નોતરૂં આપ્યું હતું. તે ભીમદેવ જ પોતાની સમક્ષ ઉભો હતો.

"શું તે પોતાનું હરણ કરવા આવ્યો હતો?" આ વિચાર આવતાં જ ઉચ્છાદેવી ચમકી.



"કેમ રાજકુમારી! શા વિચારમાં પડ્યાં છો?" ભીમદેવે જરા નજીક આવતાં પ્રશ્ન કર્યો: "કંઇ મુંઝાઇ ગયાં હો એમ જણાય છે."

"તમે!" રાજકુમારીએ મહામહેનતે શબ્દો ઉચ્ચાર્યા: "તમે અહીં?"

"હા, હું અહીં. નથી જોતાં? ભલા ચન્દ્રાવતીમાં આવેલ મહેમાનનો આવો જ સત્કાર થાય છે કે? બીજું બધું તો રહ્યું, પણ બેસો એમ પણ નથી કહેતાં?" ભીમદેવનાં વેણ રાજકુમારીને વ્યથિત કરતાં હતાં, છતાં

ભીમદેવ તો હસતો હતો. ઇચ્છાદેવીએ માયા ઉતારી નાખી છે તે તેને માલુમ નહોતું.

"કૃપા કરીને તમે અહીંથી જાઓ. કોઇ દેખી જશે." ઇચ્છાદેવીએ કહ્યું: તેના બોલવાની ઢબછબમાં તેની મુંઝવણ અને ભયભીતતા વ્યક્ત થતાં હતાં.

"એમ કંઈ એકલાં જવાશે? જઈશ તમને સાથે લઇને." ભીમદેવે મક્કમતાથી ઉચ્ચાર્યું અને તે રાજકુંવરીનું કાંડું પકડવા નજીક આવ્યો.

"મને સ્પર્શ કરો તો તમને તમારા ઇષ્ટદેવ સોમનાથ મહાદેવના સમ!" રાજકુંવરી પાછા હટતાં બોલી. તેનું અંતર વલોવાઇ જતું હતું. "ગુર્જરેશ્વર! હું હવે તમારા ખપની રહી નથી."

"કેમ?"

"મારા પિતાએ મારું વાગ્દાન આપી દીધું છે."

"મેં સાંભળ્યું છે."

"ત્યારે મને શા સારુ સતાવો છો? તમે તો જાણો છો, કે વાગ્દત્તા ક્ષત્રિયબાળા બીજે દેવાતી નથી."

"પિતાનું વચન પુત્રીને બાધકારક નથી."

"ગુર્જરેશ્વર! તમે આ શું કહો છો?"

"બરાબર કહું છું."

ઇચ્છાદેવીએ બાગમાં ચારે તરફ દૃષ્ટિ ફેરવી અને ભીમદેવ સામે જોયું. તે મક્કમ જણાયો.

"ગભરાશો નહિ. બગીચામાં બીજું કોઇ નથી. હું બરાબર તપાસ કરીને આવ્યો છું."

"કૃપા કરી મને જવા દો. મને ભૂલી જાઓ."

"કંઇ કારણ?"

"હું એક ભવમાં બે ભવ કરવા રાજી નથી."

"આમાં શા બે ભવ થવાના હતા?"

"તે તમને પુરુષોને ન સમજાય, અને તેમાંયે અત્યારે તમારી જે સ્થિતિ છે તે સ્થિતિમાં તો બિલકુલ નહિ."

"ત્યારે તમે રાજીખુશીથી મારી સાથે નહિ આવો?"

રાજકુંવરીએ ડોકું ધુણાવી ના પાડી.

"તો મારે બળાત્કારે લઈ જવાં પડશે." ભીમદેવ ગાજ્યો.

"દુનિયાની કોઈ પણ સત્તા ક્ષત્રિયબાળાને બળાત્કારે લઈ જવા સમર્થ નથી. બહુ કરે તો તે તેના મૃતદેહને જ માત્ર મેળવી શકે છે." પ્રચ્છાદેવી બોલી.

એક ક્ષણમાં તેનું સ્વરૂપ પલટાઈ ગયું.

"એટલે તમે આત્મહત્યા કરશો, એમ તમારું કહેવું છે ?"

"આબરૂ જવાને પ્રસંગે હું જીવ વહાલો નહીં જ કરૂં."

ભીમદેવ જરા મોળો પડ્યો. વાત આટલી હદે વધી ગઈ છે, તેનો તેને ખ્યાલ નહોતો. તેણે તો પ્રેમભરી મુગ્ધાનાં આદરમાન પામવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં. તેના મનોરથોની મહેલાત એક ક્ષણમાં કડડભૂસ દઈને ધરતી પર ઢળી પડી, છતાં તેણે એક છેલ્લો પ્રયત્ન કરી લેવા નિશ્ચય કર્યો.

"પ્રચ્છાદેવી !......" ભીમદેવના અવાજમાં ધ્રૂજારી હતી.

"ગુર્જરેશ્વર !"

"મોટાભાઈના પટ્ટાભિષેકના માંગલિક પ્રસંગે તમે પાટણ આવ્યા હતા, તે યાદ છે ?"

"એ જૂની વાતો યાદ કર્યે શો ફાયદો ?"

"ત્યારે તમને મારે માટે લેશ પણ લાગણી નથી એમ ?"

"ઘણીએ બધી છે."

"ત્યારે આમ કેમ કહો છો ?"

"સંજોગો કહેવડાવે છે."

"પ્રતિકૂલ સંજોગોને અનુકૂલ કરવા તે આપણા હાથની વાત છે."

"ના, તે આપણા હાથની વાત નથી. આપણે તો ઈશ્વરની બાજીનાં જડ સોગઠાં માત્ર છીએ."

"મને એવું તત્ત્વજ્ઞાન નથી ગમતું."

"આપણને ન ગમે, તેથી કંઈ સત્ય અસત્ય નથી ઠરતું."

"હું ઠરાવીશ."

"એ મિથ્યા ગર્વ છે."

"તે સમય આવ્યે ખબર પડે."

"ગુર્જરેશ્વર! તમે મને સવાલ પૂછ્યો તે હું તમને પૂછું?"

"બેલાશક પૂછો."

"તમને મારા પર હેત છે?"

"અંતર ચીરીને બતાવું તો ખબર પડે?"

"સાચું હેત છે?"

"તે પરીક્ષા તમારે કરવાની."

"મારું મન માનતું નથી."

"તમે શું માનો છો?"

"હું તો માનું છું; તમારામાં મારા તરફ વહાલ નથી, પણ વાસનાવૃત્તિ છે."

"એટલે?"

"તમે મને નથી ચહાતા, મારા રૂપને ચાહો છો."

"તો લીલાદેવી ક્યાં ઓછી રૂપાળી છે?"

"એ ગમે તેમ હોય. મારું કહેવું એટલું જ છે, કે તમે મને નથી ચહાતા, મારા રૂપને ચાહો છો."

"તમે અને તમારું રૂપ જૂદાં છો?"

"બેશક."

"હું તમને નથી ચહાતો અને તમારા રૂપને ચાહું છું તેમ માનવાનું કંઈ કારણ?

"તમને મારા તરફ વહાલ હોત તો તમે મારું દિલ દૂભવવાનો વિચાર સરખો ન કરત."

"મેં શું તમારું દિલ દૂભવ્યું?"

"મારું કહ્યું માનતા નથી તે."

"તે કેમ મનાય?"

"મહારાજા! કંઈ પત્નીપર હોય તેજ પ્રેમ કહેવાતો હશે? માતા, પિતા, સંતાનો અને અન્ય સંબંધીઓ તરફનો પ્રેમ તે પ્રેમ નહિ કહેવાતો હોય?" ઇચ્છાદેવીએ ભીમદેવ સામે જોઈ કહ્યું.

"કહેવાય."

"તો તમે મને તમારી પત્ની બનાવવા શા સારૂ જક્ક કરો છો? એ સિવાયની વૃત્તિથી મારા તરફ પ્રેમ રાખો. મને તમારી બેન ગણો."

છેલ્લા શબ્દો સાંભળતાં ભીમદેવના મગજમાં કડાકો થયો.

"રાજકુમારી! રાજકુમારી!" ભીમદેવ બોલ્યો.

તે જ ક્ષણે બગીચાના દ્વારપર અવાજ સંભળાયો. બારણું ખોલાવવા માટે કોઇ સાંકળ ખડખડાવતું હતું.

"ઠીક, હું જાઉં છું. વિચાર કરજો."

"કરી લીધો છે."

"હું હજી ચાર દહાડા ચન્દ્રાવતીમાં રહેવાનો છું."

"તમારી મરજી."

થોડી વારમાં ભીમદેવ અદશ્ય થઇ ગયો.

× × × ×

સાંકળ ખડખડાવનાર પુરુષ સલખકુમાર હતો. બારણું ઉઘાડતાં તેણે બગીચામાં પ્રવેશ કર્યો અને બ્હેનનું ચિન્તાશીલ મુખ જોઈ પૂછ્યું: "બ્હેન! કેમ દિલગીર જણાય છે?"

"આજે જરા અસુખ થતું હતું.

"વૈદ્યરાજને બોલાવશું?"

"ના, ના, એવી જરૂર નથી. દવાનો તો મને કંટાળો છે તે તમે જાણો છો." ઇચ્છાદેવીએ વૈદ્યરાજની બલામાંથી છૂટવા કહ્યું.

"માતુશ્રીએ કહ્યું છે કે સાંજે મારી પાસે આવી જાય."

"ભલે."

"ત્યારે હું જાઉં?"

"પધારો."

ઇચ્છાદેવીએ ભાઇનાં દુઃખણાં લીધાં અને સલખકુમાર વિદાય થયો.

ઇચ્છાદેવી ધીરે પગલે રાજમહેલમાં આવી. તેના હૈયાનો ભાર હલકો કરવાને કોઇ ઠેકાણું નહોતું. કોને કહે?

× × × ×

રાણીએ રાત્રે જમવાનો આગ્રહ કર્યો, પણ ઇચ્છાદેવીએ 'ઠીક નથી' કહી ના કહી.

પુત્રીની આવી ચિન્તાગ્રસ્તતા જોઇ તેની માતાને ચિન્તા થવા લાગી, પણ બીજાં કાર્યોના ભાર આડે તે પુત્રીની વધુ કાળજીભરી સંભાળ લઇ શકી નહિ.



# પ્રકરણ ૭ મું

## સંકટમાં

આરંભ્યા અધવચ રહે, હરિ કરે સો હોય.

"મહારાજ! પગે લાગું છું." અમરસિંહે બ્રાહ્મણ વેશધારી ભીમદેવને પ્રણામ કર્યા.

"સ્વસ્તિ કલ્યાણ." ભીમદેવે હસતાં હસતાં જવાબ આપ્યો.

"કેમ સફળ કે નિષ્ફળ?"

"અત્યારે કંઇ કહી શકાય નહિ."

"કેમ?" અમરસિંહે પૂછ્યું.

"તે નિરાંતે કહેવાની વાત છે."

"અત્યારે નિરાંત જ છે ને. ક્યાં માથે મેહ વરસે છે?"

"હું ઘણો કામમાં છું."

"એવું તે શું કામ છે?"

"આજે રાત્રે હું પરમાર પુત્રીનું હરણ કરી, તેને પાટણ લઇ જઇશ." ભીમદેવ બોલ્યો; તેના મુખપર તેજ ઝળકતું હતું.

"કૃપા કરીને આપની આવી મહાન યોજનાઓની માહિતી મને જરા આપતા રહેજો."

"કેમ?"

"નહીં તો અહીં અમારાં માથાં ધડથી જૂદાં થશે."

"ત્હારે પણ સાથે આવવાનું છે ને! તારાથી હું કશી વાત છાની રાખવાનો નથી."

"મહેલમાં આપણે પેસી શકીશું?"

"મેં બધી ગોઠવણ કરી છે. જે ખંડમાં રાજકુંવરી સુએ છે તે ખંડ પણ મેં બરાબર જોઇ લીધો છે. રાજમહેલના જ એક માણસને મેં ફોડ્યો છે, તે આપણને ખૂબ મદદ કરશે."

"કહો, એ પણ ઠીક. હવે બીજા કંઇ નવીન?"

"હા, ખૂબ આશ્ચર્યકારક !"

"તે શા વળી ?"

"આ મહાલયમાં કોણ રહે છે, તે તને ખબર છે ?"

"તે તો ધર્મશાળા છે."

"હા, પણ તેમાં કોણ રહે છે, તે ખબર છે ?"

"ખંભાતનાં શેઠાણી."

"તું ભૂલે છે."

"ત્યારે કોણ રહે છે તે તમે કહો."

"લીલાદેવી."

"કોણ લીલા ભાભી ?"

"હા."

"તમે કેમ જાણ્યું ?"

"સટ લઈને."

"પણ શી રીતે, તે તો કહો."

"તેનું તારે શું કામ છે ?"

"પણ ત્હોયે ?"

"મેં એને નજરોનજર જોયાં."

"ખરી ખાતરીથી કહો છો ?"

"ખરી ખાતરીથી."

"ત્યારે હું ત્યાં આજે તપાસ કરાવીશ."

"રાત્રે તું તથા હું એમ બે જણા દશ મજબૂત સૈનિકોને સહ રાજકુમારીના મહેલ પર જઈશું. બાકીના સૈનિકોને વિવિધ વેશમાં બજારમાં જૂદે જૂદે સ્થળે ગોઠવવા અને કેટલાકને નૌકાવિહારને બહાને ચન્દ્રાવતીની બહાર રાખવા. લીલાદેવીને પણ કહેવડાવી દેજે કે સાંજ પહેલાં ચન્દ્રાવતી બહાર નીકળી જાય."

"આપની આજ્ઞા."

અમરસિંહ લીલાદેવીની તપાસ કરવા વેશપલટો કરી બહાર નીકળ્યે ભીમદેવ રાત્રિની યોજના વિચારવા લાગ્યો.

× × × ×

રાત્રે ઉતારામાંથી વિવિધ વેશધારી વ્યક્તિઓ બહાર નીકળવા લાગી અને છાની માની જૂદે જૂદે રસ્તે પસાર થવા લાગી. કોઇએ ભમતા ભિખારીનો વેશ લીધો હતો, કોઇએ ગાંડા માણસનો વેશ લીધો હતો, કોઇએ ચન્દ્રાવતીના પેહેરેગીરનો વેશ લીધો હતો તો કોઇએ પરદેશી મુસાફરના વેશ લીધા હતા.

ભીમદેવ તથા અમરસિંહે શ્યામવસ્ત્ર પહેરી લીધાં હતાં. હથિયારો છુપાવીને રાખી લીધાં હતાં. તેઓ ઝપાટાબંધ રાજકુંવરીના મહેલ તરફ જતા હતા.

બન્ને જણા મહેલની પાછળની બારી તરફ ગયા. જઇને બારીપર ત્રણ ટકોરા કર્યા. થોડી વારે કોઇએ બારી ઉઘાડી.

બન્ને જણા તથા દશ સેવકો બારી વાટે અંદર પેઠા. બારી ઉઘાડનાર પણ મુંગો રહ્યો. પેસનાર પણ મુંગા રહ્યા. તેમની પાછળ પાછળ કોઇ અજ્ઞાત બે વ્યક્તિ પણ બારીવાટે મહેલમાં પેસી ગઇ તેનું કોઇને ધ્યાન રહ્યું નહિ.

ભીમદેવે સેવકો નજીક આવી તેમના કાનમાં સૂચનાઓ આપી. પેલા દરવાનના હાથમાં હીરાનો હાર મૂકી તેને આગળ થવા સૂચવ્યું. ભીમદેવ અને અમરસિંહ દરવાનની પછવાડે પછવાડે ચાલ્યા.

નિસરણી ચઢીને પહેલે માળે ગયા. ઇચ્છાદેવીનો સૂવાનો ખંડ નજીક જ હતો. તેનું દ્વાર અંદરથી બંધ કરેલું હતું. ભીમદેવે દરવાન સામે જોયું. દરમિયાન અમરસિંહ પાસેની બારીને ધક્કો મારી ખંડમાં પેઠો અને બારણું અંદરથી ઉઘાડી નાંખ્યું.

ત્રણે જણા ખંડમાં પેઠા. અત્યંત આશ્ચર્યથી તેમણે જોયું, કે અંદરના ખંડમાં ઇચ્છાદેવીની શય્યા ખાલી હતી. તેની દાસીઓ પણ ત્યાં નહોતી સૂતી. આખો ઓરડો પ્રકાશિત દીપમાળાથી ઝળોઝળાં થઇ રહ્યો હતો, પરંતુ તેમાં કોઇ નહોતું.

ભીમદેવે દરવાનની સામે જોયું. અમરસિંહ પણ અકળાયો.

દરવાને પોતાની બે આંગળીઓ મ્હોંમાં નાખી સીસોટી વગાડી. ભીમદેવ તથા અમરસિંહ દરવાનના આ વિચિત્ર વર્તનથી આશ્ચર્ય પામ્યા અને

ગુસ્સે થયા. તેઓ પામી ગયા કે કંઈક દગો છે. તેમણે પોતાની તરવારો મ્યાનમાંથી ખેંચી કાઢી. એક ક્ષણમાં દરવાનના ટુકડા થઈ જાત, પરંતુ તેઓ તેમ કરે તે પહેલાં "ખબરદાર"ની પ્રચંડ ગર્જના સંભળાઈ, અને ઉઘાડી તરવાર સહિત ક્રોધાતુર સલખકુમાર તેમની નજર આગળ આવી ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૮ મું
## કામિનીનાં કામણ

કા નહિ પાવક જારી સકે, કા ન સમુદ્ર સમાય;
કા ન કરે અબલા પ્રબલ, કેહિ જગ કાલ ન ખાય. તુલસીદાસજી

તમામ પટ્ટણીઓ ઉતારા બહાર નીકળી પડ્યા હતા, માત્ર એક સેવક જેને ભીમદેવે પેલા ચન્દ્રાવતીના ભેદી ચાકરની દેખરેખ રાખવાનો કાર્યભાર સોંપ્યો હતો તે હજી ઉતારામાં હતો.*

સેવક બેઠો બેઠો વિવિધ વિચાર કરતો હતો, તેવામાં ઓસરીમાં કોઈનો પગરવ સંભળાયો. તેણે ઉંચે જોયું, તો બારણામાં ઉતારાના રખવાળની જુવાન છોકરી ઉભી હતી.

"કંઈ કામકાજ ? મેં કહ્યું: સૂતા પહેલાં પૂછી આવું." છોકરી બોલી અને લગાર હસી.

"આવોને ! તમારૂં કામ કે દહાડે નથી હોતું ?" સેવક બોલ્યો: તેના બોલવા પરથી તે રંગીલો જણાયો.

"તમારી જીભ કેમ તૂટી નથી પડતી ! પાટણવાડીઆ તો સુવા બધાય એક સરખા લાગે છે." છોકરીએ જરા ખિજવાઈને કહ્યું.

"અરે, અરે...દેવી ! ખમૈયા કરો. એમાં અમે તમને એવું શું કહી નાખ્યું છે તે આમ ખિજવાઈ જાઓ છો ?"

---

* (જુઓ ખંડ ચોથો પ્રકરણ ૫ મું.)

"હું તો તમને સાફ સાફ સંભળાવી દઉં છું, કે મને એવું ન ગમે."

"એટલું જ ને? ચાલો, તમને નહિ ગમે તેવું નહિ કરીએ." સેવકે બાઇને સારું લગાડવા માંડયું. "મેં તો કહ્યું: હું સાવ એકાએક છું, તો જો તમે બે ઘડી બેસો તો વાતોચીતો કરીએ."

"ત્યારે એમ સીધી વાત કરોને." છોકરી બોલી.

"મેં તો સીધી વાત કરી છે. તમે વાંકી સમજો તેમાં મારો શો દોષ?" સેવકે ખુલાસો કર્યો.

બાઇને બેસાડી તો ખરી પણ તેની સાથે શી વાત કરવી તે કંઇ સૂઝયું નહિ, પણ બાઇ બટકબોલી હતી: "તમે પાટણ ક્યારે જવાના?"

"અમારા ઉપરીનો હુકમ થાય ત્યારે."

"કહે છે પાટણ બહુ રઢિયાળું શહેર છે."

"એની શી વાત?"

"શું ચન્દ્રાવતી કરતાં પણ ચઢે?"

"હાસ્તો, રાણી અને દાસીમાં જેટલો તફાવત તેટલો પાટણ અને ચન્દ્રાવતીમાં તફાવત."

"તમે વધારીને વાત કરો છો."

"નહીં નહીં, સાચેસાચું કહું છું. પાટણ જેવું શહેર પૃથ્વીને માથે બીજું છે જ નહિ."

"ત્યારે હું યે ભાગ્યશાળી ખરી."

"કેમ?"

"મારૂં વેશવાળ પાટણ કર્યું છે."

"ઓહોહો! ત્યારે ભલાં માણુસ આટલા દિવસ કાં બોલ્યાં નહીં!"

"મને બહુ શરમ થઇ."

"ત્યારે અત્યારે શરમ કયાં નાસી ગઇ?"

"વાત નીકળી, એટલે વાત વાતમાં કહેવાઇ ગયું."

"ત્યારે તમે હજી કુંવારાં છો?"

"ત્યારે તમે શું માનતા હતા?" સામો સવાલ પૂછ્યો

"મેં જાણ્યું પરણ્યાં હશો."

"આ ઉપરથી એમ ધાર્યું?" જવાબ નહિ પણ પાછો સામો પ્રશ્ન જ.

"તમારી ઉમ્મર પરથી."

"હું એવડી બધી મોટી લાગું છું!" છોકરીએ પોતાના શરીર સામે જોયું અને પછી પેલા સેવક સામે મિટ માંડી બોલી.

"પરણ્યાં હોત તો પાંચ છોકરાંની મા હોત."

"હો, રાખો રાખો હવે."

"સાચી વાત કહું છું."

"સાચી વાત! એવું બોલતાં ન્હો તો સંભાળો."

"હવે તો ભાભી થયાં. ભાભીની મશ્કરી તો થાય."

"તમારા પાટણમાં?"

"અને અહીં?"

"અયોગ્ય મશ્કરી કરે તો જીભ ખેંચી કાઢીએ."

"રંગ રે રંગ! તમે તો બહુ બહાદુર જણાઓ છો."

"જેવાં છીએ તેવાં છીએ."

"ચાલો, ઝાઝી વાતે ગાડાં ભરાય. તમારાં લગ્ન ક્યારે થશે તે કહો!"

"આવતા શિયાળામાં."

"હું જરૂર જાનમાં આવીશ."

"આવજોને."

થોડી ક્ષણ વાતચીત બંધ રહી.

"તમે એકલા કેમ છો? બાકીના બધા ક્યાં ગયા?"

"સૌ નૌકાવિહાર કરવા ગયા છે. પરમારે કહેવડાવ્યું છે કે, 'ચન્દ્રાવતીના સરોવરમાં નૌકાવિહાર કરવાની ઓર લિજ્જત આવશે,' એટલે સૌ ગયા. હું ઉતારો સાચવવા રહ્યો."

"ઉતારાને કોણ લૂંટી લેવાનું હતું?"

"તમે!"

"અમારે એવી ભૂખ નથી. પાટણવાળાઓ તો બધા તમારા જેવા અધુરીઆ સ્વભાવના જ લાગે છે."

"તમારા વર પણ?"

"પાછા બોલ્યા?"

આજનો લ્હાવો લીજીએરે-કાલ કોણે દીઠી છે?

# હિન્દુ અનાથાશ્રમ—વઢવાણ કાંપ

આ આશ્રમના બે બાળકો સને ૧૯૩૦ ની સાલની મેટ્રીકયુલેશનની પરીક્ષામાં બેઠા હતા અને તેઓ બંન્ને તેજ વર્ષે ફત્તેહમંદ થયા છે અને હાલ કોલેજમાં દાખલ થઇ આગળ અભ્યાસ કરે છે. આ સાલમાં બે બાળકો મેટ્રીકના કલાસમાં છે. આ આશ્રમમાં હાલ ૬૦ નિરાધાર બાળકો છે તેમને અન્ન, વસ્ત્ર, સ્કુલ ફી, પુસ્તકો, ખોરાકી, પોષાકી, વિગેરે તમામ ખર્ચ પુરું પાડી, વ્યવહારીક, ધાર્મિક, અને નૈતીક કેલવણી આપી સ્વતંત્ર રીતે પોતાનો વ્યવહાર ચલાવી શકે તેવા કરવામાં આવે છે. નિભાવનો સઘળો આધાર દાતાજનો ઉપરજ છે. અનાથ સેવાનો અનેરો લ્હાવો લેવાનું કદી ચુકશો નહિ-દરેક પ્રકારના દાન સ્વીકારાય છે.

લખોઃ—વકીલ ગોપાળજી થોભણભાઇ તુરખીયા,
ડીસ્ટ્રીકટ કોર્ટ પ્લીડર
ઓનરરી-સેક્રેટરી

---

# નવો જમાનો, અમૃત કે ઝેર!

આ વાર્તામાં ચાલુ જમાનાની એક સત્ય મિશ્રિત રસમય કથા છે. ઉપરથી દેખાતી અમૃતમય જીંદગીમાં કોઇ કોઈ વાર ઝેર કયાં રહેલું છે તે સુક્ષ્મતાથી વાંચનારને દર્શાવ્યું છે. વાર્તા અદ્ભુત અને રસિક છે. કીંમત રૂ. ૪-૦-૦

---

# બાળકોનો આનંદ

**ભાગ ૧ લો, ભાગ ૨ જો — દરેકના ૦-૧૦-૦**

**કર્તાઃ-ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ.**

નાના બાળકો માટે આના જેવું સચિત્ર અને મનોરમ, નિર્દોષ અને શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં લખાયલું એક પુસ્તક નથી, ને . શાલે. ઈનામ તથા લાયબ્રેરી માટે મં છે.

"તમે બોલવા જેવું કહો, પછી મુંગા કેમ રહેવાય ?"

"અધુરીઓ સ્વભાવ ન હોય તો હું કહું તેમ કરો."

"શું ?"

"આ ઓરડામાં એક બેભાન માણસ પડ્યો છે તે મને બતાવો."

"અહીં તો કોઈ બેભાન નથી પડ્યું." નોકર ચમક્યો અને બોલ્યો.

"ખોટું બોલો છો ! મેં બરાબર જોએલો છે. કાલે પાણી નામવા આવી ત્યારે મેં દેખેલ."

"તમને ખોટો ભ્રમ થયો હશે."

"મને ઉડાવો મા. તમારે ના પાડવી હોય તો ના કહો."

"કોઇને ન કહો તો બતાવું."

"મારે કોઇને શા વાસ્તે કહેવું પડે ?"

સેવક તથા પેલી છોકરી અંદર આવ્યાં.

"તમે સાવ દયાહીણા છો."

"કેમ વારૂ ?"

"બિચારા બેભાન માણસને આમ કસીને બંધાતો હશે ? બિચારાનું શરીર છોલાઈ ગયું છે."

"અમારા ઉપરીની આજ્ઞા છે."

"ઉપરી તો નિર્દય હોય, એટલે ગમે તેમ કહે, પણ આપણે તો વિચાર કરવો જોઇએ ને !" છોકરી બોલી: "છેક જ દયાહીણા ન થાઓ. આ બેભાન બિચારો ક્યાં નાશી જવાનો છે ? એને છોડો."

સેવક કંઇ બોલ્યો નહિ.

"નથી સાંભળતા ?"

"સાંભળું છું."

"તો પછી કેમ મુંગા ઉભા છો ?"

"વિચાર કરૂં છું."

"મેં તો જાણ્યું, તમે કેવાય બહાદુર હશો. એ બેભાન બિચારો તમને શું કરી નાંખવાનો હતો ? મને તેના કાપા જોઇને અરેરાટી વછૂટે છે."

પોતાને કોઇ બિકણ કહે તે ગમે તેવા નિર્માલ્ય પુરુષને પણ પસંદ પડતું નથી. અને તેમાં પણ એ શબ્દો કહેનાર સ્ત્રી હોય તો તો તે વેણ મુદ્દલ પસંદ પડતાં નથી.

"હું છોડી નાંખું ?" છોકરીએ વિમાસણમાં પડેલ સેવકને સંબોધીને કહ્યું.

"ભલે." સેવક બોલ્યો.

છોકરીએ પેલા બેભાન પુરુષનાં બંધન છોડવા માંડ્યાં. સેવકના મનમાં ખાતરી હતી કે પોતે હજી બે કલાક પહેલાં જ, તેને ચોવીશ કલાક બેભાન રહે તેવી દવા સુંઘાડી છે, એટલે કંઇ ચિન્તા જેવું નથી. પરંતુ બંધન છૂટતાં વાર પેલા પુરુષે કૂદકો માર્યો અને સેવકને ગળચીમાંથી પકડીને ભોંયભેગો કરી નાખ્યો. એરણ પર હથોડા પડે તેમ પેલા ભેદી પુરુષના લોખંડી હાથના મુક્કા સેવકની છાતી પર પડતા



હતા. એક બે ને ત્રીજે પ્રહારે સેવક તદ્દન બેભાન થઈ ગયો, એટલે તરત જ પેલાં દોરડાંથી તેને મુશ્કેટાટ બાંધી પેલા પુરુષે છોકરીને કહ્યું: "અંજુબેનના આ ઓરડાની સાંકળ વાસી તાળું દઈ દે. હું આ દુષ્ટોના કારસ્તાનના સમાચાર આપવા મહારાજકુમાર સત્તખરાજ પાસે જાઉં છું."

# પ્રકરણ ૯ મું

## અધુરી આશા

"અમરસિંહ! કામ તો બહુ સારા કરતા દેખાઓ છો?" સલખકુમારે પ્રશ્ન કર્યો. ક્રોધથી તેનો ચહેરો લાલઘૂમ થઇ ગયો હતો. પ્રબલ શ્વાસોચ્છ્વાસથી નસકોરાં ફાટફાટ થતાં હતાં.

અમરસિંહ કંઇ પણ જવાબ આપે તે પહેલાં એક સેવકે મહાલયમાં પ્રવેશ કર્યો અને તેણે સલખકુમારને નમન કર્યું. સેવકને જોતાં જ ભીમદેવ વિમાસણમાં પડી ગયો! પોતે જેને બેભાન કર્યો હતો તે જ આ માણસ હતો. હવે બધો ભેદ ખૂલી જવાનો અને પોતે જો અહીં ગુર્જરેશ્વર તરીકે પ્રકટ થાય તો જીવનું જોખમ અને આબરૂનો ધોકો. હવે કરવું શું? ભીમદેવના મનમાં અનેક વિચારો ઝપાટાબંધ આવ્યા અને ચાલ્યા ગયા. છેવટે તેણે એક નિશ્ચય કર્યો. ઉઘાડી તરવારે તે પેલા સેવક પર ધસ્યો. ગાફલ રાજસેવકના બે ટુકડા થઈ ગયા હોત, પરંતુ ચપળ રાજકુમારે તેને બચાવી લીધો. સલખ અને ભીમદેવની તરવારો અફળાવાથી કડાકો થયો અને તણખા ઝર્યા.

"આ તો કોઈ બહાદુર માણસ લાગે છે?" સલખકુમારે કહ્યું.

"બાપુ! ગુર્જરેશ્વર!" સેવકે પોકાર કર્યો. પોતાના ઉપર અચાનક થએલ હુમલાથી તે ગભરાઈ ગયો હતો.

"ગાંડા! અહીં ગુર્જરેશ્વર કેવા?"

"સાચું કહું છું, બાપુ! આ પોતે જ ગુર્જરેશ્વર." પોતાની હકીકત વાયે મારી ન જાય માટે સેવકે બીજી વાર કહ્યું.

"કોઇક પીધેલ લાગે છે." અમરસિંહે સલખનો વહેમ દૃઢ થાય તે પહેલાં જ તેના નિવારણનું વાક્ય ઉચ્ચાર્યું.

"બાપુ! આપની આજ્ઞા પ્રમાણે હું પટ્ટણીઓને ઉતારે '
રાખવા રહ્યો હતો. ત્યાં મને માલમ પડ્યું કે, ગુર્જરેશ્વર '

પણ વેશપલટો કરીને આવ્યા છે. પરંતુ તે હકીકત હું આપને રજુ કરે
તે પહેલાં જ મને કેદ કરવામાં આવ્યો હતો. પટ્ટણી સૈનિકની ગફલતનો
લાભ લઈ છુટીને તરત હું અહીં આવ્યો."

"ગુર્જરેશ્વર ! તમારી આ દશા જોઈને મને પારાવાર દિલગીરી થાય
છે." સલખકુમારે કહ્યું: "જાઓ તમારા પર હાથ ઉગામવો અધર્મ સમજું
છું. હવે કોઈ પણ કામ શરૂ કરતાં પહેલાં કોઈ પાંચ અનુભવીની સલાહ
લેજો. આમ આંધળીઆં કરશો નહિ."

"ધ્રુવછ.દેવીને લીધા સિવાય હું અહીંથી જવાનો નથી."

"હા, એ બાબત પણ તમને સંભળાવી દઉં." સલખકુમાર કહેવા
લાગ્યો: "અમરસિંહની માગણી પર અમે પૂર્ણ વિચાર કર્યો છે. મારે
દિલગીરીથી કહેવું પડે છે કે, અમે તમારી માગણી સ્વીકારી શકતા નથી."

"સલખકુમાર ! તમારે પસ્તાવું પડશે. ચન્દ્રાવતીનુ હિત વિચારો."

"તમામ વિચાર કરી લીધો છે."

"ત્યારે તમારો આ જવાબ છેવટનો છે ?" અમરસિંહે પૂછ્યું.

"જી, હા." સલખે કરડાકીથી કહ્યું: "જે દિવસથી તમારા જેવા
હલકટ વાણીઆઓ કરતાકારવતા થયા તે દિવસથી પાટણની પ્રતિષ્ઠાનો
ધ્વંસ અને પડતીનો પ્રારંભ થઈ ચૂક્યો છે. નહીં તો ગુર્જરેશ્વર જેવો
પ્રતિષ્ઠાવાન પુરુષ આમ ચોરના માથાની માફક ભટકે !"

આમ વાતચીત ચાલતી હતી તેવામાં એક માણસે આવીને ખબર
આપ્યા કે, પટ્ટણીઓએ કુંવરીબાના મહાલય ફરતો ઘેરો ઘાલ્યો છે અને
દરવાનને ઠાર કરી દરવાજાની કુંચી હાથ કરી દરવાજા ખોલી નાંખ્યા છે
અને ચન્દ્રાવતીને ચૌટે ચૌટે પટ્ટણી પહેરગીરો ગોઠવાઈ ગયા છે.

"ત્યારે તમે ખૂબ તૈયારી કરીને આવ્યા જણાઓ છો !" ખૂબ
આશ્ચર્ય સાથે સલખે કહ્યું.

ભીમદેવ પણ આ સમાચાર સાંભળી આશ્ચર્યચકિત થયો.

"સૈનિકો ! ગુર્જરેશ્વરને કેદ કરો." સલખે પડકાર કર્યો.

સૈનિકો ધસ્યા.

"ખબરદાર ! કોની મગદૂર છે કે ગુર્જરેશ્વરને કેદ કરે ? ગુર્જરેશ્વરને

કેદ કરતાં પહેલાં લોહીની નદીઓ વહેશે." પાછળથી અવાજ આવ્યો. ધબધબ કરતાં માણુસો દાદર ચઢતાં હતાં.

"ગુર્જરેશ્વર મહારાજ ! મારી પાછળ ચાલો. હું ઇચ્છાદેવી ક્યાં છે તે બતાવું. સલખકુમાર ! જીવ વહાલો હોય તો કંઈ ચું કે ચાં કરશો નહીં. નીચે તમારા સૈનિકોને કેદ કરવામાં આવ્યા છે. તમને મદદ કરે તેવું હવે કોઈ છૂટું નથી રહ્યું." આવેલ માણુસોના ઉપરી જેવા જણાતા યુવકે કહ્યું.

ભીમદેવને તે મધુર અવાજ પરિચિત જણાયો. તે કોણ છે તે પારખવાનો સમય નહોતો.

જે દરવાને ગુર્જરેશ્વર તથા અમરસિંહને મહાલયમાં પ્રવેશ કરાવ્યો હતો તેણે ફરી સીસોટી વગાડી ! એક બે ને ત્રીજે અવાજે ઓરડાઓનાં બારણાં ફટાફટ ઉઘડવા લાગ્યાં અને સશસ્ત્ર સૈનિકો સીસોટી વાગતી હતી તે ઓરડા તરફ દોડી આવવા લાગ્યા.

"અહીં લોહીની નદીઓ વહે તો બહેતર છે, પરંતુ એક પણ પટ્ટણી યોદ્ધો આગળ ન વધવો જોઇએ."

"ત્યારે પહેલો ઘા સવા લાખનો." કહીને ભીમદેવે પાસે ઉભેલા પટ્ટણી યોદ્ધાની તરવાર ખેંચી લઈ ઝાપટી. સલખ ખસી ગયો. એક માણુસ કપાઈ ગયો. "જય સોમનાથ !" ભીમદેવે બૂમ પાડી.

"જય સોમનાથ !" માણુસોએ તે નાદ ઝીલી લીધો. એ પ્રચંડ રણુગર્જનાથી આખો મહાલય કંપી ઉઠ્યો.

પછી તો તરવારોની તાળી બોલવા લાગી. પટ્ટણી યોદ્ધાઓ ઇચ્છાદેવીના ખંડ તરફ ધસવાનો પ્રયત્ન કરતા હતા. ચન્દ્રાવતીના સૈનિકો તેમને ખાળતા હતા. તુમુલ યુદ્ધ મચ્યું, લોહીની છોળો ઉડી રહી, દરમિયાન સલખકુમાર અલોપ થઈ ગયો હતો.

આમ લડાઇમાં અને લડાઇમાં સવાર પડી ગઇ ! અનેક યોદ્ધાઓનાં શબનો ઢગલો થયો હતો.

પેલા મધુર યુવકે ભીમદેવને બારી બતાવી કહ્યું: "એમાં ઇચ્છાદેવી છે."

ભીમદેવે બારી સામે મીટ માંડી બારીમાં કોઈ ડોકાઇને બ[illegible]

હતું. ભીમદેવે માન્યું કે તે ઇચ્છાદેવી છે. તેણે પોતાના

ચઢાવ્યું અને ધસારો કર્યો. ચન્દ્રાવતીના સૈનિકોની ચન્દ્રદિવાલ તોડતાં તેમને ભારે મુશ્કેલી પડી. છેક સાંજે નમતે પહોરે તેમણે મહાલયનો કબજો લીધો, પરંતુ મહાલયમાં જઇને જોયું તો ઇચ્છાદેવી નહોતી. એક દાસી ઇચ્છાદેવી જેવા પોશાકમાં સજ્જ થઇ બેઠી હતી. અને તે વારંવાર બારીએ ડોકાતી હતી.

આ બાઇએ આપેલી થાપથી ભીમદેવને ઘણો ક્રોધ ચઢયો. તે તેના પર તરવારનો પ્રહાર કરવા ધસ્યો.



"સબૂર ગુર્જરેશ્વર! આ તમને ન શોભે." પેલા મધુર જુવાને કહ્યું. ભીમદેવ અટકી ગયો.

"બોલ લુચ્ચી! ઇચ્છાદેવી ક્યાં છે?" ભીમદેવે કરડાકીથી સવાલ કર્યો.

"સાચું બોલજે હો! નહીં તો એક ઘા ને બે કટકા થતાં વાર નહીં લાગે." પેલા જુવાને પણ દમ બિડાવ્યો.

"તેમને ગઇ રાત્રે જ અજમેર રવાના કરી દેવામાં આવ્યાં છે."

"શું કહે છે?" ભીમદેવ બરાડ્યો. આ સમાચાર સાંભળી તેના મગજમાં કાટકો થયો હતો. તલવાર નમી પડી.

"બરાબર કહું છું, મહારાજ!" ભયથી કંપતાં દાસીએ પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે મહારાજ! આપણી આશા અધુરી રહી." પેલા મધુર યુવાને ભીમદેવને કહ્યું.

"કોણ? લીલા—!" ભીમદેવે યુવાન સામે જોઇને કહ્યું.

"હા."

"દેવી!"

"નાથ!"

"મેં તમને દૂભાવ્યાં."

"એ વાત જવા દો. અત્યારે તો ગુજરાતના ગૌરવનો જ વિચાર પ્રધાન રાખો."

"રાણી! મારા મનની વાત—" ભીમદેવ ગળગળો થઈ ગયો.

"હું સમજું છું, વહાલા!" દેવીએ આશ્વાસન આપ્યું.

"ગુજરાતનું ગૌરવ જાળવવા જ મેં આ પગલું ભર્યું હતું."

"અને ગુજરાતનું ગૌરવ જાળવવા સારૂ જ ઇચ્છાદેવી અજમેર પહોંચે તે પહેલાં આપણે તેને પકડી પાડીએ."

"અમરસિંહ!" ગુર્જરેશ્વરે પોતાના પ્રિયમિત્ર તરફ જોયું.

"ધન્ય છે ગરવી ગુજરાતણને!" અમરસિંહ બોલ્યો.



चतुर्थ खंड समाप्तोऽयं ग्रन्थः



# ઐતિહાસિક નવલકથાઓ

## રૈનક મહેલની રાજખટપટ અથવા
## બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ

(૧૯૧૯)-આ ઐતિહાસિક નવલકથામાં દક્ખણમાં સ્થપાયલા બ્રાહ્મણી
વંશના છેલ્લા બાદશાહની પડતી કેવી રીતે થઈ, તેના વખતમાં રાજ્યની
જાહોજલાલી કેવી હતી, તેમજ અંદરખાનેથી રાજખટપટો કેવી ચાલતી હતી, અને
પરિણામ કેવું વિનાશકારક આવ્યું તેનું આબેહુબ વર્ણન છે. કીમત રૂ. ૨-૦-૦

---

## બાદશાહ બાબર અથવા
## નુરે ઈસ્લામ



(૧૯૨૦)-આ પુસ્તકમાં મોગલવંશના સ્થા-
પનાર મૂળ પુરૂષ બાબર બાદશાહની પહેલેથી
માંડીને છેવટ સુધીની કથા છે. તેણે હિંદુ-
સ્તાન કેવી રીતે સર કર્યું, લોદીવંશના બાદ-
શાહને પાણીપતના મેદાનમાં કેવી રીતે હરાવ્યો,
મુસલમાન ધર્મના ઉદય માટે કેવા પ્રયત્નો
કર્યા, પોતાના દીકરા હુમાયુ માટે પોતાનો જાન
કેવી રીતે આપ્યો વગેરે રસીક કથા-ભાગ છે.
મુસલમાનોએ ખાસ વાંચવા લાયક છે.
કીમત રૂ. ૩-૦-૦ ઘટાડેલી કીં. રૂ. ૨-૦-૦

---

## ચક્રવર્તિ હમીર અથવા ચિતોડનો પુનરૂદ્ધાર

(૧૯૨૧)-આ વાર્તા પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડના અનુસંધાન રૂપ
છે. એમાં અલ્લાઉદ્દીનના વખતમાંજ મહારાણા હમીરસિંહ ચિતોડ કેવી
રીતે પ્રાપ્ત કરે છે, સુબા માલદેવની પુત્રી કુમારી દેવીનું કેવી સ્થિતિમાં પાણી-
ગ્રહણ થાય છે, રજપુતો કેવી શૂરવીરતા દર્શાવી ચિતોડગઢ હાથ કરે છે તેનું
વર્ણન આમાં છે. કીમત રૂ. ૩-૦-૦ ઘટાડેલી કીં. રૂ. ૨-૦-૦

# અમરગર્જના

અથવા

# સુષુપ્તિ અને જાગરણ

(૧૯૩૦)—આ વાર્તામાં મહારાણા પ્રતાપની પછી ગાદીએ આવેલા રાણા અમરસિંહે મહાન મોગલ બાદશાહ અકબરને હંફાવ્યો. તેનો ઇતિહાસ અને એક રસ ભરેલી પ્રેમકથા અને આત્મભોગ તથા બ્રહ્મચર્ય, ટેક, શૂરવીરતાના અદ્‌ભુત પ્રસંગો છે.
કીંમત રૂ.૩—૦—૦. ઘટાડેલી કીં. રૂ.૨—૦—૦ ટ. ખ. ૦—૪—૦

---

# અમરેશરી કટારી

અને

# તોગારી તલવાર

(૧૯૩૧) આ વાર્તામાં બાદશાહ શાહજહાંનને, નાગોરના રાઠોડવંશી રાજા અમરસિંહે ભર દરબારમાં કટારી ચલાવી કેવો ગભરાવી નાંખ્યો હતો અને ત્રાહે ત્રાહે પોકરાવી હતી તેનું રોમાંચકારક વર્ણન કરવામાં આવ્યું છે. વીરરસ અને કરૂણરસથી ભરપૂર છે.

બીજી, તેથી પણ વધારે અદ્‌ભુત વાર્તા તો તોગાજીની તલવારના તરખાટની છે. શિર કાપીને કબંધ અવસ્થામાં પણ પોતાના હાથથી તલવાર ચલાવવાનું જોર અને શ્રદ્ધા રાખનાર વીર તોગાજીએ આ વાતમાં કમાલ કરી છે. તોગાજીની સ્ત્રી પણ તેની પાછળ બહાદૂરીથી સ્વાર્પણ (સતી) કરે છે તે વાંચી તેને

શ્રદ્ધાંજલિ આપ્યા વિના કોઈ પણ રહી નહિ શકે. અદ્ભુત
કરુણરસની ટોંચ આવે છે.

ત્રીજી, ગુજરાતના હળવદના રાજા રાયસિંહે અકબર બાદ-
શાહના દરબારમાં તેના એક્કાને ઉંચકી હથેલીથી ભીંતમાં પટ-
કાવી મોત નિપજાવ્યાની વીરરસથી ભરપૂર વાત છે.

કીંમત રૂ. ૩-૦-૦ ઘટાડેલી કી. રૂ. ૨-૦-૦
ટ. ખ. ૦-૫-૦

---

## શત્રુંજયના શ્યામ અથવા જોગણીનું ખપ્પર

કિંમત રૂ. ૩-૦-૦.

---

## પ્રતાપી પ્રતાપ



આ વાર્તા ગુજરાતના એક ભાટે પોતે જુના હસ્તલિખિત ગ્રન્થને આધારે લખેલી છે. એમાં હિન્દ સુરજ મહારાણા પ્રતાપનું રાજ્ય કેવી રીતે જાય છે, તેના ઉપર એકી વખતે કેટલાં સંકટો આવી પડે છે, ભીલો તેનું કેવું સુંદર રક્ષણ કરે છે, અકબરના લશ્કરને તે કેવો હંફાવે છે. અને આર્ય ધર્મને કેવો વળગી રહે છે, પૃથ્વીરાજ તેને કેવી મદદ કરે છે, આખરે ભામાશાની મદદથી તે પાછું મેવાડનું રાજ્ય મેળવે છે, તેનું અદ્ભુત રસિક વર્ણન છે. પ્રતાપ સંબંધી ઘણી વાર્તાઓ લખાયલી છે પણ આવી તદ્દન ઓરીજીનલ એકકે વાર્તા કોઈ પણ ભાષામાં નથી એકવાર વાંચવા લો તો રસ એવો પડશે કે મૂકવી નહિ ગમે. કી. રૂ. ૧-૦-૦

# ઈરાવતી

કર્તા—છગનલાલ ઠાકોરદાસ મોદી. (આવૃત્તિ ૩ જી). મહાન પ્રતાપી શહેનશાહ અકબરના રાજ્યકાળનો આ એક અતિ ઘણો રસભરિત ઐતિહાસિક વાર્તાનો ગ્રન્થ છે. તે સુરસ, બોધક, શિક્ષણ લેવા યોગ્ય, અને હૃદયરંજક વાર્તા છે. મુંબઈ ઈલાકાની સરકારના ભાષાંતર ખાતાના રેજીસ્ટ્રારે આ ગ્રન્થને એક ઉત્તમ ગુજરાતી નવલકથા જણાવી છે. (૧૮૮૮–૮૯ નો રિપોર્ટ) ગુજરાતના દરેક દરેક પત્રે તેનાં ભારી વખાણ કરેલાં છે. કવિ નાનાલાલ દ૰ કવિ લખે છે કે, "આ પુસ્તક અને ઘણું પ્રિય છે. મેં ભણાવેલું પણ છે, અને અકબરશાહના જમાનાનું એક ખરું અને સારું શબ્દચિત્ર એ પુસ્તકમાં છે."

કીંમત રૂ. ૨–૮–૦

---

# લીલા અથવા ગ્રેનેડાનો ઘેરો

આ પુસ્તકમાં ગ્રેનેડા ઉપર ઘાલવામાં આવેલો ઘેરો, અને યોગના ચમત્કારોની અદ્‌ભુત વાર્તા છે.

કીંમત રૂ. ૧–૪–૦.

---

# મિસરની મહારાણી ક્લીયોપાત્રા

મિસર અથવા ઇજિપ્તની સર્વ સત્તાધીશ બની બેઠેલી રાણી ક્લીયોપાત્રા અને તેના પ્રેમપ્રસંગોની આમાં વાર્તા છે. અંગ્રેજીમાં આ વાર્તાઓ વખણાયલી છે.

કીંમત રૂ. ૧–૮–૦

---

# આર્ય આદિત્ય બાપ્પા રાવળ

સૂર્યવંશી મેવાડના અધિપતિ મૂળ પુરૂષે ચિતોડમાં પોતાની રાજધાની કેવા પ્રસંગોમાં સ્થાપી તેની કથા આમાં છે. તે વખતના ગુજરાતનું દશ્ય, અને રજપુતાના મેવાડનો સંબંધ વગેરે બાબતો ઉત્તમ રીતે આપેલાં છે.

કીંમત રૂ. ૧–૦–૦



## જહાંગીર

આ પુસ્તક મોગલ સમ્રાટ્ જહાંગીર ઉર્ફે સલીમના રાજ્ય કાળનો તેણે પોતે લખેલો ઇતિહાસ છે અને તે પ્રમાણભૂત ગ્રન્થ મનાય છે, ઇતિહાસ હોવા છતાં વાર્તા તરીકે વાંચતાં રસ પડે તેવો છે.

કીંમત રૂ. ૦–૧૨–૦.

---

# દિલ્હીપર હુલ્લો

(કર્તાઃ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ)

ભરતખંડમા હિન્દુ રાજ્યનો ક્રમ ના[illegible] [illegible]ર્શાવનારી આ અનુપમ વાર્તા [illegible] [illegible]દાખ તથા ઉદેપુરના રાણ સમરસિંહ[illegible] અદ્ભુત દર્શન[illegible] વામાં આવ્યું [illegible] શાહબુદ્દીન ઘોરીએ પૃથ્વી[illegible] હતો તેનું ને તે કાળની [illegible] યુદ્ધ વર્ણન આપવામાં આવ્યું છે.